# પંચ કથા

એટલે જે

## પાંચ ચાનકય કથાઓનો સંગ્રહ.

૧. અભોસ ખાટલો—૨. ભુલી હું ભુલી—૩. હીલસાં-
૪. મુજી માટીડા—૫. સબસે બડી ચુપ.

---

રચનાર—જાહાંગીર બેહરાંમજી મરઝબાન.




મુંબઈ:
બેલાર્ડ હાઉસ
જામે જમશેદ પ્રીન્ટીંગ વર્કસમાં
મેસરસ જહાંગીર બે. મરઝબાનની કાંo એ છાપ્યુ છે.

---

૧૯૦૫.

## સાંકળીઉં.

# પ્રસતાવના.

મરતે મરતેબી તટીસે લડતે. કહ્યું છે જે રણસંગ્રામમાં પળોતાયલો ઘરડો ઘોડો મરતાંબી ફુંફારા મારવા ચુકતો નથી. તેમ આ કામીની કલમ ઘસાઇ ઘસાઇને બુઠ્ઠી થવે પણ હજુ કોઇ વાર વીજળીક ચમકવા લઈ ઉઠે છે અને અભડાઇને ખુણે પડવાની ના પાડે છે. હવે બસ, હવે બસ, કરતાં આ ફીદવીનું ૨૪ મું વાલમ આપની હઝુરમાં ધરતાં મારા મનમાં અનેક વીચારો ઉભા થાય છે પણ તે વર્ણવાની અત્રે જગા નથી. સાદા લેખકની પદવીને હું પોંહોચ્યો નથી, તો પછી અચ્છા લેખક હોવાની ગર્વ પુર માંગણી તો કયાંથી કરૂં. માટે મારા શુભેચ્છકોએ મને તરેહવાર વખાણોથી નવાજયો છે તેમાં હું ખુદ યોગ્યતા કરતાં મારા તરફની મીત્રાચારીનો પ્રાસ વધારે જોઉં છું. કેમ, આ મારી લખાણબાજીની છેલ્લીજ કોશેશ હશે કે ! ઈશ્વર જાણે.

જાં. બ. મ.

# અભોસ ખાટલો.

## પ્રકરણ—૧.

પારસીના મોટે ઘેરનાં લગન કોણે જોયાં નથી! લાલ અને લીલી, પસતાઈ અને ક્રીમ કલરની સાડીઓથી ઉભાઇ જતા રંગોથી જગમગી રહેલું એક સરઘસ આલબ્લેસ બાગમાંથી વાજતે ગાજતે નીકળેલું ફરામજી કાવસજીનાં આતશબેહેરામ તરફ વળ્યું. ડાકટર કાવશાની ખુબસુરત બેટી પીરોજા પરણીને પોતાના ધણી સાથ આતશના નુરી કેબલાને પગે લાગવા જતી હતી.

ડાકટર કાવશા અસલવારેના જી. જી. એમ. સી. હતા અને પાંચ પૈસે સુખી હતા. તેઓની મોટામાં મોટી દોલત તેમની પાંચ ચહડ ઉતરની દીકરીઓ હતી અને તેઓ રૂપાળી હોવાથી સારે ઠેકાણે પરણીને ગોઠવાઇ જશે એવી સર્વે વાજબી વકી રાખતાં હતાં. આ સર્વેમાં વડી પીરોજા સર્વેથી પેહેલી ઉંચકાઇ. તેણીના ધણી કેકોબાદ અસલ પ્લીડર થવા માટે અભ્યાસ કરતા હતા, પણ જાતે લગાર અયાશી હોવાથી અભ્યાસ ઉપર મન ન હતું. એવામાં તેમના પીતા ગુજરી જવાથી દર માસે રૂપ્યા પાંચસોની બેઠી આવક

આવતી થઇ એટલે સઘળું છોડી દીધું યાને પોતાના જીવને મોજ ચખાડવા લાગ્યા. કેકોબાદને કલબ, નાટક, નાચ વગેરેનો જરા અભખરો હતો તેમજ નેકટાઇ કાલર અને નવી ફેશીનના પાટલુન વગેરે ઉપર દમપર સુમાર હોવાથી મહીનાને છેડે અથવા જરા તે અગાઉથી રૂપ્યા પાંચસો પુરા કરી મુકતા હતા. કીસમતમાં લખ્યું હશે એટલે કેકોબાદ ને ડાકટર ફાવશા સાથ ઓળખાણ પડી અને તેમને ઘર આવતા જતા થયા. આતશ આગળ માખણ મેલો તો નરમ પડ્યા વગર કેમ રહે. રૂપાળી, રમુજી, આળસુ પીરોજા ઉપર કેકોબાદની દ્રષ્ટી ચોંટી અને લગન ગોઠવાયાં. પાંચસો રૂપ્યામાં તો પાદશાહની પેઠે રહીશું અને મોજ મારશું એવી પીરોજાએ મન સાથ ગણત્રી કરી. સો રૂપ્યાનો બંગલો, એક સો રૂપ્યા બજાર હાટના, એકસો રૂપ્યા બે જનના કપડાંના, પચીસ રૂપ્યા ચાકર નફરનો પગાર, પચીસ રૂપ્યા પરચુરણ અને પચાસ રૂપ્યા ગાડી ઘોડાના મળી ચારસો રૂપ્યામાં ઘર વહી નીકળશે અને બાકી રૂ૧૦૦) દર માસે હાથમાં રહેશે તેમાંથી અવાર નવાર ખંડાળે તથા માથેરાન જવાશે. એવી ઉપર ટપકેની ગણત્રી કરી પીરોજા પોતાને ઘણી નસીબદાર સમજવા લાગી અને તેઓ પરણ્યાં. આજે આ મુબારક શાદીનો દીવસ હતો.

શાદીનું વર્ણન કરવાની કાંઈ જરૂર છે? જયાં જોઇશું ત્યાં એકનું એક. નેશનલ બેંડના સરોદ અને ગ્યાસની બતી, સોડા લેમોનેડની ટીચાટીચ અને બબરચીઓની ધમ-ચકી બધે સરખી. કોઈ ઠેકાણે વધતી અને કોઇ ઠેકાણે ઓછી. આ વાર્તા વાંચનારનાં લગન થયાં હશે તો તેના

ઉપર તો આ વીપતી પડીજ હશે અને નહીં પરણેલા હશે તો ચંદ રોજમાં અનુભવ મળશે.

કેકોબાદ અને મીસીસ રાતના જમીને પોતાના જામા સાડીને ગાંઠ વાળીને બેંડના સરોદ વચ્ચે પોતાને નવે બંગલે સીધાર્યાં અને ભુખ્ખાડાંસ મેહેમાંનો "લગ્ગો સાહેબ, તમારી સલામતી—લગ્ગો સાહેબ, પરણતાં જોડાંની સલામતી" વગેરે બાહાનાઓથી વાહીરકાનું નખ્ખોદ વાળવામાં ગુંટાયા.

દશ વાગતામાં તો સઘળું વગે જગે થઈ ગયું. ડાકટર કાવશા પોતાનાં ધણીયાણી બચુબાઈ અને રંડાયલાં બેહેન કુવરબાઇ જેવણ 'ફુઇમાઓ'ના નામથી ઓળખાતાં તેવણ સાથ ઘેરે ગયા અને થાકેલી કમ્મર ચાંપવા બેઠા. 'ફુઇમાઓ' સાથ આગળ આપણને થોડોક હીસાબ ચુકવવો છે, એટલે તેવણને તમારી સાથ 'ઇનટ્રોડયુસ' કર્યા વગર આગળ ચલાશે નહીં. તેવણ ઉમરે પચાસેક વર્ષનાં, બારે ગાંઠ પુરાં, અને સાચ્ચાં બોલાં હતાં. મરતાંને મર નહીં કહે પણ જરૂર પડે ત્યારે અરધાનો ખુરડો ને અરધો બાવો ચુકવી આપવાની તેવણમાં કુનેહ અને હીમત હતી. કાવશાની છોકરીઓ કોપથી નહીં બાયે પણ ફુઈમાએ આગળ ચોટી બીલાડીઓની પેઠે નાહસતી ફરતી હતી. તેવણ જયારે સુરતથી ભાઇને ઘેર રહેવા આવવાનાં હોય ત્યારે છોકરીઓમાં ગભરાટ શરૂ થતો કે 'વેહાનુ નગીઅર' આવ્યું.

બચુબાઇ થાકીને બેસી ગયાં—"ઓ માયરે! જાણે પગ નીપરાઇ જાય છે. ફેરા આંટી ખાતાં ખાતાં દમ ઉપર આવી ગીયો."

ફુઇમાએ શીંગડાંનો ચશમો કપાળે ચહડાવી અભાડો બાળવાનો પેહેલોજ નમુનો રજુ કર્યો "એટલા બધા તે શું ફેરા ખાધા? પચાસ સાઠ લેમોનેડની બાટલી નહીં પીજયેની? મુઉં બપોરે ધાન સાથે વાઠી ભરીને દહીં ચાટયું ત્યારેજ મેં તો ના કહ્યુંતું પણ માને કોણની બલા? એ તો હવે વેહે."

"ફુઇમાએ, તમેબી, વળી એમ કેહો કે કાવશા સાંભળે તો રન પાડે. આપરે છે તે આલાં, રાતના ખાધા પછી તારી પાસે બેસીને વાત કરતો'તો તે કોણ? કેવા ખાસ્સો રમકડાં જેવા છોકરો છે."

"વરી મજાનો શાએ થયો?" બીજી છોકરી નાજુએ ટણકો કરીને ઉતર આપ્યો.

"મજાનો નહીં તો વળી તેને શું કુતરાએ કરડયો? સારો ઉતો કે માઠો તેનું આપુને શું?" ફુઇમાએ મત આપ્યું.

અત્રે બચુબાઇ કાંસીને બોલ્યાં "એની બધી રીતભાત એવી ઉતી કે જાણે તે આપણા ઘેરમાં ઓળખાણ પાડવા માગતો હોય, આજેબી આવીને કાવશા સાથે વાતે બેઠોછ. રએ એવણ કાંઇ ખઆ પગ ગલીચા સુધી લાવે! કાંય આલાં, તું લાલ લાલ કાંય થઇ ગઇ?"

સર્વેની નજર આલાં ઉપર પડી. તે ખરેખર લાલચોલ થઇ ગઇ હતી. દાઢમાં ઘાલીને વગોવ્યા કરતાં એકદમજ કહી દેવામાં ફાયદો છે કે આ જુવાન પુરૂષ જેનું નામ

ગુસ્તાદ કરીને હતુ તેની સાથ આલાંને થોડાક માસ થયા કોઇ સગાને ઘર ઓળખ પડી હતી, અને તે ઓળખ વધીને વધારે મજબુત રૂપ પકડયાથી તેઓએ પોતાના દીલનો ભેદ આલાંનાં માબાપ આગળ જાહેર કરવાનો ઠરાવ કર્યો હતો અને તેજ મતલબથી આજે ગુસ્તાદ ડાકટર કાવશા સાથ ખાનગી ગુફતેગો કરવા આવ્યો હતો. હજી તો આ વાત ચાલે છે એવામાં કાવશા સરભોગ ઓરડામાં આવ્યા અને કોચ ઉપર બેસવા જાય છે એવામાંજ આકળાં બચુબાઇએ સવાલ નાખ્યો. "એ તમે શું કાચું કાપી આયા ?"

"કાચું શું ને પાકું શું ? ગુસ્તાદજીએ મારી રજા પુછી તેનો મેં જવાબ આપ્યો કે જયારે છોકરો છોકરી રાજી છે તો મારે વચ્ચે હરકત નાખવાની મરજી નથી. હવે તે છે ને આલાં છે. પોતે પોતાનું નસીબ શોધી લેશે."

બીજી છોકરીઓ તો દબાઈ ગઇ પણ બચુબાઇ છેડાઇ પડયાં "ઓ તમારી સુધ જાયરે ! એ એકદમ મદઈ ચરી શા વરે ગીયા ? એવા સાથે દોરાદોર કરીને પરણાવીને છોકરીને શું લોકને ઘેર રાંધવા મોકલશો કે ?"

"એ વળી તું વાત કયાંથી લાવી ? તે કાંઇ છેક નાગો ભુખો નથી. મ્યુનીસીપાલીટીમાં એનો અઢીસો રૂપ્યાનો પગાર છે. આપણે પેહલે પરણ્યાં ત્યારે વળી કેઇ દોલતમાં ફીડા પડતા હતા ? આલાં, તું કાંઈ મનમાં ઓછું ના લાવતી. તારી માઍનું ભેજું જયારે ઠેકાણે આવશે ત્યારે પોતેજ તુને

કહેશે કે અમે જ્યારે પરણ્યાં ત્યારે હું સાઠ રૂપીઆ કમાતો હતો ને આજે તારી માએ વાસણ ઉજાડવા જાયછે કે?"

'નાનસન્સ'—છોકરી, તારા બાપનું સાંભળશે તો હાડ-માર થઈને મરશે. તે વખત જુદા હતા ને વાત જુદી હતી. આખર કરે પણ તારા બાપને હાથ ધંધો હતો ને હોસ્યાર હતા તેથી વધ્યા, ને આજે તારા શોભતા ગુસ્તાદની જગાજે અઢીસો રૂપીઆની છે ને બીજાં સો વર્ષ સુધી બસો ને એકાવન થવાના નથી."

"પણ એ ગુસ્તાદ છે કોણ? ખાનદાની છે કે?" ફુઈમાએ પુછ્યું.

"અરે ખાનદાન ને બાનદાન! આજે ખાનદાન ને ગોર-દાનને કોણ પુછેછ? આજે તો પૈસાદાન જોઈયે. એ અગાઉ સીવીલ સરવંટ થવા વેલાત જવાનો હતો પણ તેટલાં એનો બાપ મરી ગયો તેથી વાત રહી ગઈ એ જેમ તેમ એના બાપની શરમે મ્યુનીસીપાલીટીમાં ગોઠવાયોછ. જો, આલાં, મારૂં માને તો છતી આંખે ચાલી ભોકલી ના નહીં તો પસતાશે."

આ સાંભળી આલાં ઉઠીને પોતાની માના પાસામાં ભરા-ઈને દયામણું મોંહ કરી તેણીને સમજાવા લાગી "જો માએજી, તમારી મરજી ઉપરવારી થઈને તો હું કદી પરણ-વાની નથી ને એમ તમુને નારાજી કરીને મારા સાથ સગાઈ કરવાને ગુસ્તાદજી હા કહે તેવા નથી. પણ તમે જરા ઠંડાં પડીને વીચાર કરો, એ કેવા ભલા ને સમજુ છે તેની ખબર કહાડો ને પછી તમે તમારી મેળેજ રાજી થશો."

દીકરીના પટાવ્યાથી બચુબાઈ જરાક પસર્યા. તેવણે આલાંને પસવારીને બોલ્યાં "જોની માઅે, પરણવાની તું છે, હું થોડી પરણવાની છેઉં? અઠાસો રૂપરડીમાં ઘેર કેમ ચાલે ને આપણાં નામને સારૂં લાગે તેમ રહેવાય કેમ? એ કાંઈ કાળે બને?"

"માઅેજી, તેની ચાતા તમારે કરવી નહીં, અમે બે જણે સાથે મળી બધો હીસાબ ઘણી સંભાળથી કર્યોછ. અમારી બેઉની ખાત્રી છે કે એટલામાં અમે ઘણાં સુખથી જોકે કરકસરથી રહીશું. રતુમાસીને ત્યાં એ લોક બચારાં કેમ કરવકરે કામ ચલાવેછ તે મેં શું જોયું નથી કે?"

"સોજ બરે તારી રતુમાસીના! બચારા તેના વરને મીલમાંથી સો રૂપ્યા મળેછ તેમાં તો આઠ તો છોકરાં છે. તું તાંહાં કોઈ કોઈ વખત જાય ત્યારે માસી હેત કરીને તળેલાં પાંઉના ડુચા ખવરાવે ને તું સાથે સાથે વાસણ ઉજારવા લાગે તે તુંને જરા સારૂં લાગે, પણ ઘરમાં તો બચારાં દાળ ને રોટલીપર રહેતાં હોશે ને આઠ દહાડેબી ગોસનો એક કડકો બજારમાંથી આવતો નહીં હોશે."

"તે બધું હું કબુલ કરૂં છું, માઅેજી, પણ તે છતાં જયારે જોઉંછ ત્યારે રતુમાસી હસ્તાં ને ખુશાલ હોયછ. કોઈ છોકરૂં અહીંથી પીએ, કોઈ ત્યાંથી વળગે તે બધાંને જવાબ દે. માસા પગાર લાવેછ તે બધો કેમ ખરચાયછ તેનો પૈએ પૈ હીસાબ મેં જોયલો છે તેપરથી હું જાણુંછ કે એ લોકને કશી અડચણ પડતી નથી. એમાં શું? સૌનેજ કાંઈ હજાર

ને બે હજાર કમાનારા વર મળતા નથી. વાડી ગાડીનું કમ-ઠાન રાખનારા પણ બેદરકાર ધણી કરતાં થોડું કમાઉ પણ હેતવાળો ધણી હું વધારે પસંદ કરૂંછ."

"અરે પણ હા, હમણા અઢીસો છે તો કાંઇ નહીં, પછી આસ્તે આસ્તે વધીને પાનસો, પાનસોપરથી છસો ને છસો-પરથી વધીને આઠસો થવાના હોતે તો વારૂં સમજ્યાં, પણ આમ્યે તો જાણી જોઇને આખો ભવ ગરીબીમાં સબડવાનું છે, વાસ્તે મારૂં માનીને ફરીથી એક વખત વીચાર કર."

"નહીં, માએ નહીં, એમ મારૂં દીલ તોડી ના નાખો."

આ ઠેકાણે ફુઇમાએ વચ્ચે પડ્યાં "પણ છોકરી, તારી ગણત્રી પ્રમાણે હમણા અઢીસોમાં ચાલશે પણ બીજે વર્ષે ત્રણસો જોઇશે ને ત્રીજે વર્ષે ચારસો જોઇશે તેનો કાંઇ વીચાર કીધો?"

"બધો હીસાબ કીધો ફુઇમાએ, પેહેલે વર્ષ અઢીસો શું કરવા ખરચ્યે? કોથળીનું મોહોડું પેહેલાંથીજ 'તાઇટ' રાખ્યું કે પછી ફેર પડે નહીં."

"હા. બધી નાદાન છોકરીઓ પેહેલાં એવાજ હીસાબ કરે છે. ઘર કહેજે માંડી જો ને બ્યાહ કહેજે કરી જો."

"તે અમે બધું સમજયેછ. સામાન છે, ભાગે તુટે, કપડાં મેલાં થાય એ બધું એમજતો."

"ને બીજુંબી કાંઇ વધે, આલાં. પેલાં ચ્યાંઉં ચ્યાંઉ વધે તે કાંઇ ગણત્રીમાંજ નહીં કે?"

"કાંય નહીં, તેઓ પોતાની સાથે પોતાનું નસીબ લેતાં આવશે."

"એ નસીબ લાયાં! છોકરાંનું તોડકું!" માતાજી રીસાઈને બોલ્યાં.

"તમે ગુસ્સો ના કરો, અમે છૈયે ને અમારૂં નસીબ છે. તમે ને બાવાજી રજા આપો ને પછી ફરીથી એક બોલનો કંટાળો આપ્યે તો મને કહેજો."

"ને અમે રજા નહીં આપ્યે તો?"

"તો પછી શું? અમે ધીરજથી થોભી રહીશું. એક દહાડો એવો આવશે કે તમે પોતાની મેળે રજા આપશો."

આ ઠેકાણે ફુઈમાએ પોતાની સરેસતાની અકકલ વાપરીને વચે પડયાં "વારૂં ચાલ, આલાં દીકરી, સાંજી વરા સપરમો દહાડો ફુહર ના. જોઇયે, ધીરજથી તારા બાપ સાથ વીચાર કરીને એનો જવાબ દઇશું. હમણા તાતે ધાએ ખરૂં નરૂં કરાવવામાં ફાયદો નથી." આટલું સાંભળી આંખ લુછીને આલાં ત્યાંથી ઉઠી ગઈ.

તેણીના જવા પછી બચુબાઇ બોલ્યાં "ફુઈમાએ, તમેબી શું છોકરીનાં મોહોડાંમાં બોટું આપ્યું? એ કાંઇ હવે એકની બે થવાની છે?"

"જોની બેહેન, એ હવે એના કીસમતમાં નોધાઈ ચુકયું. ઘણી બોહસ દહાડે વારેના બચ્ચાં સાથે કર્યામાં ફાયદો નહીં. રાંડ મીનીગોની કાની બધું નકી કરીને આવીછ એટલે તમે કાંય તમારા વસા ગુમાવોછ?"

## પ્રકરણ—૨.

મુંબઈથી પરેલ કેટલું છેટું છે? કાંઈ નામનું. પણ પરેલ કરતાં કોટના ભાડાં લગભગ આઠગણા છે. પરેલનાં એક સફાઈદાર લત્તા ઉપર એક નાનો રમણીય બંગલો લઈને ગુસતાદ અને આલાં જઈ વસ્યાં હતાં. કહેવાની તો જરૂર ન હશે કે પટામણી આલાંએ આખરે પોતાના માયજીને સમજાવી લીધાં હતાં અને દર માસે અઢીસોની આવક ઉપર તેઓએ સંસારના અસ્થીર સાગર ઉપર પોતાની જીંદગીની કીર્તી ઝોંકાવી હતી. તે લોક રૂ ૪૫) નું માસીક ભાડું ભરતાં પણ ભાડાંની રકમ જોતાં બંગલો ખાસ્સો રમકડાં જેવો અને કોઈને એબ નહીં લાગે એવો હતો. પોતાના કરકસરના વીચારો અને અખતરાઓ ચીવટપણે અજમાવી જોવાને આલાંએ ઠરાવ કીધો હતો. જયારે ડાક્ટર કાવશા અને કુટુંબ પોતાની રાબેતાની માથેરાનની વારશીક સેલપ્રાહથી પાછું ફર્યું ત્યારે ગુસતાદ—આલાંને પરણ્યાને પાંચ મહીના થયા હતા અને બીજેજ દહાડે છોકરીઓ આલાં બેહેનને નવે ઘેર હર્ખભેર મળવા દોડી ગઈ. અહીં નોધવાની જરૂર છે કે જયારે આ સઘળી બેહેનો કુંવારી હતીઓ ત્યારે ચારો બેહેન ઝનડાની પેઠે રાંક આલાં ઉપર સત્તા ચલાવતી હતી અને હજુબી આલાં પરણ્યા છતાં તેઓએ આ ટેવ મેલી દીધી ન હતી.

પરેલના બંગલામાં દાખલ થતાંજ નાજુએ છણકો કીધો:— "ઓ વાય આલાં, એમ બધું ભીખારી જેવું શું? આખાં

૧૬૭૬



ઘરમાં કોઈ કાળું કુત્રું નહીં મળે, અમે ક્યારનાં બારણું ઠોકી ઠોકીને વાજ વર્યાં તો સત્તર કલાકે મુંઇ કોઇ ઝલખરી જેવી ફરંગન નીકળી આવી. મેં પુછયું કે તું કોણ? તો કહેજે હું તો રાંધવા પર રહેલી છેઉં. તે તારો મીસ્ત્રી કાંહાં પોતાની મમાઇ બપાઇને નાતરે ગીયોછ, ને આયા કાંહાં છે?"

"બેહેન, મેં મીસ્ત્રીને તો રજા આપીને મારી આયાજ હમણા રાંધેછ." આલાંએ ખુલાસો કીધો.

"ઓ માય આવો. આયા રાંધેછ! મરેરે આલાં, કાંય તારી આઈ બાઈના ડોરા બાળેછ? એમ હાથ ચાટવે કંઈ પેટ ભરાવાનું છે?"

"પણ જરા મારી વાત સાંભળો તો ખરાં. હું શું કરૂં? મીસ્ત્રી તો એવો છાકટો નીકળ્યો કે મહીનામાં પંદર દહાડા પીને પડે ને બાકીના પંદર દહાડા માથે પાટો બાંધીને કહેજે તાપ આવેછ. એને બાર રૂપ્યાનો પગાર ને ચાર રૂપ્યાનું કુઇનાન જોઇયે. જારે સાજો હોય ત્યારે આયા સાથે ખરવા-યાં તોરે. આખરે આયા કંતારી ગઈ તે કહેવા લાગી કે બાઈ એને રજા આપો. હું બધું રાંધશ. મેં જોયું કે એબી ઠીક છે. જે બાર રૂપ્યા ને ખાધાનું બચ્યું તે જીવે લાગું. ચાર દહારા તપાસી જોવામાં કંઈ ગીયું? તે વાતને આજે એક મહીનો થયો પણ જરાબી અડચણ પડતી નહીં. રાંન મારીઆન એવી હુશીયાર છે કે અમારા બે જણનું એક પલકારામાં રાંધીને ઉભી રહેછ ને સાંજ પડતાંમાં તો સીવ-વાનું માંગેછ."

"પણ ફકીરડાંઓની કાની ઘેરમાં એકલડોકળ જેવું એકજ આદમી તે કેવું ખરાબ લાગે. એમ તો ગરીબ લોકના ઘેરમાં હોય" ચોથી બેહેન પુતળી બોલી.

"ખરી વાત, પણ અમેબી ગરીબ માણસજ છઇયે. એક દહાડે બાવાજી અહીં આયાતા ને મેં આએ નવી ગોઠવણની વાત કીધી તે એવણ તો ઘણા ખુશી થયા." આલાં બોલી.

"બાવાજીને બધા જી નરાઇ. એવણ તો સદાના એવાજ છે. તેં કહ્યું તે એવણને મનસે બોદાયજીએ કહ્યું. પણ માયજી આવશે તો તારાં છાલ છોરાં કહાડી નાખશે. પાલવા બંદર પર બધા આપરૂં નામ ધરશે તેનો કંઇ વીચાર કીધો?" સર્વેથી નાહાની ગુલને ધસ્કો પડયો.

"કંઈ ફકર નહીં. પરવારતાંને કામ ને ધંધો. જે લોક ગરીબ સંસારથી બીહીને નામ ધરે તેવાંઓની સોડ સાંધવાને હું રાજી નથી. બોલશે તેનું મોડું દુખશે. મારી જાણે બલા. એ બધી આપરી ઉંચે ઘેરની ફલકસુરો મને મળવા આવે ને બધા ચીથરાં ચબરાં અહીં તહીં પડેલાં જોય—એક સારી કોચની છત્રી પર તો બીજી બારણા પર ને ઘેલી વેયાએલી હોય તેવું જોય ને બોલે તો બરાબર છે. પણ બધું સોજું સાજું હોય ને ગરીબ સંસારે એકજ નોકર જોય તેથી જો તે લોકનો જીવ સુગાતો હોય તો ભલે પોતાને ઘેરજ રહે. મને તે લોકની દોસ્તી જોઇતી નથી. શું ગરીબ થયાં તેથી હલકાંબી થયાં? મારા ગુસતાદના બે ત્રણ ફ્રેંડો અવાર નવાર અહાં જમવા આવેછ તે લોક તો અમારી કરકસર અને સફાઈથી એટલા ખુશ થાયછ કે—

"અરે હા, બેસ બેસ—મચી હુશયારી તારામાંજ આવી ગેઇ. કાઇ મુવા ઓરીયા આપરીયા હોશે. પીરોજાને તાંહાં ચાર ચાર માણસ છે તોબી બચારી કંટાઈ કંટાઈ જાયછ ને તુને એક માણસથી ચાલેછ. તુંબી આલાં, નાકે જીભ ના લગાર." નાજુ બીજાઇને બોલી.

પણ આ ઘસોરાથી ડંડી આલાં જરાબી હટી નહીં. તે ધીરજથી બોલી "બેહેન નાજુ, ઘણા જણાની ખાત્રી થયલી છે કે જેમ ઘણાં માણસ તેમ ઘણી જંજાલ. મારા ઘેરમાં એટલું બધું શું વહી જાયછ કે હું ઘણાં માણસ રાખું. સહવારના સાત વાગતે અમે નાસતો કરીયેછ ને ગુસતાદ—

"સાત વાગતે? ઓ મારા ખોદાય. તારે ઉઠેછ કેટલે વાગતે?"

"પાંચ વાગતે. પેહેલાં તો જરા ઘેરની અવારૂં ઉઠવાની ટેપ તે ભારી લાગું પણ હવે તો પાંચનો ટકોરો થયો કે બસ જાણે અકરવકર થાય છે. આઠ વાગતે જમીને નવ વાગતે ગુસતાદ સીધારેછ તે આસતે આસતે ચાલતાં બરાબર ટાઇમસર આફીસમાં પહોંચી જાયછ."

"શું ઉઉઉ? પરેલથી કોટ સુધી ચાલતું?"

"હા—ને સાંજના ચાલતા આવેછ. એવણ કહેછ કે તેથી એવણને સારી કસરત થાયછ ને વરી ત્રામના પૈસા બચેછ તે જુદા. જે લોક ખોદાયજીના આપેલા આખા હાથ પગ છતાં પારકે પગે જાયછ તેવણની તો એવણ સખી મશ-

ખરી કરેછ ને કહેછ કે ઘેરમાં વાંસ ફરે તો હાલ્લું નહીં નરે ને વરી પોહોરા ચોરા થઇને ગ્રામમાં શાનું જવાનું. એવણ નવ વાગે શીધારયા કે હું ને મારીઆન મળીને વાસણ સાફ કરીને ઉંચાં નીચાં કરીએછ. એ તાંબાના વાસણ ઉજારેછ ને હું પીયાલાં રકાબી ધોઇને જુદી મુકુંછ. પછી કંઇ કામ નહીં એટલે અમે બેઉ જણ સીવવાનું લઇ બેસીએછ. ત્રણ વાગે ચાહ પાધી કે રાતનું રાંધવા સીધવાનું."

"વાહ વાહ! તારૂં ઘેર તો બા અજબ જેવું" પુતળીએ ટકોર કીધી. "કચરો વારવાનો નહીં ને દીવા બતી કરવાની નહીં ને જુછવા નાછવાનું નહીં ને નાહાવાનું પાણી તાતવવાનું નહીં ને—

"પણ પુતળી, જરા મારૂં સાંભળીને પછી બોલ. હું કાંહાં ના કહુંછ કે એ બધું નહીં. મારૂં આટલું સરખું ઘેર તેમાં ચોક ચાંદન કરતાં ને કચરો કહારતાં કેટલો વાર? અમારો એક ઢોલીઓ પાંથરવાનો ને બે ઓરડાનો સામાન જુછવાનો તેમાં શું મોટી વાત. મારીઆન કચરો કહારેછ ને હું સામાન જુછુંછ."

"અંહંહંહ! પછી પછી" બધી બેહેનો મશ્ખરીમાં સાથે બોલી ઉઠી

"પછાં પછવારૂં ને આગળ અગવારૂં. બતી થઇ કે હું મારે હાથે પેલો સ્ટીડીશ ચુલો સળગાવીને કંઇ કંઇ નવી નવી ડીશ બનાઉંછ. કોઈ દહાડે પોરીડજ, તો કોઇ દહાડે ભાખરા, કોઇ દહાડે ઈંડાપાખ તો કોઇ દહાડે પુડીંગ. છ

વાગામાં તો બધું પલાસ કરીને કપરાં બદલીને હાલમાં બેસુંછ એવામાં જી ભરૂં ગુસતાદ આવેછ કે પછી જરા ફરી આવ્યેછ."

"સાબાશ, સાબાશ, સારૂં થયું જે ગુસતાદની નજર તારી ઉપર પરી. બલા જાણેરે મારી. એવું મફતનું વહીત્રું કોણ કરે." ગુલાંએ અક્કલ દોડાવી.

"તમે બોલી રહ્યાં? પણ એમાં વહીત્રું શું છે? આખો દહાડો ઢોલીયા ભાંજ્યા કરતાં ઘેરનું કામકાજ તપાસીએ ને હાડકાં રગડીએ તેમાં શરમાવાનું શું છે? હું કોઇ લાર્ડની છોકરી હોઉં તોબી ઘેરમાં મદદ કરતાં લજવાઉં નહીં. એવું કામ જો નહીં કર્યાએ તો ઢંગ ધડા વગરના ચીથરાં વાંચવામાં ને તારી મારી કરવામાં વખત જાય તેના કરતાં તો હું કાંઇબી કરવાનું પસંદ કરૂંછ. તમે લોક તો વરી હસસો પણ એ બધું કરવા છતાં મેં મારૂં મ્યુઝીક ને ડ્રાઇંગ હજુ ચાલુ રાખ્યું છે. રાંધતી વખત હું મજાનો સફેદ અસ્ત્રીનો એપ્રન કમરે બાંધુછ તેથી કપરાંબી ખરાબ થતાં નથી."

"હવે બસ, લાહેરી ના કર. તું એ બધું રતુમાસીને તાંહાં જોઇ આવીછ પણ મોરની ચાલે તીત્તર ચાલવા જાય કેની તો હારમાર થાય, સમજી?" નાજુએ શીખામણ દીધી.

"નહીં—તેથી ઉલટું, હું ઘણી ખુશી છેઉં કે એ બધું હું રતુમાસીને ઘેર શીખી; નહીં તો આજે હારમાર થતે ને તમારી કાણી કુમારી પડી રહેતે. તમે લોક આટલી બધી

મોટાઇ કરોછ પણ વરી આપરે કીયાં એટલાં મોટાં પૈસાદાર ને ખાનદાની પરીયાં કે મોટાંની સુજે મરીયે? લખપતીઓની સુજે ચાલતાં અમથાં ઘસાઈ મરવાનું છે. આપરી ગુંજાસ માફક ઘેરમાં મદદ લાગીએ તેમાં શરમાવાનું શાનું? બહાર કરજ દરજ કરવું ને એસકી મારવાને સારૂં દરજીઓનાં ઘેર ભરવાં તેમાં તે શું મોટાઇ? ઘેરમાં ખોદાના હુકમથી ચાકર નફરની સગવડ હોય તારે છેકજ દલદેસરી કરવી ને બધું પોતાને હાથે કરવા જવું તે જેટલી નાદાની છે તેટલીજ આપરૂં ગજું નહીં હોય ને પત્રાજીને ખાતર મોટા લોકની વાંદર નકલ કરવાની હેમકાઈ છે. હું બેઉ ચીજને પસંદ કરતી નથી."

"ઓ માયરે, એ તો એમ બોલીને બચારી પીરોજાના ઘેરની કાનાસોરી કરેછ." નાજુ બોલી.

"નહીં નાજુ, હું કોઇને વાસ્તે ચાહી ચીતીને બોલતી નથી. પણ સાચ્ચું કેહું તો પીરોજાએ જરા પોતાનાં ઘરની વધારે ખંત રાખવી જોઈયે. માયજીએ આપુને ઘરની કેળવણી જરા વધારે આપી હોતે તો સારૂં. આજના વખતમાં છોકરીઓ ફ્રેંચ ને કાલીસથીનીકસ કરી જાણેછ, ટીમ ટીમ ટામ ટામ કરેછ પણ રોટલી કેમ વણવી તે તો મમાઈ બપાઇજ શીખેલાં."

"હોશે—તુને ગમતું હોય તો સારો દહાડો રોટલી થાપની. અમારી ઉપરથી ઓવારીઉં."

"તમે લોક મારાં બોલયાનો ગુસ્સો કરોછ પણ પીરોજાનાજ ઘરનો મામલો જુઓ. કાંઇ ખરચ કાંઇ ખરચ કે બચારા કેકોબાદની તાબકી ઘસાઇ જતી હોશે."

"હા—ગમે તેમ હોશે પણ તારી કાની ચાકરડીની કાની વહીવટું તો કરતી નથી." પુતળી હવે છેડાઇ.

"હું ચાકરડીની હદ ઉપર ઉતરી પડું એવી રાહ તમે જોશો તો ભુલ ખાશો. મારા ધણીને એબ લાગે એવું કોઈ કાલે હું કરનાર નથી. જ્યારે તેવણ ઘરમાં હોયછ તારે હું હમેશ એવણની આગળજ રહુંછ, અમે સાથે વાંચીયેછ, સાથે ફરવા જઇયેછ ને કોઇ કોઇ વખત સેત્રંજ રમીયેછ. અમારા દહાડા સુખમાં પાણીના રેલાની કાની વહી જાયછ."

"બેહેન આલાં તારે એમબી ને એમબી ધોબીનેબી શું કરવા પૈસા આપેછ? જે બે ચાર મીનીટ મળી તેમાં કપડાંબી હાથેજ ધોઇ નાખ્યે" ગુલાં ટકોર કરવા લાગી.

"તેમાં શું શરમ છે? કપડાં ધોવાની તો મને ફરસુદ નથી પણ અસ્ત્રી તો કરવા મેં ગુસતાદને કહીને એક ત્રાંબાની અસ્ત્રી મંગાવી તેથી મહીને દહાડે ચાર રૂપ્યાનો ઉગારો થાયછ. તમે લોક તો વરી ઠીઠી ઠાઠા કરશો પણ રોજ સહ-વારના બજારમાંબી હુંજ જાઉંછ."

"લે ચાલો ઉઠો છોકરીઓ—આલાં તો જાણી જોઇને આપરી મશખરી કરવા બેઠીછ." નાજુ બોલી.

"નહીં—મારા સમ—એમાં મશખરી જેવું કાંઇ નથી. પેહેલાં ત્રણ ચાર મહીના મીસ્ત્રી બજાર લાયો તો એવી તો ચાંસ મારવા માંડી કે આપરે જોયું કે એ તો પરવરે નહીં. ગોસ બે રતલ મંગાવ્યે તો દોઢ રતલ લાવે. માછલીમાં તો

૨

જખરી ધાપ જણાઇ. દરરોજ ત્રણ ચાર આના બચે તો મહીને દહાડે પાંચ છ રૂપ્યાનો ઉજેલો થાય, બાઇ !"

"હા. તે તો ખરૂં—આપરે ઘેરનો મોસ્સો મહીને દહાડે ખાસ્સા વીસ રૂપ્યા કહાડનો હોશે—" બેહેનો બોલી ઉઠી.

"વધારે—વધારે—જો તમે પીરોજાને સમજાવો કે માઠી કાની રોજ બજારમાં જાય. મેં તે દહાડે શીખામણ દીધી તો કહે કે મારૂં તો ભેજું પાચ્યું થયું છ."

"પણ પીરોજાને એવી દલદેસરી કરવાની જરૂર શું છે? તે કાંઇ તારી કાની અઢીસો રૂપ્યા ઉપર નચી ગેઇની." પુતળી બોલી.

"તે તો જેવો જેનો વીચાર. થોડા મહીનામાં મને એક બીજી આયા જોઇશે તેના ખર્ચ સારૂં હું અત્યારથી સંઘરી રાખુંછ. બા કોણ જાણે કાલ કેવી છે."

---

## પ્રકરણ—૩.

નદીના પ્રવાહની પેઠે દીવસ નીકળી ચાલ્યા. પીરોજાને ત્યાં ત્રણ અને આલાંને ઘેર બે છોકરાંની વૃધ્ધી થઇ. આલાં આ નવા પરોણાઓને ઘરમાં લછમી આવી એવા હર્ખથી જોવા લાગી અને પીરોજાને મનથી ત્રણ પીડાઓ પગે વળગી હતી.

તેનું કારણ શું ? કારણ એજ કે આ ત્રણ ફુલ બચ્ચાં-ઓને સુખમાં પાળવા જેટલી તેઓમાં સંપજ ન હતી.

જ્યારે સંપજ હતી ત્યારે ખાઇ પીને મજાહ કરી લીધી અને હવે એક બે ગણવાનો વખત આવ્યો. હવે પીરોજા તેમજ તેણીનો પતી કેકોબાદ પોત પોતામાં રકઝક કરવા લાગ્યાં કે આપણે આટલી ટુંકી આવકમાં પરણવુંજ નહીં હતું. લગ્નની પેહેલી ખુમારીમાં તેઓએ ચલે જાઓ બલે જાઓ જેવો એવો કારભાર રાખ્યો કે એથી આઠગણી આવકની ઘુસી જાય. લાલ, વેસ્ટકોટ અને સોનેરી કીટવાળા બટલર અને ઠમ ઠમ કરતા ઘોડાની સાથે બબે ઘોડાવાળા અને ડીનર પાર્ટીઓની લેહેર ચાલી રહી. તેમાં વળી કેકોબાદને પોતાની કલબમાં જયા વગર ચાલે નહીં, ઘોડાની સરતમાં તો જવુંજ જોઇયે, બીલીઅર્ડ તો રમવીજ જોઇયે, પારસી ક્રીકેટરો પુણે રમવા જાય ત્યારે ત્યાં ચાર પાંચ દહાડા જવા સીવાય છુટકો નહીં. એણી મેર પીરોજા જાણે કેવાક પ્રીનસ આફ વેલ્સ સાથ પરણી હોય તેમ મોટે ઘેરની સ્ત્રીઓમાં પેસવા જતાં મુંડી છુંદાય તે જુદી. કેકોબાદને દર મહીને ત્રીસચાર નવા ડગલા જોઇયે, જરા ખુટ ઉપર કાપો પડયો તો "ખરાબ લાગે". આઠ દહાડામાં બે વારતો ઓછામાં ઓછું નાટકમાં જવું જોઇયે અને ત્યાં બે દોસ્ત મળ્યા તો માથે વાંકી ટોપી પેહેરીને તે લોકને વીહીસકી પેગ આફર કીધા વગર કંઇ ચાલે—કેવું ખરાબ લાગે? પોતાના બંગલાથી એક ગલી વટાવીને કોઇ જગાએ જવું હોય તો વીકટોરીઆ વગર ચાલે નહીં—કેમકે નહીં તો તડકાથી પોતાની અને પોતાની માહાબુબની 'ઇસકીન બલાક' થઇ જાય.

કેકોબાદ અને પીરોજા પરણીને જ્યારે પહેલ વહેલું ઘર માંડયું ત્યારે ત્રણ નોકરો હુતા. એક બબરચી 'મેસતો,' એક આયા અને એક 'બોય.' કમનસીબે આ ત્રણનાં હોજરાંમાં મોટા કરમ થયા હશે કે શું તે આઠ જણને ચાલે એટલું ખાઇ જાય. તે લોકનો બંગલો મોટો હુતો પણ ઉસો ને બાઇબેજ જણ એટલે બે માણસથી ચાલતે પણ "ખરાબ લાગે" એવા વીચારથી 'બોય' બી રાખવો પડયો.

હોવાઇ નવાઇનું પેહેલું વર્ષ તો જેમ તેમ નીકળી ગયું પણ પછી પેહેલાં બુચીમાય પધાર્યા એટલે એક બીજી આયા વધી. હજી તો તેનો ચમચમાટ પુરો થયો નથી તેટલાં બીજાં બુચીમાય દાખલ થયાં એટલે ત્રણ આયા થઈ. કેકોબાદ હવે બંબારવા લાગ્યા "એનું સત્યાનાસ જાય એનું—ઘેરમાં બાંડી મુડીની ડાકણો જેવી આયાઓ ભરી મુકીછ—તે શું બે આયાથી બે છોકરાંનું કામ નહીં થાય કે?"

"હા—ને કપરાં બપરાં ધોવાનાં તે તમે ધોશો કે?" પીરોજાએ ચીથરાં ફાડયાં. "તમે માગતા હો તો હું કાછડો વાળીને ધોઉ. તમેબી એમ બરવાયાં તોરવાના ઉતા તો પરણી શું કામ લાયા." આમ શીરૂઆત કરીને મોટે મોટે રડીને પીરોજા ઓઢી પોઢીને સુઇ ગયાં. તેવણને ત્રીજી વારના દહાડા હુતા એટલે કેકોબાદે બશીઆનો પડીને તેવણને પસવાર્યા પટાવ્યાં અને જરા ઇંડાંમાં બ્રાંડી મીક્ષર કરીને પાયું ને જેમ તેમ સમાધાન કીધું.

ત્રીજા બુઆજી—ઘેરના હકદાર વારેસ—કેકોબાદના ઘેરના પાતવી કુંવર જયારે બીરાજ્યા ત્યારે ધણી ધણીયાણી બન્નેના

પેટમાં ફાળ પડી અને જ્યારે બાઈ સાહેબે ચોથી આયા રાખી ત્યારે શેઠ સાહેબના પેટમાં કુરકુરી તો થઇ પણ તે દહતડાનું રમખાણ અને પેલું ઈંડાં બ્રાંડીનું માક્ષચર યાદ કરીને દમ મારી ગયા.

ભરમ ભારી ને ખીસાં ખાલી. એક નરમ એક ગરમ હતે તો ધુળ નાંખી પણ અહીંતો બેઉની હડેલીમાં કાણાં હતાં. મોટે મોટે ઘેરના દર મોહોસમે માથેરાન જાય ત્યારે આપરે નહીં જઈયે તો "ખરાબ લાગે" એવા ખોટા ખ્યાલથી તેઓ દર મોસમ મેમાં માથેરાન જતાં અને હાથ સોસારા ખમીને રૂપ્યા ચારસો પાંચસો ભાર કરી આવતાં. વળી મુંબઇમાં થતી કોઈબી પાર્ટી પાટો સુકાય નહીં. નહીં જઇએ તો "ખરાબ લાગે." બચારી પીરોજા રૂપાળી હતી પણ અભોસ ખાટલો નંબર વન. ઘર સંસાર કેમ ચલાવવો તેની એક રતી ભારબી સમજ નહીં અને નફકરી એવી કે સમજવાની તસદી લેવાના સોગંદ ખાધેલા. ચાકરો ચાર ગમથી લુટે. શેઠાણી બધું સમજે ખરી પણ ઉપાય લે નહીં. મીસ્ત્રી બપોર થાયને ઘીનો કાંસીઓ લઇને આવે કે બીજું ઘી જોઇયેછ, અથવા બે જણ વચ્ચે બાર આના રૂપ્યાની માછલી લાવે. દુધ ગરમ કરવા લઈ જાય ત્યારે અરધું અરધ પોતાને માટે રાંધણીમાં સાંતે, ઈંડાં કરવા લઈ જાય તો કેહેશે "તીન સરેલા હોતા—દુસરા મંગતા ?" પણ તેની જુસતેજુ કરવાની પીરોજાને આળસાઇ. ઘણું થાય તો આઠ દશ દહાડે મોટે મોટે ચાચારા પાડીને માણસોને ધમકાવે અને દર મહીને બે મહીને ઘોબીના વાગાની પેઠે મીસ્ત્રીઓ

બદલાવ અને બહાર ગેઝેટ ફેરવે કે "બાઈ બોરી કીટકીટ-વાળી હધ."

આ પ્રમાણે વરસ બે વરસ ચાલ્યું. આખરે ખરચી ખુટી. પીરોજાના રોજના હાથ સોસારા અને ગુમાટાથી કાયર થઈ-ને કેકોબાદ સમીસાંજથી કલબમાં નહાસે અને રાતના જમ-વાની વખતે આવે ત્યારેબી પૈસા—પૈસા—ને પૈસા. પણ પૈસા લાવે ક્યાંથી. આખરે તેઓને જરા જરા કરજ થવા માંડ્યું અને વાત એવી ક્ગસ આવી ગઈ કે એક મારવાડી સાહુકારને તાંહાંથી છુપી રીતે કેકોબાદે હજાર રૂપીઆની રકમ વીઆજુકે કહડાવી. બીજું કોઇ નાણું ધારે નહીં એટલે સાડી સાતસો રૂપીઆ રોકડા લઇને હજારની ચીઠ્ઠી લખી આપી.

પાંચસોની આવકવાળા કેકોબાદ સાથ જયારે પીરોજાની સગાઈ થઈ ત્યારે સર્વ કોઈ પીરોજાને મોટી નસીબદાર સમ-જતાં હતાં અને સઘળાંની સલાહની ઉપરવાટી થઇને આલાંએ જયારે અઢીસાની ગરાબી કબુલ કીધી ત્યારે સઘળાંઓ તેના તરફ તીરસકારથી જોઈ કહતાં કે રાંન છોકરીએ ખાનદાનને એબ લગાડી. પણ હવે ચકકર ફરી ગયું હતું. આલાં ડાહી-માં અને પીરોજા પવીમાં ખપવાનો વખત આવી ચઢયો. તેનો ભેદ શો ?

એક બાજુવાળાએ પહેલાંથી ભવીસ્યની ગણતી કરીને પોતાનો ખર્ચ પોતાને કબજે રાખ્યો હતો અને લાલચને દબાવી રાખીને પોતાની આવકથી ઓછો ખર્ચ કરવાને દાંત પીસીને ઠરાવ કીધો હતો તે પાળ્યો. બીજી બાજુએ

૩૫૦૦) ને મોટી પાદશાહી આવક સમજીને મોટે ખાંચરે માથાં મારવાની અને પોતે ઉંચી મંડળીના છે એમ દેખાડવાની તજવીજ કીધી, અને શું થયું ? બંડુ લોકકી સંગતમે આધા મુ કાળા. એક વખત ખર્ચ વધી ગયો કે પછી કેમ ઘટાંડવો તે આવડયુંબી નહીં અને ગમ્યુંબી નહીં.

આગસ્ટમાં એક દહાડે કેકોબાદને ઇનફલુએનઝા થયલો હતો તેથી બહાર જવાયું નહીં. ધણી ધણીયાણી ડ્રાઈંગ રૂમમાં બેઠાં હતાં અને ધુરકાધુરકી કરતાં હતાં. ધણીએ કેટલી આડાંની સુંઠ કીધી છે તે ધણીયાણી હજી પુરેપૂરૂં જાણતી ન હતી, અને ધણી તો એવા ગુચવાઇ ગયા હતા કે તે વાતનો વીચાર આવે કે તે વીસરવા સારૂં જરા જરા બ્રાંડી પાણીનો ટકોરો ચહડાવ્યા કરતા. તે લોકને દર ત્રણ મહીને વ્યાજ મળતું અને છેલ્લું વ્યાજ તો કેકોબાદ દારૂીઆ સુકરવારીઆ કરીબા આવ્યા હતા, કારણકે મારવાડી સાહુકાર અને ડગલા પાટલુનવાળા તથા બીજાઓ કાંઈ થોબે. જરા જરા બચાને આપીને તુરતવેળા તો ગાબરૂં માગ્યું પણ હવે પછીનું વ્યાજ આવે ત્યાં સુધી ત્રણ મહીનાનો ખર્ચ, ભાડું તોડું. માણસોના પગાર, બજાર હાથ વગેરે કયાં . લાવવું ?

આ વાર પીરોજા ઉઠયાં અને પોતાના સીવવાના બાસકીટમાંથી થોડાંક કાગલયાં કહાડીને ધણી આગળ મુકયાં "હા—ખરી વાત જો—આ બીલવાળાઓ રોજ રોજ ધકેલા ખાયછ તે "ખરાબ લાગેછ"—વાસ્તે મનેબી આજ કાલ તાણસો રૂપ્યા જોઇશે."

કેકોબાદના ચેહેરાનો રંગ ઉડી ગયો. તેણે બીલ લઈને ઉપર ટર્પેકેથી જોવા માંડયાં.

"એ આએ શું ખાનાખરાબી?—ગીયા છ મહીના કરતાં આએ છ મહીનામાં એક હજાર રૂપીઆ વધારે! પીરોજ તું શું મને નસાડવા બેઠીછ?"

"એટલે? હું શું કાંઈ રૂપીઆ ચાવી જાઉંછ કે ગાંઠે બાંધીને વેપાર કરૂંછ! જે હોય તે ઘેરમાંને ઘેરમાં. વરી અગાઉ તણ માણસ ઉતાં તેના હમણા છ થયાં ને ખાધા-પીધાનું વધે નહીં તો શું પોતાના હાથ પગ કરડે? બચારાં છોકરાંનાં મખમાં તો કાંઇ જતું નહીં."

"મખમાં જતું નહીં તારે આએ બીલ શું? એવાન્સ બ્રાઉનની ફું૦ બચ્ચાંની લેસ વાર ૧૪ તેના તેત્રીસ રૂપીઆ! ફ્રાક સારૂં રેશમી પાપલીન તેના એકતાલીસ રૂપીઆ! બેબી સારૂં સ્ટ્રૉ હેટના રૂપીઆ સતર!"

"તારે શું છોકરાંઓને નાગાં ફેરવું? તમુનેબી કાંઈ સુઝે નહીં તારે નકામાં મારી સાથ કાંય ખરવાયાં તોરતા હોશો—લેઓ તમે છેઓ ને તમારાં છોકરાં છે ખર્ચ તમા-રાજ હાથમાં કાંય નહીં રાખતા. મારે શું, હું મારે મજેથી આખો દહાડો મારી સાડીની કોર ભર્યા કરશ."

"અરે પણ ફ્રાકને વાસ્તે પાપલીન શાનું જોઇયે ને અઢી રૂપીએ વારની લેસ! આપરે કોઆ બાપલાખ ચાલીસના છોકરાં પર્યાં?"

"તમારે ગમે તો ગુણપાટનાં કુરતાં પેહેરાવોની—મારે શું? તમુને "ખરાબ લાગશે." વરી આપરાં નામ પ્રમાણે ફેરવવાનાં તે ભાખાડડાંની કાંની કાંઈ બહાર મોકલાય—તમે તો મારા ડોરા બારોછ—જાઓ, તમારી સાથ માથું કોણનું લાવે."

"પણ લેસ વગર નહીં ચાલે કે? અઢી રૂપીયે વારની લેસ ઘેરમાં પેહેરવા! હોરાજીઓ બે ને ત્રણ આને વાર એવી મજેની લેસ વેચેછ તેને શું કુત્રાઓ કરડી?"

"જો સાંજી વરા તમે એમ મારો જીવ ના કકલાવતા હું, હું સાફ કેહુંછ, વળી મારેથી કંઈ આરૂં અવરૂં બોલાઈ જશે તો તમુને તો ચટકો લાગશે. બુચાને જીભરૂં પેહેલું વર્ષ ઉગયું તારે બે આને વારની લેસ પહેરાઉ? ને બધાં ઓરખાણ પારખાણમાં મારા વર્ષ વેચાંઉ?"

"હલ્લો—આઓ શું? ગોવીંદજી વસનજીનો સુતરફરી ને પેંડાના ૮૧ રૂપ્યાનો આંકડો!! એ શું?"

"વરી શું? બુચાના વરસને દાહારે મીઠાઈ વહેંચી તેના પોહોરા ચોરા થઇને ખાતા સારૂં લાગું? સૌનું આવે તે લઇને એઘાની કાની ખાયા કરીએ ને વખત આવે તારે પાછો પાર વાલીએ કેની? કહેવત છે કેની કે ભવસર ચુકીયે પણ અવસર નહીં ચુકીયે."

"ને ત્રણ મહીનામાં ૩૧૨૦) નું ગોસ? દર મહીને ચાળીસ રૂપ્યા? શું આપરે બે જન રોજનું દોઢ રૂપ્યાનું ગોસ ખાઇયેછ? અરરર!"

"તેમાં હું શું કરૂં, આયું હોસે ને ચોપડીમાં લખાયું હોસે." બીરોજાએ જવાબ દીધો પણ તેના પેટમાં જીવ ન હતો કારણ કે પોતાની સઘળી બેદરકારી છતા તે સમજતી હતી કે તેણીએ ઘરના કારભાર ઉપર જેટલી જોઇયે તેટલી તકેદારી રાખી ન હતી અને સઘળું ઉપર માપ ચાલવા દીધું હતું.

"પણ પીરોજ, રોજનું એટલું ગોસ આવતું હોશે તે તેં જોયું હોશે કેની—જરા માણસોને પુછીયે કેની?"

"આએ તમારાં દુકતાં સાથ માથાંઝીક કરૂં કે ગોસ જોવા જાઉં? મુવાં તમારાં છકાવેલાં માણસો કંઇ રાંધનીમાં એધીની કાની ખાયછ. જરા બોલીયે તો કહેશે માણસો સાથ ચાયરાં કારેછ. જરા તણાઇએ તો મુવાંઓ ગાંસરાપોટલા લઇને ચાકરી છોરવા નીકરેછ—તે હું એખલી શું કરૂં—મરૂં કે માંદી પરૂં? બધાંના ભાણાં કરી આપીયે તો પારપરોસમાં ખીખી ખાખા થાય. જરા જો એક પાઉં ઓછું કીધું તો સવારના રણ પરેલાંજ છે. મીસ્ત્રી હાથે હાથે બજારમાંથી પાઉં લાવીને કરારને જીવે બજાર ખરચમાં લખાવશે. મુવાઓના મહીનામાં ચાર પાંચ દહાડા તો ધરમના—તારે ગોસ ખાઈ નહીં મરે—ખાટા ખાટા પાટીયા ને ચટનીના ચટાકા જોઇયે. દુધવાળી આયાને રોજ અછેર મલાઇ અપાઉછ તોબી રાત રાંધનીમાં જઇને કાલમીના પાટીયાના કરુસા મારી આવેછ."

"પણ માણસો કહ્યાસર નહીં ચાલે તો રજા કાંય નહીં આપતા?" કેકોબાદ ઘણાજ નાખુશ થઈ બોલ્યા.

"મોટે મોહોંને બોલ્યા "રજા આપ" પણ મુવો એક ઢેર ને દુસરો કસાઇ. અંકને વીસરાવે તેવા આવેછ ને ઘેરનું નામ પરેછ તેની તમુને કાંઇ અરે છે?"

આ વાર કેકોબાદ સઘળાં ખાલો જોઇ રહ્યા હતા અને તે એક બાજુએ મુકી ગંભીર સાદે બોલ્યા "પીરોજા આપરા વચ્ચે કજીઓ ને તકરાર કીધામાં કશો સાર નથી. આપરે બેઉ જને સુજી સમજીને કાંઈ કરકસરનો તોર કાહાડવો પડશે નહીં તો એમાંથી મોટી ફજેતી છે. થોડું બોલવામાં સાર."

"પણ તમેજ કેહોની—કેમ કરકસર કરૂં."

"જો—મારૂં તો કંઇ ઓછું થાય નહીં? ને આપરે ઉછીના રૂપ્યા કાહાડ્યાછ તેનું વ્યાજ તો ભરવુંજ જોઈયે—ખાધા વગર તો કાંઈ ચાલે નહીં—પણ એક આયા ઓછી થઈ શકશે."

"આઆઓલો—અરો બરો ને નહાલી વહુપર જઇને પરો—બધી ધાર મુઈ આયાપર આવીને પરી. હાથમાંના બે છોકરાંને વારે બે આયા તો જોઇયે ને એક બુચીમાય સાથ ઇસકોલમાં જાય ને તેને નવારે ધોવારે—ને એક તો મારી આગળ જોઇયે. હજુર મારૂં માનો તો—

પીરોજા કાંઈ તાળવાંથી તળીએ લાગે એવું બોલવા જતી હતી, એવામાં ફૂઈમાય સારાં નસીબે ઓરડામાં દાખલ થયાં.

"કેમ—કેકુ દીકરા—દુનીયા સુખી કે દુઃખી?"

"હવે મુઆ હમે ફુઇમાય. એવા ઘરક ઘુજનરામાં જીવેલું બી શું કામનું. સહવાર પરેને ધસકો પરેછ. આએ આંકડાના ઢગલા જોયા કેની."

"પણ ઢગલા ચહરવા દઇયે નહીંની બા. રોકડા હાથમાં પકરાવી દીધા કે પછી પંચાત નહીં." ઠાવકાં ફુઇમાયે શીખામણ દીધી.

"પણ પૈસાના ઝારજ સુકાઇ ગીયાંછ ને લાવીયે કયા કાકાના—અમે હમણા તેજ તકરાર કરતાં'તાં." કેકોબાદ બોલ્યો.

"દીકરા, જરા ધીરો થા—જોઉં, એવા તે શું મોટા ખરચ છે."

કેકોબાદે બીલનો ઢગલો છેડાઇને ફુઇમાયના ખોલાપર ફેંકયો. ડોસાંના હાથમાં પહેલુંજ બીલ એવન્સ બ્રાઉનનું લેસનું આવ્યું. તેવણ ચશમો પાછો કપાળે ચહડાવી બોલ્યાં.

"એ તારી સુધ ચરી ગેઇછ ? તારી બુચી તે કોણ મોટી શાહાઝાદી આવી ને તું વરી કીઆ બાટલીવારાના ખાનદાનની કે તુને આવી ફાલાફુલી જોઇયે."

"લે વરી ફુઇમાય, તમેબી કોણના મોહોનામાં બોલ આપોછ (મન સાથ) મુઈ એ વરી કાંહાં ઘેર બેઠાં ધરો લેવા આવી."

"પણ માય મારી—પગ જોઇને પાંથરણું તાણીએ. સુતરાઉ ગુંથેલી લેસ લેઇને આપરે હાથે કુરતાં શીવીયે તો

આના કરતાં અરધા ભાવથીબી ઓછાં પડે. તારી બુચી ઘેરમાં કેવા ફ્રાક પહેરેછ તે જોવા કોણ આવેછ? પીટીટને તાંહાંના કે તાતાને તાંહાંના પહેરે તો વારૂં પણ તું કોણ મચ્છીની જાત ઝીંગામાં?"

આ ઠેકાણે પીરોજાને કાંઈ સુઝયું નહીં એટલે તાણી તોડીને આંખપાણી કરવા લાગી.

"જો માય, મારા બોલ્યાનું તુને દુઃખ લાગશે પણ તું મારૂં પોતાનું બચ્ચું છે. એમ તો માટીડાની લાખ બસાઈ જાય. જોની, તારી બેહેન આલાં કરવકરે કેવાં પોતાનાં છોકરાંને સોજજાં ફેરવેછ. તું તો ગાડીમાં ધમધમ કરતી ઇંગ્રેજની દુકાને જાય ને જે માગે તે આપી આવે તો પછી એમજ તો."

"કેહો—કેહો—ફુઈમાય—જરા એને સમજાવીને કેહો." કેકોબાદ ફુલાઇને બોલ્યા.

"બા–તમે ઉભા રેહો—તમારીબી વારી આવેછ. તમેબી કાંઈ છેકજ ફરેસતા નથી. ઘેરમાં વાંસ ફરે તો હાલ્લું નહીં નરે ને તમુને રોજ રોજ કલબ શાની? બે રૂપ્યા તાંહાં ભાર કરી આવોછ તેટલા રૂપ્યા ઘેરમાં આપો તો આઠ જણ ખુશીથી ખાય."

"ઓ બાપરે, આઠ દહાડે એક વખત—

"નહીં બા, આઠ દહાડામાં ચાર વખત નાટકમાં જાઓ ને ત્યાં પૈસા ધુર કરી આવો, તબીયત ખરાબ કરો ને બીજાં

લખાણ શીખ્યા તે જુદાં. આપરે ગજુ તપાસીને વાત કરીયે. 'બનાતનો ડગલો એસકવીથ ને લાઉને ત્યાં સીવાડયો તેના ૪૦ રૂપ્યા! શું બનાત લાવીને ઘેરમાં સીવાડતે તો નહીં ચાલતે?"

"પણ ફરંગી દરજીના કટ—

"તમારા પોતાના કટ કીયા સારા છે? એવાં અકરીકટ આપુને નહીં ગમે બા. આલાં ને ગુસતાદ ગરીબ છે પણ કેવા સુજી સમજીને રહેછ. તે દાહાડે હું ગેઈ ને મારો જીવ ખુશી થઈ ગીયો."

"ફઈમાય—અમારી ચુક થઈ—હું ગુસતાદ સાથે ને આલાં કેકોબાદ સાથે જવી ઉતી કે બે સારાં ને બે નરસાં એક બીજાને સમાલી લેતે." પીરોજા ટકોર કરી બોલી.

"નહીં માય—તારે તો બેઉ બેર ભાંગતે. તું બચારા ગુસતાદને દીવાળું કહરાવતે ને કેકોબાદ બાહાર બરચી આઇને આલાંનું દીલ તોરી નાખતે. તે જીવ તોરી તોરીને મરતે ને એવણ બાહાર વાવટો ઉડારતે."

"પણ ફઈમાય—એ બચારી આલાંની દલદેસરીની જીંદગી શું કામની? રાત પરેને વહીતરૂં—દીસ પરેને વહીતરૂં—આઠ દહાડે એક વખતબી પઈ પુડીંગનો વાસબી લેતાં નહીં હોશે." પીરોજા બોલી.

"નહીં—તારી ચુક છે—એ લોકને પઈ પુડીંગનો અબખરો નથી. સારૂં સુતરૂં ખાયછ પણ પેટ ભરીને ખાયછ. આંકડા કેમ ચુકવશું તેના હાય—સોસારા નથી—"

"લે ચાલો—એવી તકરારમાં કંઈ સાર નહીં. હું જરા બહાર લટારો મારી આઉંછ તેટલાં બેસજો ફુઇમાય." આમ બોલી કેકોબાદે સેહેતાન ડાબો કીધો.

તેના જવા પછી પીરોજા ઉખડી "તમેએ ચાલી ચલાવીને અમારૂં ઘેર ભાંજવાં આયાંછ. બે આને વારની લિસ ને આખ્ખાં ઘેર સારૂં બે રતલ ગોસ! શું તમે અમુને કાછીઆં માછીઆં સમજોછ કે? લોક જાણે તો મારાં હારકાં તુપી નાખે."

"પણ માય; હું તો તારાં ભલાને સારૂં કેહુંચ—નહીં માને તો તારી મરજી. જો, મને ખબર પરીછ કે તારા વરે મોટું કરજ કીધુંછ. તે ભસકો ભાંગશે તારે તુને સારૂં લાગશે?"

"ઓ માયરે હવે શું કરૂં?"

"હવે રડવા બેઠીછ તો હજુએ કસર કરવા શીખ."

"પણ કેમ? માણસ વગર કેમ ચાલે ને રાંધનીમાં સુધારો કરવા જાઉંછ તો મુવાં માણસો મોહોનાપર તર તર આવી જાયછ."

"પીરોજા, તારી પહેલાંથીજ ભુલ થઇ. એટલો ખર્ચ રાખવોજ નહીં હતો. એક બાબત વધાર્યો કે પછી ઘટાડવો મુશકેલ. ગમે એટલું કમાતા હોઇયે પણ તેમાંથી બચાવવું જોઇયે. કોણ જાણે કાલ કેવી છે."

"ફુઇમાય, એમ હાથ આતવે કાંઈ પેટ ભરાતું નથી. બજારમાંથી બચી બચીને શું બચે. અમે વરસ દહાડે બહાર

હવા ખાવા જઇયેછ તેનો ને કેકોબાદનો પોતાના જીવનો ખર્ચ ઘણો છે. એવણ કહે છે કે મારેથી એ મુકી દેવાય નહીં—"ખરાબ લાગે ?"

"પણ સબર—કેકોબાદ તો પાછો આવેછ—એ સાથે કોણ ?"

કેકોબાદ પાછો બંગલામાં આવ્યો. સાથે એક પારસી બેલીફ અને ત્રણ શેરીફના સીપાઈ હતા.

"પીરોજ, જોયું ? આએ બેલીફે મને બારસોની ડીકરી માટે પકડયો છે."

"ઓ—ઓ—ઓ" કરી પીરોજાએ ચીસ ઉઠાવી.

"ફુઇમાય—જરા એને તપાસજો—આજની રાત એની આગળ રહેજો. કાંઇબી કરીને હું એ વાતની પટાવત કરીને કાલે પાછો આવશ."

આમ બોલી ફગલાયલે ચેહેરે કેકોબાદ બેલીફ અને સીપાઇઓ સાથે વીકટોરીયામાં બેસીને જેલમાં ચાલ્યા.

## પ્રકરણ—૪.

દીનુ ઉગત કેકોબાદનો મામલો ચસકતોજ ચાલ્યો અને તેનો ગમ વીસારવા તેવણે પહેલાં વીહીસ્કી—સોડા અને પછવાડેથી તેનાબી વાબા પડયા એટલે બજારના બેવડા ઉપર સબુરી પકડી. અરે વારો, પહેલી નજરે દર માસે ૫૦૦) રૂપ્યાની આવક કેવી પાદશાહી લાગે છે પણ ચીઆંઉ પીઆંઉની બરકત થવા માડી કે હાથનાં કાણાંમાંથી આ રૂપ્યા કેવા નીસરી પડે છે તેનો કેટલા થોડા જણને ખ્યાલ છે. ચલાવે તો પચાસમાંબી ચાલે પણ જ્યાં બેઉ બાજુએ દાંતનો ચશટો અને મોહોટાઇનું મીહીનું ત્યાં પાંચસો શું કે પાંચ હજારબી પેશી જાય.

બીચારા કેકોબાદને બેલીફ ધરી ગયા તે તો આપરે ગયા અંકમાં જોયું. આઠ દહાડા ચાંચડ મારીને તેવણ જેમ તેમ છુટવા પામ્યા પણ તે કેવા ભોગે? લખતાં શરમ લાગે છે કે તેવણે પોતાની માસીક આવકમાંથી દર માસે રૂ૧૫૦) નો હપતો ભરવાની ચીઠી માંગનારાઓને લખી આપી ત્યારે તેવણનો તુરતકાળ છુટકો થયો.

હવે આ બાકીની ટુંક પુંજીમાંથી આવો ભપકો સપકો રખાય નહીં અને આડોશી પાડોશી ચામડાં ટુપે તેની બીકે તેઓ ત્યાંથી ખાલી કરીને પરેલ એક સસતા બંગલામાં જઇ રહ્યાં. આ વાર દાદારજીની મેહેરથી તેઓને ત્યાં ચાર ફરજંદની બલીહારી હતી અને નવે ઘર બે માણસોથી કામ લેવું પડતું હતું. આલાંએ જ્યારે ગરીબ સંસારે પોતાનું

ઘેર માડયું ત્યારે એક ચાકરથી કામ લેવા માડયું તેના પીરોજીએ હુન્નર ચલાઇ ચસકા કીધા હતા. માટે હવે તેઓ આલાંની પડોશમાંજ જઈ રહ્યાં ત્યારે કેમ મોઢું દેખાડશું તેનો પીરોજાને ધસ્કો પડયો હતો.

ગરીબ બચારો કેકોબાદ! તેની હાલત ખરેખર દયા ખાવા જોગ હતી. ખાનદાની માણસ એટલે મેહેનત મજુરી તો થાય નહીં અને સારી મંડળીમાં ફરવા જેટલી સંપજ નહીં. કલબ ગઈ, સોજન ડગલા ગયા, બુટને ડીગડાં અને મેલા કાલરથી તેના જીવ સુગાતો હતો. બહારની ગમત ગઈ એટલે ઘેરમાં સારો દીવસ ચાયરાં ફાડીને તે પોતે અને સાથે સારા ઘેરને રંજીદા કરતો.

એમાં ખરૂં કહું તો કેકોબાદનોજ સઘળો વાંક કઢડાય નહીં. અભાગ્યે નસીબે એક તો પીરોજાને આવડ નહીં, તેમાં અમોસ બાટલો જેવો કેહેછ તેવો અને સાથે સાથે માણસખી એવાં ચોખાં બીલોર જેવાં મળે કે હાથનું મુકેલું પગે રહેવા નહીં દીએ. છોકરાંઓની ધમચકરી ને મસતીનો પાર નહીં. તેઓ ખડીઆં બુટ સાથે સોફા કોચ ઉપર ચહડીને ભુસકા મારે અને ગાદીમાં ભસાભસ નાકાં પાડે તારે આસન રહીને માયજી દુર બેસીને કોઇ કથાની કચરા જેવી ચોપડી વાંચતાં વાંચતાં બોલે "કાંયરે—ઘણી મસતી કરશો તો ધમકાવશ જો!" કરકસરની બાબદમાં પીરોજાનો અનુભવ નાદર અને નકલ કરવા જોગ હતો. કોઈ વાર એકુ દોહોડીઆંની લાકડાંની ચીર સારૂં દોહોડ

કલાક માથાંઝીક કરે અને માથાંમાં વાશ આવ્યું તો સહુ-વારના પોહોરમાં રૂપ્યા દોહોડ રૂપ્યાની " ડાંઆની જેલી ને દુધનાં પપ" અથવા આઇસક્રીમ પાંચ મીનીટમાં છોક-રાંઓ સાથ ગટક કરી જાય.

એક રવીવારે સાંજના ગુસતાદ અને આલાં પોતાના નાનકડા બંગલામાં બેસીને બેઝીક રમતાં હુતાં. ઓરડાના એક ખુણામાં તેમની જુની આયા તેમના ત્રણ છોકરાંઓને સાથે લઇને પીકચરની ચોપડી જોતી હુતી. ઘરમાં બધું સમાધાન હુતું એવામાં થરાડ દેતું બાગનું ઉંઘાડીને પારોજા આવી અને કોચપર બેસી જઇને આંખપાણી કરવા લાગી. ગુસતાદ અને આલાં બેઉ દોડી ગયાં અને શું છે તે પટા-વીને પુછવા લાગ્યાં. ઘણીવારે ખુલાસો થયો.

"હું મુઇ, એવી જીંદગીમાં જીવ્યા કરતાં એવું થાયછે કે ઝેરનો ગોટ પીને સુઇ જાઉં. આજે કેટલા કેટલા દાહાડા થયા કેકોબાદ રણ પારેછ કે તું રાંધણીમાં જતી કાંય નહીં, જોતી કાંય નહીં. મેં તો ઘણા અખાડા કરયા કીધા કે મુવાં તરકરાં માણસોને કોણ મોહોને લગારે પણ આજે તો મુવા મીસ્ત્રીને કંઇ એચ્છું પડયું તે એવો છેરાયો કે મેં સવારના નાસતાને વરે રોસ મટન કરવા કહ્યું તો કહે જે એવાં ગોસનું રોસ થાય નહીં. મેં ધમકાવ્યો તારે મને કહેજે "તુંજ રાંધતી કાંય નહીં." મને જે કાર લાગો તે હાથમાંથી ગોસ ઝુંટી લીધું ને મારે હાથે કરવા ગેઇ મીસ્ત્રી તો મુવો બહાર જઇને બાજત પર સુઇ ગીયો. ચુલાપર

તપીલી ચડુરાવી ને હું જરા અંદર લેઈ આવીને જોઉં છ તો તપીલીમાં ગોસ તો બળીને કાળાઆર મેસ થઈ ગયલું ને પોતું બરતું હોય તેવો ધુમરાયલો વાસ આવે. હવે શું કરૂં. ઘેરમાં બીજી કોઈ વાણી તૈયાર નહીં ઉતી ને તારે તાંહાંથી બે ચાર ઈંડા ઉલ્ઝીના મંગાવવાનો વીચાર કરતી'તી એવામાં કેકોબાદ ધધુબર કરતા આવીને ભોણું માંગવા લાગા. મેં કહ્યું જે કલાકમાં તૈયાર થશે. તો માયરે ! છેરા-ઇને દુશમન ભુતની કાની હાથહાથ નાખ્યા ને થરાથર બારણાં અફારી ઝીકીને ઘેરમાંથી જતા રહ્યા. મારા તો હાથ પગ ધ્રુજી ગીયા. મેં પછવાડે આયાને દોરાવી કે ગુપચુપ જોઇ આવ કે કાંહાં ગીયા. તેરે આયા હમણાજ ખબર લાવી કે એવણ તો પીઅરસની દુકાનમાં જમવા બેઠાછ !"

"આએ બધું સાંભળીને હું ઘણી બળાપો કરૂં છ પીરોજ." આલાં હેત બાઇને બોલી.

"પણ બળાપો કરીને શું વળવાનું છે. જરા રોજ રોજ તારી બધી હુંની કળાએ મનેબી શીખવની ? મરેરે અમે તો બધાં તુને હસતાં'તાં પણ આએ તો હસીઆનું ખસીયું થઇ ગીયું."

આ વાર ગુસતાદ ઉઠીને ઉભો થયો. "તમે બેહેનો એક બીજા સાથ વાત કરો તેટલાં હું જરા પાસે ડોસાભાઇને મળી આઉં છ."

આલાંએ બેહેન આગળ પોતાને હાથે બનાવેલી કેરવઈ વગેરે મુકયું અને સ્પીરીટના ચુલા ઉપર સોજી ચાહે બના-

વીને રજુ કીધી પણ પીરોજાનો જીવ એટલો દુઃખી હતો કે ખાધાનું જોઇને તેણીને ઉછાળો થતો હોય તેમ લાગ્યું.

"બરી ગીયું ખાવાનું પીવાનું. મને સમજાવની કે સહવારના તું ઉઠેછ તારથી શું કરેછ. જોઉં હું બી અજમાવી જોઉં."

"હું પહેલાં પરણી આવી તાર કરતાં હમણાં જરા વધારે કામ છે પણ કંઇ ભારી પડતું નથી. આયા સહવારના ચાર વાગતે ઉઠેછ—

"ને મારી ચાબી તો સાત વાગતે ઉઠે ને પહેલાં ચાહ પાએ તારે એવણને કામકાજની હુશીઆરી આવે. મેં બે તન વખત ધમકાવી તારે જાણીજોઇને મારૂં પાડવા આઠ વાગે ઉઠી ને આખો દાહાડો માથે પાટો બાંધીને સુઇ રહી."

"બેહેન, એવાં માણસ મારે તાંહાં નકામાં જેવાં થાય. હું પોતે પાંચ વાગે ઉઠુંછ ને હાથ મોહોનું ધોઇ કસતી કરીને ગુસતાદનો વાગો તૈયાર કરીને, રાંધણીમાં જાઉંછ. તાંહાંબી રાંધનારી આયાજ છે તેને નાસતાનો સામાન કાહાડી આપીને પછી "જામે જમશેદ" વાંચુંછ તેટલાં ગુસતાદ ફરીને આવેછ. તેવણ પેપર વાંચે તેટલાં આયા છોકરાંઓને અંઘોરાવીને તૈયાર કરે, ને એવણ અંઘોરવા જાય તેટલાં છોકરાંઓને અરધો કલાક અવસતા ભણાઉંછ ને સમજાઉંછ. જો પીરોજા તારાં છોકરાંઓનેબી એમજ આદત પાડજે."

"પણ મરેરે મને પોતાનેજ અશેમવહુ મોહોને આવડતી નહીં તો ભણાવવા કાંહાં જાઉં. કેકોબાદબી વરી મારા

કરતા ઉચ્ચારા. તેવણ તો રાતના સુતી વખતે કસતી કહા-ડીને કોચ્યના કપસર પર ઓરવી રાખે ને સવારના નાહતી વખત પાછી ગળાંમાંથી ઓરવી દે."

"બેહેન મારી—આએ સાંભળીને હું ઘણી દુઃખી છેઉં. નાહલાં છોકરાંનાં કુમળાં મગજ પર જે પેહેલો છાપ પડે તે પછવાડેથી ઘણોજ કામનો છે. પણ ચાલો હવે, તમારૂં કીધું તમે જાણો. ગુસતાદ આઠીસે સધાવ્યા કે પછી નાસ-તાનાં વાસણ કુસણ ઉચાં નીચાં કરીને હું નાન્નુને લેસન શીખવા બેસારૂંછ તેટલાં આયા ધોબીઆ પાંથરી રાખેછ—

"ઓ માયરે—એ બધા વેઠ મારેથી તો કઈ નહીં થાય."

"તે તો જેવો જેનો સ્વભાવ. બપોરના બાર વાગામાં તો બધું ખલાસ. તણ વાગા સુધી મને સીવવા સાંધવાનો ટાઇમ મળેછ ને કોઈ મળવા આયું કોઈ પુછવા આયું એમ કરતાં વખત નીકળી જાય છે. સાંજના ચાહ પીને બબરચીખાનામાં રાતની વરદી આપી કે ગુસતાદ આવે ત્યાં સુધી ફાકું ચુકું સમુ કરવાને આપો એક કલાક મળેછ."

"પછી ગુંદવાનું સઉ કાહારે?"

"મેં ઘણું ખરૂં ભરતા ગુંદવાનું મુકી દીધું છ. કોઇ કોઇ વખત રાતના ગુસતાદ મોટે સાદે ચોપડી વાંચેછ તારે હું આગળ બેસીને ભરૂંછ પણ ઘણું ખરૂં તો છોકરાંના કપરાં વેતરૂંછ."

"તું બધું મોટે મોહોને બોલેછ તે ખરી વાત પણ તુંને સારાં નસીબે માણસો સારાં મળેછની."

"કંઈબી નહીં. પેહેલાં બધાં માણસ સરખાં. એ લોક સાથ જેમ ચાલાયે તેવાં નીકળે. બધાંજ કાંઇ સારાં આવતાં નથી તેમ બધાંજ માણસ કાંઈ ખરાબજ હોવાં જોઇયે એવુંબી કંઈ નથી. મારૂં મત એવું છે કે સારી બાઇ હોય તો માણસબી સારાં નીવડે. મારાં માણસો કાંઇ ફરેસતા નથી પણ તે લોક મારેલાં બીસે નહીં કારણકે હું તે લોક પાસથી બરાબર કામ લેઉંછ તેમ તે લોકની કદર બ્યાહને ઘટતુંજ કામ લેઉંછ."

"ને એ લોકના ખાધાનું કેમ કરેછ?"

"કાંઇબી નહીં. રાતના અમે ખાઇ ગયાં કે એ લોક ખાય. કાયદા પ્રમાણે મારે તાહાં તો એક રતલ ગોસ આવે—ને હું બે માણસોને સારૂં એક ટીપરી ચોખા જુદા કહાડી આપું."

"મરેરે એએએ—મારાં મુવાં માણસો તો અમે ખાઇયે તેની અગાઉ જાભરે. ને જો અમારી ટેબલપર વાણી આવી તેમાંની કોઈ એ લોકને ભાગે નહીં રહી તો હજાર ફફરાટ કરે ને અફારી ઝીકાને કંઈનું કંઈ ભાંજી નાખે."

"એમાં મોટી ભુલ તારી છે. પહેલાંથીજ એ લોકને ખરી બંખારીને કહેવાનું કે આએ મારે ત્યાં ધારો છે. સમજે તો તેમ નહીં તો સાંબો રસ્તો."

"અરે કેટલા જણને રસ્તા આપું. આએ એક વર્ષમાં સાત આયા ને છ મીસ્ત્રી તો થયા ને એક આવેછ તે બીજાંને ભુલાવે તેવું."

"નહીં બેહેન, તું આકળી છે. આપરે મનમાં ખંત રાખીને કામ સરનજામ ઉતારવાનો ઠરાવ કરીયે તો બધું બરાબર ચાલે. પેહેલો વીશ્વાસ ખોદા ઉપર રાખવો પછી—

"તું એવી ડાહી કાગડી કેદારેથી થઇ? એમાં ખોદાયને શું લાગે વળગે."

"તારી ભુલ છે. ખોદાની નજર આપણાં દરેક કામ ઉપર છે એમ જાંહાં સુધી તું સમજવા શીખશે નહીં તાંહાં સુધી તારૂં કામ સમરવાનું નથી."

"લે ચાલ—હવે ભેજું ના ખા. પછી સાંજના તુને કેમ સોહોવાયછ?"

"અરે એક મીનીટબી ભારી પરતી નહીં. ગુસતાદ આયા કે જરા ફરી આયાં, કે પછી વાંચ્યે કે મ્યુઝીક વજાડયે કે પાના રમ્યે."

"બા એવી ધરમ ધંકેલાની જીંદગી તુને પરવડે. મારી ઉપરથી ઓવારી. એવું જીવલું કામનુંબી શું?"

"તારી જીંદગી કરતાં હું તે વધારે પસંદ કરૂંછ. હું મારા જીવથી ખુશાલ ને સંતોશી છેઉં. મેં પહેલાંથીજ કહ્યુંતું કે અમે હડીસોમાં ઘેર ચલાવશું તે કરી બતાવ્યું. મારો સંસાર ગરીબ છે પણ મારૂં ઘેર સુખી છે અને કોઇબી દોસ્ત આસનાવ આવેછ તો હું શરમાતી નથી."

"વારૂં તે તો થયું પણ હું જારે જોઉંછ તારે તું નવી નવી સારીઓ કહાંથી લાવેછ? બેસાનીઆની દુકાનમાં ચોરી બોરી કરેછ કે શું?"

"ચોરી કરવાની કંઈ જરૂર નથી. ઘેરમાં કામ કરતી વખતે તો હું સુતરાઉ મલમલની સારી પેહેરૂંછ ને કામ ખલાસ થયું કે રેશમી પેહેરીને હોલમાં બેશુંછ. મારી પાસે બધી મળીને આઠ સારી છે પણ દર બે તન મહીને હું મારે હાથે તેઓને રંગુછ ને મને જે ગમે તે રંગની સારી પેહેરૂંછ. જો તારી સારી કંઈ નહીં તો ચાળીસ રૂપ્યાની હોશે પણ પછવાડે લટકતી રાખ્યાથી આખા રસ્તાનો કચરો કાહારતી કાહારતી આવી તેથી બધી મેલી થઈ ગેઈછ, ને મારી સાત રૂપ્યાની સારી જો કેવી હીરાદોર જેવી છે."

"તું જબરી બા. વારૂં તારે તાંહાં ઘી કેટલું ખપેછ?"

"રોજ અરધો શેર."

"બઅઅસ? ને ઈંડાંને વરે માખણ?"

"વળી માખણ શાનું?"

"ઓ વાય એમ શું કરેછ. મારો મીસ્સી તો ચાર ઈંડા કરવાને સારૂં રોજ છ દોહોરીઆનું માખણ લખાવેછ."

"જુઠ્ઠું, બધું જુઠ્ઠું—તારે હાથે ઈંડાં બનાવતી કાંય નહીં. ઘીને શું છે. છ દોહોરીઆના માખણમાંથી તો છ જણ ખાઈયે."

"ઉભી રેહ—ઘેર જઈને મુવાની ફેંટ પકરૂંછ. દોહોરીઆનું માખણ ને બશેર ઘી! વારૂં તારે તાંહાં ધોબીનો ખરચ શું થાયછ?"

"મહીને દહારે બે રૂપ્યા."

"બે રૂપ્યા ? જા—જા—તું તો હવે છેક ચકાસી. મારે તાંહાં પંદર રૂપ્યા થાય ને તારે તાંહાં બે રૂપ્યા !"

"પણ સાધારણ કપરાં હું બધાં ઘેરમાંજ ધોવારૂં છ. રાતના 'સાફ્ટ સોપ'માં ભીજવી મુકાયે તો સહવારના ઉજરાં દોર થઈને નીકરે. એમાં શું મોટી વાત. મોટી વાત એ કે મેનીજમેંટ, સરખો કાયદો, હુકમ અને મનને મારવાનું. જો થોડા દાહાડા એમ ટ્રાઈ કર ને પછી જો તારા કેકોબાદ કેવા ખુશી થાયછ તે."

આ બધું સાંભળીને પીરોજા ઘર ગઇ પણ ઘુલા ઘુલ. એક દહાડો જરા ગરબડ સરબડ કરે ને પછી કાંઇ મળે નહીં. બગાડો થતોજ ચાલ્યો અને ઘેરમાં એવું લભાણુ ચાલવા લાગ્યું કે આખરે કાકીને કેકોબાદે પાછું કલબમાં રોજ જવા માડયું. ખરૂં કહીયે તો તેની સ્ત્રીએ તેને ત્યાં નસાડયો.

---

## પ્રકરણ—૫.

ગરીબ બચારો કેકોબાદ ! એક દહાડે સવારના નવ વાગતે ગળે ગલાંઠો મારીને ચીંતાતુર બારી આગળ બેઠેલો હતો. તે નાહવાના પાણીની વાટ જોતો હતો અને બાજુમાં તેનાં બે છોકરાં હાથમાં માખણ પાંઉની કાત્રીઓ લઇને અડધું મોહોમાં અડધું બાલમાં અને અડધું જમીનને ખવાડતાં હતાં.

જરા વારે અવાચી ખાતી ખાતી પીરોજા દાખલ થઈ.

"પણ શું થયું શું ? હમણા દશ વાગશે ને હજુ પાણી નું ઠેકાણું નહીં મળે. એ તે કેઇ જાતનો જુલમ ? પેલો નાપાક મીસ્ત્રી રાંધણીમાં શું કરેછ ?" ધણી ફફડીને બોલ્યા.

"તેમાં હું શું કરૂં. એ ને આયા બેઉ જન રાંધણીમાં ભરાયાંછ ને હજુર તો એ લોકની ચાહે પુરી થઈ નથી. મુંવાઍા સવારના આઠ વાગે તો ઘોંટાયલાં ઉઠેછ ને પેહેલાં પોતાના પેટનું તાહારૂં થાય પછી શેઠનું. કયારની ગરાં તોગી તોગીને હાકી પણ કોઇ જવાબ આપતું નહીં."

"પણ જાંહાં સુધી પાણી છાણી તૈયાર થાય નહીં તાંહાં સુધી એ લોકને ચાહે આપવીજ નહીં."

"ઓ લે! તારે તો પેટ ભરીને ખાવું. મીસ્ત્રી ને આયાને હજુર તો બાર દહાડા થયા તેટલાંથીજ એવો તરકરો થયોછ કે મને તો રાંધણીમાં જતાંબી બીક લાગેછ."

"ઠીક છે—ઘણું સારૂં—એ નાશ્ત્રા ને ધોયા. મારાં બુટ લાવો. હું બહાર જાઉંછ."

"ઓ વાય! તમેબી કંઈ ચાલતું નહીં તારે મારી સાથે કાંય નકામાં ચીયરાં ફારોછ. બુટ તો રાતના ભીનાઇ ગીયાં'તાં તે આયાએ ચુલાવાટીપર શેકવા મુકયાંછ ને હજુર તો સાફ કરવાનાં છે."

"પપા—પપા—બુટ તો કેની તે આયાને હાથે બરી ગીયાં." બુચાજી બોલી ઉઠયા.

"હત તારૂં સત્યાનાશ જાય—બોલાવ એ કુતાં ખાધીને."

"નહીં પપા—જો મારૂં નામ ના દેતા નહીં તો મને બાહુ આવીને ઉંચકી જશે." છોકરો બીકથી થરથર ધ્રુજવા લાગ્યો.

"બાહુ? હલ્લો તે શું? તુને કોણે એ શીખવ્યું?"

"બુચી રાતના સુતી નહીં તારે રોજ રોજ આયા ચાદર ઓઢેલા બાહુને લઈ આવેછ. તે દહાડે રાતના દાદર આગળ બાહુ આયો તે જોઇને અમે બેઉ જન મુગાં મુગાં સુઇ ગીયાં પણ આખી રાત ઉંઘ આવી નહી. આજે સવારે આયાએ મને કહ્યું કે જો બુટની વાત કહેશે તો તુને બાહુ પાસ ઉંચકાવી લઇ જવશ."

"માઇ ગાડ! આએ કેવું અંધેર! છોકરાંઓને આએ પ્રમાણે બીહીવાડીને લાકરાં જેવાં કરી નાખે! અરે કોઇ વખત બીકને મારે એકુનો જીવ નીકલી જશે. તું આખો દહાડો ઘેરમાં શું માખ મારેછ. જો ફરીથી કોઇ મારાં છોકરાંને એમ બીહીવાડશે તો હું તેનો ટોટો પીસશ, હું સાફ કેહુંછ."

"પણ હું શું કરૂં. હું સવારથી તે રાત સુધી તો એ મુવાંઓની પછવારે ઘસરાઉંછ."

બચારી પીરોજા મન સાથ એમ સમજતી હોય તો ખોદા માલમ પણ ખરી વાત તો એ હતી કે આખા દીવસમાં દસેક મીનીટ ઘેરનાં કામમાં જતી હશે.

"હું ખરૂં કેહુંછ કે આપરાં ઘેરનાં જેવાં અભાગ્યાં માણસ તો આખાં ગામમાં નહીં હોશે. આ છોકરાંનો

અવતાર જો. એકના પગમાં બુટ નથી. તો બીજાંના નાકમાંથી નીટના લપકા ઉતરેછ. કોણ જાણે રોજ નહવાડેછબી કે નહીં." કેકોબાદ હવે ખુબ છેડાયા.

"નહીં પપા," બુચીએ જુબાની આપી. "અમુને તો ચાર પાંચ દહાડે નહવારેછ અને અમુને શીખવી મુકયુંછ કે માએજી પુછે તારે કહેવાનું કે રોજ નહવારેછ."

સારૂં થયું કે આટલી વારમા નાસતો આવી પુગ્યો અને તેની ખુમારીમાં શેતાન ડાભો થયો. કેકોબાદ બચારા પાછા ખુશમાં આવી ગયા.

"પીરોજ, કાલે રાતના કલબમાં ઘણી મજાહ પડી. નાપ રમવા ત્રણ ટોલકી બેઠી હતી."

"કાંઇ કમાયા કે?" અમોસ ખાટલાએ પુછયું.

"નહીં. સવા ત્રણ રૂપ્યા ગીયા."

"મોટે મોને બોલોછ કે સવા ત્રણ રૂપ્યા ગીયા પણ તમુને કાંઈ અરે છે. ઘેરમાં ખાધાના વાખા પરેછ ને તમે કલપમાં જાઓછ તે કેઇ જાતનો ઇનસાફ."

"તારૂં ઘેર એવું અભાગ્યું તેનું હું શું કરૂં?"

"મારૂં ને તમારૂં નહી કે? માણસો દાધાબરયાં હોય તેમાં મારો શું વાંક?"

"હા તેબી બરાબર છે. પણ ખરી વાત જો—તકરારમાં એક વાત કહેતાં ભુલી ગીગો. કહાનપોરથી હીરજી મસાની

પાછો આયોછ ને કાલે કલબમાં મલ્યો. આજે આપરે ત્યાં જમવા આવવાનો છે."

"ઓજજા! જરા બોલાવો તે અગાઉ મને પુછો તો ખરા. હવે એને શું ખવાડશ, મારા હાથ પગ?"

"એણે પોતેજ તારી ને છોકરાંઓની ખબર પુછી ને કહેજે હું સાંજના સાત વાગે આવશ. તારે શું ના કેહું? મારૂં કંઈબી કીધેલું કારવેલું તુંને ગમતું નથી. જો બહાર જાઉંછ તો કહેજે બહાર ગયા, જો કંઈમચી કોઇને ઘેરમાં લાઉંછ તો તેનોબી રડાકુટો, તારે શું હું અદબ વારીને આખો દાહારો બારી આગળ ધુણીઆ કરૂં ને તારા માણસો-ના ઠેકઠેકાણે જોયા કરૂં?"

"આપરાં માણસ બરાબર હોય તો કોઇબી આવે તેની મને પંચાત નથી પણ મીસ્ત્રીને હું કહેવશ તારે કોણ જાણે શું કરશે."

"હીરજી બચારાને કાંઇ જુદાઇ છે. તે જાણેછ કે હમણા આપરો વખત નથી. જરા રોસ મટન ને એકુ બે સાદી તરકારીની વાણી કરાવશે તો બસ છે."

"વારૂં તમે બહાર જાઓ તારે મીસ્ત્રીને જરા ખખ-રાવતા જજો ને તમે તમારે હાથેજ બજાર મોકલજો, નહીં તો રાતના ફજેતો થશે."

"છટ, છટ, તેમાં શું? હું હમણા ક્રાફર્ડ મારકીટમાં જાઊંછ ને કંઇ મોકલાવી આપુંછ."

આ પ્રમાણે ગોઠવણ કરી કેકોબાદ ખુશાલ જીવે બહાર પડયા અને કલાકેકમાં હેલકરી પાંટીમાં બજાર લઈ આવ્યો. તેમાં સોજી રામસની માછલી, એક બટક અને થોડુંક ગોરત તથા તરકારી હતાં.

પીરોજા બબરચીખાનામાં ગયાં અને ખુબ ગડબડ કરીને મોસ્ત્રીને વરદી આપી કે "બટક રોસ કરવાનું અને માછલીનો સાસ કરવાનો."

પોતે ખંત રાખીને કરવાની મતલબથી પીરોજા જરાવાર બબરચીખાના આગળ ઉભાં પણ તેમનો જીવ બધો રાતના પહેરવાની નવી સાડીને દાણાની કોર ટાંકવામાં ભરાયલો હતો એટલાં ભલેકાજ ગીસતરી બોલ્યો "બાઈ તુમ જાઓ—અમ સબ બરાબર કરેગા—તુમ અમારા શીરપર ખરા રહેતા તે અમકુ કુછ સુજતા નહીં."

દરદીને જોઈતું હતું તેવું વૈદે ફરમાવ્યું "જો બધું બરાબર કરજે હું" કરી શેઠાણી સીધારીયાં અને બપોરના બે વાગા સુધી સાડીની કોર ટાંકી. પછી જરા લેટયાં અને ચાર વાગે ચાહે પીને એક ધુલ જેવી વારતા નામે "આશકની પરી" વાંચવા બેઠાં. સાંજના પાંચ વાગે તેવણ ઉઠયાં અને હજુ તો કપડાં સજવા જાયછ તેવામાં અચબુચ ફુઈમાય આવી ઉભાં.

ખોલાસો કરતાં માલુમ પડયું કે ફુઈમાય આલાંને ઘેર બે ચાર દહાડા રહેવા આવ્યાં હતાં.

"પણ ફુઇમાય, અહીંવેર આયાંછ તારે તો મારે તાંહાં રાતના જમીનેજ જજો." પીરોજાએ આગ્રહ કર્યો.

"દીકરા—મને તો બેઉ જન સરખી. આલાંને તાંહાં તો તારા બાપ માય સઉ આયાંછ એટલે એને તો સોહોવાઇ જશે. ચાલ, હું તારે તાંહાંજ જમીને જવશ."

પોતાના ફુઇમાયને લઇને પીરોજા માળપર દોડી. ડોસાંએ આસપાસ નજર દોડાવી અને બોલ્યાં "આએ તારા ઘેરના શા ઢંગ? ઓરડામાં કચરાના ઢગ પડેલા છે ને બતી કીધી નથી ને ધોલીઆ પાંથરીઆ નથી. એ શું?"

પીરોજા ફુગલાઇને બોલી "ફુઇમાય, આજે આયાને જરા રાંધણીમાં રોકાણ છે તેથી ભુલી ગઇ હોશે. હમણા આવીને કચરો વારી નાખશે."

"આયા! આયા!" કરી સોહોર પાડતાં પીરોજા નીકળ્યાં પણ આયા મળે નહીં. બુચાએ ખબર આપી કે તેનું તો ગામથી કાગજ આયુંછ તે વંચાવવા બપોરના બે વાગેની ફુરમાં ગેઇછ. શેઠાણી ઝડપમાં મીસ્ત્રીને ધમકાવવા બબરચીખાનામાં દોડયાં—તો! ઓ ફરેસતાઓ! શું ફેસતો! મીસ્ત્રી છાકટો ધુન થઇ ભોંય ઉપર પડેલો અને પાસેજ નાક આગળ નખસતાન કીધેલું તે ઉપર માખો બમબમ કરે. બટક સવારનું કાપેલું તે એમનું એમ પીછ કહાડવા વગર ભોંય ઉપર એક ખુણામાં પડેલું અને માછલી ટેબલ ઉપર કાચી પડેલી!

પીરોજા ફાળ ખાઇને દસતાન ઉપર બેસી ગઈ. હવે શું કરવું. એવામાં આયા બહારથી વેહલી વેહલી આવી લાગી. બાઇને ગરજ હતી તેથી તુરત તો લોહીનો ગોટ ગળી ગયાં અને તેણીને પટાવીને માછલીનો સાહાસ બનાવવા તથા બટકનું કાંઇબી કરીને વાણી બનાવવા સોંપ્યું અને પછી પાછાં પોતે ઉપર ગયાં. સાત વાગ્યા અને પોતાના મીત્ર હીરજીને લઇને કેકોબાદ આવી લાગ્યા.

"ચાલ પીરોજા—બુટલરને કેહ ખાણું કાહાડે." તેવણે રોબ કરયો. સઘલાં ટેબલ ઉપર બેઠાં પછી બારણાની બહારથી કોઇ બોલ્યું, "બાઇ, એ જેવનચી બશી ગે."

ઓ તારી! એ કોણ? પીરોજાને હવે યાદ આવ્યું કે આયા તો રાંધણીમાં રાંધતી હતી અને મેલી અપ્પંતર હતી એટલે ટેબલપર ખાણું લાવશે કોણ. આયાએ ગભરાટમાં પડોસમાંથી એક ઘરડી ઘાટણને બોલાવીને તેની પાસે રકાબીઓ મોકલી હતી!

ચતુર ફુઇમાય ચેતી ગયાં "જોની દીકરી, જરા માણસોને હાથ લાગ." પણ દીકરી ઠસ્સો કરીને બેઠેલાં તે હીરજીના દેખતાં ઉઠીને જાય તો "ખરાબ લાગે" તેથી બોલ્યાં.

"કાંઈ નહી, ફુઇમાય—મુવાં આટલાં બધાં માણસો છે તે શું કરેછ. એવી ટેપ પરી જાય."

જરા વાર રાહ જોઇને પેલી ઘાટણ માંહે આવી અને સાસની રકાબી જે છલાછલ પાણીથી ભરેલી હતી તે ટેબલ ઉપર મુકતાં હીરજીના ખોળાને થોડોક રસ પાયો. આ

ખાટણ સુમારે સીત્તેર વરસની હતી અને એવી મેલી હતી કે તેણીનાં કપડાં ટેબલને બીજે નાકે વાસ આવતાં હતાં.

કેકોબાદ તો ઉજળો પુની જેવો થઇ ગયો. ટેબલ ઉપર બધાંના દમ બંધાઇ ગયા. પીરોજાને તો એવું થતું હતું કે જો ધર્થી ઊઘડે તો માંહે ગળી જાય. પણ ધર્થી તો ઊઘડે નહીં એટલે ઉપાય નહીં.

લોહીનો ગોટ ગળીને કેકોબાદે ચમચો ભરીને માછલી લીધી અને મોહોડાંમાં ઘાલતાંજ ગળાં તાણીને કહાડી નાખી. કોહેલી રાખ! પણ તેમાં નવાઇ શી. સવારના દશ વાગેની આવેલી તે સાંજના પાંચ વાગતા સુધીમાં તાજી કાંહાંથી થાય!

હીરજીભાઇ ઘણા શીઆના હતા એટલે બોલ્યા "ચીંતા નહીં પીરોજમાય, એ તો ઘેર છે. એમબી હોય ને એમબી હોય. આપરે મળ્યાં એટલે ઘણું છે. ખાવાનું કાંહાં નાહાસી જાયછ."

કેકોબાદ જીભ કરડીને બોલ્યા "લાવની લાવની બીજું શું છે?"

આવેછ આવેછ કરતાં બીજી ડીશ આવી. પણ આ વાર ધોત્તીધાત્તી થઇને આવી હતી.

"શું છે?"

"રોસ બટક" પીરોજાએ મગરૂરીથી કહ્યું. કેકોબાદ હોઠ ટમટમાવા લાગ્યા. ડીશ ઉઘાડી જોમછ તો ઇસ્તફર

અલ્લાહ ! પીછ કાહાડયા વગર આયાએ આખું ને આખું તપીલીમાં હોમાવેલું—આંચ, પગ, બધું કમપલીટ ! !

ફુઇમાય તો ખડખડ હસી પડયાં. આયા ત્યાંથી નાહઠી. પારોજા તો ભેંકી પડવાની અણીપર હતાં તેટલાં હીરજી બોલી ઉઠયા, "એમાં શું—હોશે—બચારી ગભરાઈ ગઈ હોશે એટલે ચુક થાય. લાવો આપરે કાપીએ."

પોતાના મીત્રનો ફજેતો અટકાવવા હીરજીભાઇએ બટક ઉપર જેવો કાપ મુકયો કે માંહેનું બધું ભેથર ભરર દેતું ટેબલ ઉપર વીખેરાઇ પડયું. સઘળાના કપડાં ખરડાઇ ગયાં અને સર્વે ઉઠીને ઉભાં થયાં. કેકોબાદ લાલ ને પીળો થઈને ઉભો અને આગ્રહથી પોતાના ફ્રેન્ડને ઘરની બાહાર ઘસડી ગયો.

---

## પ્રકરણ—૬.

ફફડી ચટકીને કેકોબાદ પોતાના મીત્રને જેવો બહાર ઘસડી ગયો કે છોકરાંઓ બહારથી મરાતાં છુંદાતાં આયાં અને આંચકા ઉચકી કરતાં ટેબલકલાથ તાણી કહાડયો તેની સાથે ટંબલર, ડીકાનટર વગેરેનો ચુરો કરી નાખ્યો. પીરોજાને કાંઇ સુઝયું નહી. તે તદન અકળાઇને બેબાખરી બની ગઇ હતી એટલે કોચ ઉપર બેસીને ધસાધસ રડવા લાગી.

"ઓ ફુઇમાય, હવે શું કરૂં. કેકોબાદ તો જેવા વાઘની કાની છેરાઇને બહાર ગીયાછ. તેવણ તો સમજ્યા પણ

હીરજીભાઇ મારે વાસતે શું ધારશે. ચાર લોકમાં મારે સારૂ કેવો વીચાર આપશે. ઉ—ઉ—ઉ."

"કેવો વીચાર આપશે? કહેશે કે તું અભોસ ખાટલો છે ને તારામાં એક વાલ ભારનીબી અક્કલ નથી. મારો પોતાનોબી એવોજ વીચાર છે. ચાલ માએ. હું તો જાઉંછ. તારી બેહેન વાટ જોતી હોશે."

"ને હુંબી આઉંછ. કેકોબાદ નરતા પાછા આવશે તો મને કરડીજ ખાશે તેથી એવણ પોઢી જાય ને હું પછી પાછી આવશ."

આલાંના ઘરમાં કેવું શાંત! કાંહાં બેહેસ્ત ને કાંહાં દોજખ. ડાકટર કાવશા ને તેવણનાં ધણીયાણી બચુબાઈ ત્યાં આવેલાં હતાં અને ખુશ મીજાજમાં વાત ચાલતી હતી. ગુસતાદ જમીને બે લટાર મારવા ગયો હતો. સઘળી ફ્રેંયાદ અને પીરોજાને તાંહાંની કાહણી ચાલેછ એવામાં ગુસતાદ અચબુચ પાછો ફર્યો અને તેની સાથે કેકોબાદબી દાખલ થયો! પોતાની ધણીયાણીને ઝાર ઝાર રડતી જોઇને તે ગુસ્સો દબાવીને બોલ્યો "મારી આબરૂની તો ધુળધાણી થઇ. પણ હવે જો એમનું એમ ચાલ્યા કરશે તો હું ઘરમાં રહેવાનો નથી—હું સાફ કહુંછ."

ડાકટર કાવશા કેકોબાદને પટાવીને બોલ્યા "બા એમાં તારો જરા વાંક નથી. હું તો અસલથી કહેતો આયોછ કે છોકરીની જાતને ઘેર ચલાઉ કેળવણી આપવી જોઇયે પણ આજના ફાલાફુલીના વખતમાં આપરૂં માને કોણ?"

"બાવાજી," પીરોજા રડતી બોલી "બરો વાંક વાણીઆનો. હું શું કરૂં. શું મીસ્ત્રી આગળ આખો દહાડો બેસી રેહું?"

"નહીં, તેમ કરવાની કાંઈ જરૂર નથી, પણ ઘરનો કારભાર મખમલની કાની સુમારો ચાલેછ કે નહીં તે ઘડી ઘડી તપાસ્યા કરવાનું કામ બૈરાંઓનું છે. વળી કેકોબાદ બા, જરા તારોબી વાંક ખરો. તારી ઉપજ થોડી ને તેમાં તેં વહેવાર એવો ચલે જાવ બલે જાવ રાખ્યો કે જાણે બેરન રાથશચાઇલડ. બા, પગ જોઇને પાથરણું તાણીએ— હવે પાનસોને બદલે સારી ત્રણસોમાં ઘર કેમ ચલાવશો?"

"એવણને કેહો કે કલબ બલબ બધું છોરી દે." પીરોજાનું રડવાનું હવે નહાસી ગયું અને તે તાપસી પુરવા લાગી.

"તે મારેથી બનશે નહીં. મને ઘેરમાં શું સુખ છે જે હું કલબ મુકી દેઊં. જો એક સાંજના મને ઘેર રહેવું પડેછ તો મને તાપ ચહડી આવેછ."

"પણ જોની દીકરા, ગુસતાદને એવા બધા ઢોંગ વગર ચાલેછ કેની?" ફુઇમાએ શીખામણ દીધી.

"અરે ગુસતાદની કાંઇ તારીફ થાય? તમારે બધાંને મનથી એતો મોટો ફરેસતો છે. પણ બા, આપુને એવું કોઇ શીખવે તારે કેની."

ગુસતાદ અપમાન લેવાને બદલે હસીને બોલ્યો "બીરાદર કેકુ, એમાં શીખવા શીખવવાનું કંઈ નથી. અમે પહે-

લાંથી કોથળીનું મોંહ તંગ રાખ્યું અને મોજમજાહને તરક કીધી એટલે હવે અમુને ઘણું મજાનું લાગેછ. પહેલાં જરા ટેલ પારી અને જીવને મારીઓ તો હમણા અમે અમારા જીવથી ખુશાલ છઇયે."

"પણ મોટા સાધુની કાની રહેવાનું મને નહીં પરવડે." કેકોબાદે હઠ લીધી.

"સાધુબી નહીં ને સાંઇબી નહીં. મારે ત્યાં દર આત-વારે એક બે ફ્રેન્ડો આવતાને આવતા."

"ને તે લોકને પીછ સાથના બટક ખવાડેછ કે ?" કેકોબાદે પોતાનાં દીલનું વેર કહાડયું.

"શું કરવા, મારી બહાદુર આલાં એવી છે કે બધા જણ ઘેર ખુશખુશ થઇને જાયછ."

આ ટેકાણે ફુઇમાય બોલી ઉઠયાં "લે ચાલો હવે તક-રાર કીધામાં કાંઈ સાર નહીં. તમે બે જને પરણવુંજ નહીં ઉતું, એ મીયાં માધવની જોરી કોઇ દહારે સધરે નહીં. એ તો એમજ મરાઇ કુટાઇને મારગ લાગવાના."

"બા ગુસતાદ, તારી હીમત જબરી." કેકોબાદ બોલ્યો. "આટલા પગારમાં તમે લોકે પરણવાની હીમત કીધી ને વરી બધો મામલો પાર ઉતાર્યો."

ખરૂં છે, એમાં તનની હીમત કરતાં મનની હીમતની વધારે જરૂર છે. પોતાના જીવને મોજ દેખાડવાનો લોભ માણુસ માત્રને વળગેલો છે પણ અણી–પર ધીક વખતે

જે માણુસે દાંત પીસીને એ લાભને માર્યો તે જીત્યો ને જે શરણુ થયો તે ડુબ્યો !" ગુસતાદે ખુલાસો કીધો.

"તમે બધાં જણુ કાંય તમારૂં માથું ઝીંકોછ. એમનો સુરજ એમ કોઇ દહારેબી ઉગવાનો છે ? જેને બચ્ચગીથી ખાવા પીવાની ટેવ પરી તે કોઇ કાલે જાય નહીં. તેમજ પીરોજાને લબર છબરની ટેવ પરેલી તે હવે આવતા ભવમાં જાય તો કોણુ જાણે. જુઓની એને સારીની ઘરી કરતાંબી આવરે છે?" ફુઇમાયે બોલ્યાં.

"નહીં બકીજે ! ! વરી ફુઇમાય તમે તો મને છેકજ નાખી દેવાની સમજોછ કે ?"

"હાસતો વરી. લાવની જોઊં—હમણા તો હાથ ચાટીને પેટ ભરોછ, પણ પછી છોકરાંઓને ઇસકોલમાં મોકલવાં પરશે ને દુકતીઓને સાલ્લા પેહરાવવા પરશે તારે પૈસા કાંહાંથી લાવશો ?"

"તે વખતની વાત તે વખતે—સઊ થઈ રેહેશે."

"નહીં પીલાં બેહેન—મેં તો તેનો આગલથી વીચાર કરી રાખ્યોછ. હમે તે કારણસર દર મહીને પંદર રૂપ્યા સેવીંગ બેંકમાં મુકીયેછ" આલાં બોલી.

"ઓ બાપરે—આએ જીંદગી તે કેમ ખમાય" પીરોજા-ને ગુસતાદ બેઊ બોલી ઉઠયાં.

આ ઠેકાણે ગુસતાદ બોલી ઉઠયો "મારાં મેહેરબાન મુરબ્બીઓ, આજે એક વાત હું કેહવાનો નહીં ઉતો પણ હવે મારેથી વધારે વાર છુપાવી રાખી શકાતી નથી. હું

જણાવવાને ખુશી છેઉં કે અમારી ઓફીસમાં આસીસટંટ સુપ્રીનટેનડન્તની પાનસોની જગા નીકળી હતી તે માટે મારી જાણ વગર કમીશનરે ભલામણ કીધાથી મારી નેમણુંક થઇ છે અને આવતા મહીનાથી મને પાંચસોનો પગાર મળશે. ખરેખર છોકરાં પોતાની સાથે પોતાનું નસીબ લેતાં આવેછ. પણ નસીબદેવીને આવકાર દેવાને આપરેખી પાધરા ચાલવું જોઇયે."

આ ખબર સાંભળી હર્ખને મારે આલાં રડી પડી. સર્વે ખુશ થઈ ગયાં અને કેકોબાદે તેને સેકહેંડ કરી મુબારકબાદી આપી "બચ્ચા ગુસતાદ તું જબરો નસીબવાન. હવે તો જરા ખાશે પીશે કેની?"

"પણ હું ભુખ્યો કયે દહાડે રહેતો હતો? તારી મતલબ વધારે ખરચ રાખશ કે નહીં એમ જાણવાની હોય તો તે આલાંનું કામ છે. એ તુને જવાબ આપશે."

આલાં બોલી. "ખરચ વધારે? શું કામ? બચ્ચાં પાળવાનાં ને પરણાવવાના નથી શું? હમણા અમુને શું દુઃખ છે જે વળી નવું સુખ શોધવા જઇયે? માણુસની કાયા છે. ખોદા ના કરે ને ગુસતાદના જીવને સુખ નહીં રહ્યું તો શું પછી કરજ કરવા જઇયે? નહીં—નહીં જે વધશે તે બધું સેવીંગ બેંકમાં જશે."

"પણ ખરચ વધારવાનો એટલે શું? બે ઘોડાની ગાડી રાખવાની?" ફુઇમાય ખભરીને બોલ્યાં, "મારી ખાત્રી છે કે હાલ કેકોબાદ ને પીરોજાના હાથમાં પચાસ હજાર રૂપ્યા

આવે તો ત્રણ માસમાં હજાર રીતે દારીઆ સુકરવારીઆ થઇ જાય."

આં પછી બધાં રજા લઇ ઉઠયાં.

મારી વાતનું સેવટ આવી ગયું છે. બે ત્રણ માસ પછી કેકોબાદે લખી આપેલી ચીઠી પાછી પાકી અને તેનાં નાણાં ભરાઈ ન શકવાથી તેના સામાન ઉપર ટાંચ આવી અને તેને જેલમાં લઇ જવામાં આવ્યો. પીરોજાએ રડી બડીને તોફાન કીધું પણ તેનો સાર એટલોજ આવ્યો કે તેવણ ગાંસડો પોતલો બાંધીને બાપને ઘેર જઇ પડયાં.

અકટોબર માસ હતો અને ફુઇમાય એકાએક શીક પડી ગયાં. તેવણને લકવો થઇ આવ્યો અને બે કલાકની રમતમાં પ્રાણ મુકી દીધો. સર્વે કોઈ દોડી ગયાં અને તેમની ઘટતી ક્રીયા થવા પછી કબાટ ખોલી જોતાં એક મોહોરબંધ વીલ મળ્યું તે સઘળાંની હજુરમાં ઉઘાડી જોતાં નીચલો વાક્ય વાંચવામાં આવ્યો:—

"મારી આવકમાંથી હું દર માસે ૨૨૫૦) બચાવતી હતી અને તે પ્રમાણે વરસ દહાડે ૩૩૦૦૦) એકઠા થતા હતા તેની નોટ લેયા કરતી હતી. આવી રીતે મારી પાસે ચૌદ વરસમાં ૭૮૦૦૦) રૂપીઆ થયા છે તેની સરકારી લોન મારા સુવાના ઓરડામાં સીસમની કબાટમાં નીચેથી ગણતાં ત્રીજાં ખાનામાં છે. એ સઘળી લોન એક બક્ષેશ તરીકે મારી ડાહી અને સંઘાહુ ભત્રીજી આલાં અને તેના લાયક વર ગુસતાદને આપી જાઉંછું. હું તે લોકને અરજ કરવાની જરૂર

જોતી નથી કે આ પૈસા મળવા પછી તે લોકોએ હરગેજ થઇને પોતાની રહેવાની રીતભાતમાં વધારો કરવો નહીં. મારી પાસે કંઇબી છે તે જાણ્યા વગર આલાંએ મારી જે ખાતરદારી કીધી હતી તેથી આએ વારસો તેને આપી જવાનો મેં પેહેલાંથી ઠરાવ કીધો હતો. મારી બીજી ભત્રીજી પીરોજાના સંકટથી હું દલગાર. છેઉં અને તેને સારૂંબી કંઈ કરી જતે. પણ મારી પક્કી ખાત્રી થઈ કે તેને એક વખત મુશકેલીમાંથી છોરવ્યાથી કશો ફાયદો થવાનો નથી ને મારા પૈસા ફોકટમાં જશે."

**લા૦ કુવરબાઇ ફકીરજી.**

"ડોસાં મરેરે એમના એમ" પીરોજા બોલી ઉઠી "આપરે શું જાણ્યે કે મુવાં પાસે આટલો બધો છાંદો છે. એવું જાણતે તો મુવાંને રોજ અચ્ચરકચ્ચર કાંઈ ને કંઈ ચગરાવતે."

"બેહેન પીલાં—મુવાં પાછળ તુંને એમ બોલવું સજા-વાર નથી. તું ચગરાવતે તેથી કુઇમાય કાંઇ ઠગાઇ જતે એમ તારે ધારવું નહી. એવણે તુંને કાંઇ આપયું નથી. પણ તેથી હું મારી ફરજ બજાવવામાં પછાત પડશ નહી. આજથી હું દર માસે રૂ૫૦) તારી બુચી માણેકને નામે સેવીંગ બેંકમાં મુકતી જવશ, કે તે મોટી થાય તારે તેના કેળવણીના કામમાં આવે અને દહાડે વારેની થાય તારે બાકીના રૂપ્યામાંથી તેની શાદીની સાજવારી તું કરીને હલકી પડે. આજથી માણેક મારી છોકરી, તારી નહીં."

**સમાપ્ત.**

# ભુલી, હું ભુલી.

## પ્રકરણ—૧.

વરસાદ ! વરસાદ ! જોઈએ આભ તુટી પડો—જોઇએ આભ તુટી પડો, પણ ટપાલના સીપાઇના ગુરા કે દહાડે ગરગરીને ઠર પડવાના છે. બહાર બોર જેવડાં માવતાં ગળે, મેદાનમાં છત્રીઓ ડાચાં વકાશે, કાદવ કીચલમાં બેગારી ભીખારીના પગ લપસી જાય, પણ બાપડા ટપાલના સીપાઇના નસીબમાં ઘરમાં સુખે બેસવાનું કયાંથી હોય ? વીજળી પડો કે ધડાકા થાઓ; તડકો પડો કે પાંચ ઈંચ પાણી પડો પણ તેનું કામ કરવાનું તે કરવાનુંજ.

આવા એક ડરામણા ભીના દીવસની સવારના દસ વાગતે સીપાઇએ મારમારના વરસાદમાં ભરૂચમાં બહારકોટ સાંઇનાં મેદાન આગળના એક બંગલામાં કાગલ 'ડીલીવર' કીધું. બંગલામાં ફક્ત બેજ સ્ત્રીઓ બેસીને ન્યુસપેપર વાંચતી હતી. એક સુમારે આડત્રીસ વર્ષની, ખાસ્સી માતેલી અને હજુબી દેખામણી અને બીજી આસરે વીસ વર્ષની ખુબ દેખાવની પણ બીહીકણ હતી. શું આ બે મા દીકરી હશે ? બેની વય જોતાં તેમ તો ન હોય, વળી તેઓના ચેહેરાની ભકુટી કેવળ જુદી કીસમની હતી. મોટી જરા

બીજાજી અને ટેકાવદાર હતી અને નાહની શરમાલ અને નાજુક દીસતી. તેઓ મત્રાઈ મા અને દીકરી હતાં.

"આયા, જોતો. પેલો પોસ્ટવાળો કાગલ લાયોછ." નાહનીએ આતુરતાથી હાંક મારી, કારણકે તે એક કાગલની વાટેવાટ જોતી હતી.

આયા એક કાગલ લાવી ખરી પણ નાહનીને આપવાને બદલે મોટી બાઇના હાથમાં મુક્યું. આ મોટી બાઇને આપણે નવાજબાઇને નામે ઓળખાવીશું.

"માયજી કોણનું કાગલ છે?" સાવકી દીકરી મીઠીબાઇએ પુછયું.

"વાંચ્યા વગર હું શું જાણું? એમ વીરમાં તણાઇ શાની જાયછ? જોતી નહીં કે મોટું પરબીડું છે તે કાંઇ વ્યાજ બ્યાજનું હોશે."

"પણ પેરીની આપીસનો ઉપર છાપ છે તેથી કેહુંછ કે ભાઈ તરફના કાંઈ સમાચાર તો નહી હોય?"

"અરે હરવાયો તારો ભાઈ." આ પ્રમાણે બોલી નવાજબાઇએ કાગલ ફોડયું અને ચાર પાંચ લીટી વાંચતાંજ હાથમાંનું ન્યુસપેપર નાખી દઇને ગુસ્સાથી ઉઠયાં ને આયાને બહાર જવાનો હુકમ કીધો. મીઠી તો ગભરાઈ ગઈ અને શું છે શું છે કરી અકળાઇને પુછવા લાગી.

"શું છે? એ બધું છે? પેસીના નામથી મને કેહેર છુટેછ તારે તું હંમેશ મારી સાથે બરવાયાં તોરેછ પણ જો હવે, મારો બોલ ખરો પડયો કેની. હજુરબી એ દુક-

તાની પાછલ ઘેલી દેવાની થઈ જજે." નવાજબાઈ ગુસ્સાથી પણ જરા સવાદ લઇ લઇને તાણો મારવા લાગ્યાં.

"માયજી, બચારા પેસીનું મારા વગર બીજું કોણ છે? એ મારો માય જણ્યો ભાઇ એટલે એની કદર હું નહીં બાઉં તો હું બેહેન શા કામની? પણ શું છે શું? એમ ટવલાવ્યા શું કરોછ."

"આએ કાગજ પેસીની આફીસમાંથી આયુંછ."

"પછી? તેનું શું?"

"તે લોક લખેછ કે એણે બેંકમાંની રકમ ઉચાપત કીધીછ, ને નાહસી ગીયોછ તેથી જો અહીં આવે તો એને પકડાવીને પોલીસને હસતક પાછો મુંબઈ મોકલાવી દેવો."

આ ખબરનો પેહેલો આંચકો લાગતાંજ મીઠીનો સાદ બેસી ગયો એટલે આ વાત નહીં માનવાની જીકર કરવાની તેણીનામાં તાકાત રહી નહીં. પણ પોતાના ભાઇની સાચવટ ઉપર તેણીને વીશ્વાસ હતો અને તેણીનું દીલ માંહેથી કહેતું હતું કે આ તોહોમત ખોટું છે.

જરા વારે જીવ હેઠો પાડી મીઠી બોલી "માયજી આ ખબરમાં કાંઇ ચુક હોશે—અથવા તમે વાંચતાં ભુલ્યાં હોશો."

"ભુલ્યાં હોઇશું તો લેવો તમે પોતેજ વાંચો ને કાગજ આંખમાં ચાંપો." આમ બોલી નવાજબાઇએ કાગજ મીઠીના અંગપર ફેંક્યું ને ચાહે પીવા ઉઠયાં. ઉપરથી નીચે સુધી વાંચ્યા પછી મીઠીના હાથ પગ ઢીલા પડી ગયા.

  

શરૂઆતનું આટલું પ્રકરણ રજુ કરી હવે હું આ કુટુંબની ઓળખાણ પેહેલાંથી કરાવું છું.

મીઠીબાઈ મેહેતા જ્યારે દસ વર્ષની અને તેણીનો ભાઇ પેસી આઠ વર્ષનો હતો ત્યારે તેમની માતા ગુજરી ગયાં. તેમના બાપ માકુજી મેહેતાએ એક વર્ષે પાછું ઘર કર્યું. તેમની નવી ધણીઆણી તે આ નવાજબાઇ હતાં. તેવણ પરણી આવ્યાં ત્યારે જુવાન હતાં, સોવામણાં હતાં પણ સ્વભાવનાં દાધાબળ્યાં હતાં અને આ બે નાહનાં સાવકાં ભુલકાં ઉપર જુલમ પાડતાં હતાં. તેજ પ્રમાણે છોકરાંઓભી પહેલાંથીજ મત્રાઇને જોઇને ભડકતાં હતાં. તે લોક નાહનાં હતાં પણ નવી માય તેઓની અદેખાઈ કરતી હતી તે ઝટ પામી ગયાં હતાં. કોણ ચાહે છે ને કોણ હીણે છે તે જેટલું બચ્ચાં જલદી પારખી શકે તેવું કોઇ ન પારખી શકે. માકુજીનો જીવ બચ્ચાં ઉપર ઘણો એટલે તેમનાં દેખતાં તો છોકરાં ઉપર મત્રાઈ સીપલાસ કરે પણ અંદરખાનેથી તેમને ધુંદી મારે. તેમાં મુખ્ય કરી પેસી ઉપર તો એવો તેણીને કેહેર હતો કે લાગ આવે તો તેનો ખીલો ઉપાડ કરવાને ચુકે નહીં. પેસીબી જબરો મસતીખોર અને બોહોંસીલો હતો. તે મોટાં મનનો, ખુલ્લાં દીલનો પણ બચકાં બાંધવામાં હુશીયાર. સાવકીને બુમ પડાવવા માટે તે જાણી જોઇને સઘળું ખોરી પોરી નાખે અને હાથનું મુકેલું પગે રહેવા નહીં દીયે.

એક બે વાર તેણે નવાજબાઇની સાડીમાં કાતરથી ચપકા પાડેલા અને તેવણના નીખ્યા બ્રશ સંતાડેલા. આથી

નવાજબાઇનું બહુ પાકી જવું. તેવણ ગમે એટલી બુમરાણ મચાવે પણ પેસીની જાણે બલા. આખરે વાત ઘણી વધી ગઈ. નવાજબાઇએ રડીબળીને તોફાન કીધું એટલે માકુજીએ બેજાર થઈ આ મસતાન ડુકતાને પોતાના એક પેશીને હુસતક પુણે સ્કુલમાં મોકલ્યો.

મીઠી અઢાર વર્ષની થઇ એટલે થોડા દહાડાની બીમારી ભોગવીને માકુજી ગુજરી ગયા તે મસે પેસી પાછો ઘેર આવ્યો. માકુજીએ વીલ કીધું હતું તેમાં એવી ગોઠવણ કરી હતી કે નવાજબાઈ જીવે જાગે તાંહાં સુધી સઘળી દોલતનો ભોગવટો કરે અને તેમની પછી સઘળું આ બે છોકરાંઓને મળે. બીજું વીલમાં ફરમાવ્યું હતું કે ત્રસટીઓએ દર સાલ રૂપ્યા બસે મીઠીને પોતાના અંગત ખરચ માટે આપવા અને મીઠીએ પોતાની સાવકી મા સાથ રહેવું. તેમજ એટલીજ રકમ દર સાલ પેસીનેબી આપવા ફરમાવી હતી.

ત્રસટીઓમાં ત્રણ નામ ઠરાવ્યાં હતાં પણ તેઓમાંથી બે જણે ત્રસટી તરીકે અખત્યાર લેવા ના પાડી કારણકે તેઓના વીચાર પ્રમાણે આ વીલ ઘણું અઘટીત હતું. એકજ ત્રસટી મી૦ આદરજી ભરૂચા, જેવણ નવાજબાઇના આઘેના સગા થતા હતા તેવણ કબુલ થયા.

પહેલું વીલ જાહેર પડયું ત્યારે પેસી બહુ છેડાયો અને સાવકીએ બાપનું માથું ફેરવી નાખ્યું હશે એવી જીકર કરી લડવા તૈયાર થયો, પણ રાંક મીઠીએ તેને ઘણો સમજાવી લીધો.

"ભાઇ—હવે ઘોળાયલાં દુધ ઉપર રડવામાં કાંઇ સાર નથી. તું લડશે તો ઉલટો અરધો કટકો રોટલીબી જતી રહેશે. મારે ભાગના બસો રૂપ્યાબી તુંજ લેજે મને પૈસાનું કંઈ કામ નથી."

"ચુપ, ચુપ—તું એવી ગાંડી ગાંડી વાત ના કર. હવે આએ ધાઇખોરી મત્રાઇ તુંને કપરાં સારૂં એક પૈસોબી આપશે કે? તારા બસો રૂપ્યામાં મારૂં શું દલદર ફીટ-વાનું હતું?"

પેસીનું માથું ફરી ગયું હતું. તે અમેરીકા અને આફ્રીકા જવા તૈયાર થયો, પણ મીઠી તેને વળગીને ઝાર ઝાર રડી કે હવે ભાઇ સીવાય તેણીનું બીજું કોઇ નહીં હતું. પેસી પોતાની બેહેનને ખરાં હેતથી ચાહતો હતો, એટલે લાચા-રીએ ઠંડો પડયો.

જયારે સત્તર વર્ષની પેસીની વય થઇ ત્યારે આદરજી ભરૂચાની ઘણી સીફારસથી પેસીને મુંબઈની એક બેંકમાં રૂપ્યા પચાસની નોકરી મલી. વર્ષ દહાડે બસો રૂપ્યા મળે તે અને પગાર મલીને પોરીઓ પોતાનું હાની લેશે એવા વીચારથી નવાજબાઇને ઘણી કળ વળી. પણ મુંબઇ શેહેરની ફસામણ અને ફુલવણીનો નવાજબાઇને ઘણો થોડો ખ્યાલ હશે. સાંજના પાંચ વાગે બેંકમાંથી છુટે કે પેસીને સમાલનાર કોણ? કોઈજ નહી. તે વીસ રૂપ્યા આપીને એક વીસીમાં ખાતો અને આંઠ રૂપ્યાના ભાડાંની ઓર-ડીમાં સુતો, એટલે સાત વાગતે ઘર આવો કે રાતના બે

વાગતે તેનું પુછનાર કોણ. કુદરતી રીતે તેણે એવા શખ્સોની દોસ્તી માંડી કે જેવા દોસ્તો સો દુશમનની ગરજ સારે છે.

બે ત્રણ વર્ષ નીકળી ગયાં અને પેસીને થોડું ઘણું કરજ થયું, કરજ પાછળ તાંતલ, અને તે પછી અકળામણ. આખરે જે દીવસે તેને બરાબર ૨૧ વરસ પુરાં થયાં તે દીવસે કમબખત પેસીએ છુપાછુપ પોતાના ધણીઓના ૩૫૦૦) ઉપાડયા. વાત પકડાઇ ગઇ અને પેસી મુંબઈ છોડીને નાઠો. બેંકના મેનેજરે તેની મત્રાઈ ઉપર લખાવેલો કાગળ આ કથાની શરૂઆતમાં આપણે નજર કરી ગયા છૈયે.

✠ ✠ ✠

જરા વારે નીસાસો નાખી મીઠી બોલી "ઓ પેસી—પેસી—એ તુંને શું સુઝ પડયું—તુને પૈસા જોઇતા હતા તો મને કાંય નહીં લખ્યું, હું ભીખ માંગીને તારી ગરજ સારતે. ઓ માયજી, એણે જે રૂપ્યા ઉપાડયાછ તે તરત પાછા ભરી દેવા જોઇયે."

"કંઇ વાત! ચોરીને એમ ચલાવી લઇયે તો કાલ ઉઠીને તો ખુન કરે.—"

"પણ જો માયજી રકમ કેટલી નજીવી છે—ફકત ૫૦૦) રૂપ્યા."

"પાંચસો રૂપ્યાને બદલે પાંચ આના કાંય નહીં હોય. ચોરી તો કીધી કેની? તારી આ ચાલથી હું અજબ છેઉં. પેસીને તો સખ્ત સજા થવી જોઇયે. જો મારાં ઘેરમાં પગ મુકે તો જરૂર પોલીસના હાથમાં પાંખરૂં આપું."

મીઠી છાતી ઉપર ડોકું નાખીને ગમગીન બેસી રહી. તુરતજ કોઇનો દાદર ઉપર ચહડવાનો સાદ સંભળાયો.

"માયજી, મને લાગેછ કે દાદીબા આવેછ. હવે શું કરૂં. એવણને કહેવું તો જોઇયે—પણ હું કેમ બોલશ. એવણ ચીરડાઇને કાજ તોરી તો નહીં નાખે?"

"તારે બોલવાની કંઇ જરૂર નથી. હુંજ કહેવશ." મત્રાઇએ જવાબ આપ્યો.

"વારૂં મરી જાઉં—જરા સંભાળીને કહેજો—તમારી ઘણી મેહેરબાની થશે." આટલું બોલી ડચકાં ખાતી મીઠી ત્યાંથી છટકી ગઇ.

દાદીબા ઉપર આવી પહોંચે એટલામાં નવાજબાઈએ મન સાથ વીચાર કરી રાખ્યો કે તેને કંઈજ કહેવું નહીં. આવતા મહીનામાં તો તેની અને મીઠીની શાદી થનાર હતી. તેટલાં સુધી વાત ગબરાવી નાખી તો પછી મુડદાં બેહેસ્ત જાઓ કે દોજખ. જાંહાં તાંહાંથી મીઠી ઘરમાંથી પતે તો પછી ગંગા નાહ્યાં.

દાદીબા અઠાવીસેક વરસનો હશે. તે ઉંચો, ગોરો, સ્યાનો અને ખાનદાની હતો. મીઠીને હાથ આવો લાયક ભથાર મળવા માટે સારૂં ગામ અજબ અને ખુશ હતું. દાદીબાના બાપ કાકા મોટા વેપારી હતા અને દાદીબા પોતેબી સોએ સો ટકા ગ્રહસથાઇથી ભરપુર હતો.

તેણે આવતાંને વાર મીઠીની ખબર પુછી પણ સાંભળ્યું કે તેનું માથું પકડયુંછ એટલે કાંઈ બોલ્યો નહીં. ચા પીને વીદાય થવા પછી મીઠી ધ્રુજતી ધ્રુજતી પાછી આવી.

"ક્યાંય માયજી, શું કહ્યું? ઘણા નાખુશ થયા કે?"

"જરાબી નહીં તેવણ કહેજે ભાઇ નઠારો નીકળે તેમાં તારો શું કસુર. પણ તેવણ એક વાત ખતી ખતીને કહી ગીયાછ કે:—"

"તે શું?"

"કે કોઇ દહાડેબી તેવણ આગળ તારા ભાઇનું નામ લેતી ના. જો કોઈ દહાડે ભુલમાં દાદીબાથી પેસીનું નામ મોહોડાંમાંથી નીકળી જાય તો તારે વાત ફેરવી તોલવી."

"પણ લગન પછી?"

"લગન પછી કાંઇ નહીં. તે તો તમે તમારા વચ્ચે સમજી લેજો. જો સંભાળજે, એમાં ફેર નહીં પડે, નહીં તો દાદીબા ઘણા ચીરડાશે હું."

"હું ઘણી સંભાળ રાખશ. વારૂં માયજી, આએ સારૂ હું તમારી ઘણી ઉપકારી છેઉં."

---

## પ્રકરણ—૨.

અઠવાડયાં વહી ગયાં અને સાથે મીઠીની શાદીની તૈયારીઓબી સંપુર્ણ થઇ. કોઇ વાર એવું બને છે ખરૂં કે પરણતું જોડું બધી વાતે સુખી અને ઉમેદવાર હોય છે. જો પોતાના ભાઇ માટેની ચીંતા મીઠીના મનમાં ન હોત તો તે ખરેખાત સુખી હોત. પેસીની તો કાંઇ ધન નસલ જણાઇ નહીં. તેની એકે તેને પકડવા માટે થોડા દીવસ

ગડબડ સરબડ કરી અને પછી વાત નાખતી કરી, કારણ કે તેઓના મત પ્રમાણે પેસી હીંદુસ્તાન છોડી દુર દેશાવર નાસી ગયો હતો.

ગરીબ બીચારી મીઠી.—તે પોતાના ભાઇ માટે કેવો જીવ બાળતી હતી. તેનું શું થતું હશે, તે કયાં ભટકતો હશે તેના વીચારમાં તે રાતે પુરી ઉંઘતી નહીં. રખે તે ભુખે ઠોકાતો હોય, રખે લાજને મારે આજેજ થઇને પોતાના જીવ સાથ ચેડાં કહાડે—એવા અંદેશામાં બેહેનનો જીવ રાતોદીન ઉદાસ રહેતો. ફકત દાદીબા આવે ત્યારે તેની હજુરમાં મીઠી ખુશાલ ચેહેરાનો પ્રયત્ન કરતી કારણ કે ભાઇની નાદાનીથી તે ગભરાય છે એવું દાદીબાને દેખાડવાને તે રાજી ન હતી. અત્યાર સુધી દાદીબાએ આ બાબદનો એક સખુન કહાડયો ન હતો.

એક દહાડે સવારના મીઠી ગુપચુપ પોતાના કમપાઉંડમાં ફરતી હતી એવામાં એક મોટી દાઢીવાળો હીંદુ આવ્યો અને તેણીને નમીને સલામ કરી ને એક ચીઠી તેણીના હાથમાં મેલીને ચાલતી પકડી. આ ચીઠી લાવનાર ઘણો મોટો ગરાર જેવો અને સાંવળો હતો તથા માથે મારવાડી રોકી મસ પાઘડી વીટાળેલી હતી. કયાંથી લાવ્યો, કયાંથી નહીં એ પુછવાનીબી મીઠીને તક મળી નહીં. તેના જવા પછી ચીઠી ઉખેડીને મીઠીએ નીચે પ્રમાણે વાંચી:—

"**મારી વહાલી બેહેન**—ઘેરમાં બધાંને છંછેર્યા વગર જો તું મને આજ સાંજના ટાઇવાડમાં મળશે તો તારી ઘણી મેહેરબાની. આજે ઘણા દહાડા થયા

તુંને જોવાને મારો જીવ લાગી રહ્યો છે. ઘણી સાવચેતીથી કામ લેજે કારણ કે મુંબઇની પેઠે અહીંબી પોલીસના સુંઘારા મારી પાછળ હશે. હું ટાઇવાડમાં પાણીના નળ આગળના લીલાં ઘેરમાં પેહેલે માળે રહુંછ. આએ ઘેર ઘણું નાહનું અને ગરીબ છે પણ તું બેધાસ્કર માળપર ચહડી આવજે અને દાદર આગળથી જમણી ગમનો દરવાજો ઠોકજે. મારે ખાતર એટલી જેહેમત તારા નીરદોશ જીવ ઉપર પેડશે કેની?

લા૦ પેસી.

મીઠીએ આ ચીઠ્ઠી પેહેલાંથી છેલ્લાં સુધી વાંચી અને ઉજળી સપ થઇ ગઇ. તે જાણે જીવતાં માણસ કરતાં લાકડાંની ઘડેલી હોય તેમ સજ્જડ થઇ ગઇ હતી, ને એવી બેબાખરી બની ગઇ હતી કે સામેથી દાદીબા આવતો હતો તેનુંબી તેણીને ભાન રહ્યું નહીં. દાદીબા સરભોગ ચાલી આવ્યો અને મીઠીનાં ખભાં ઉપર આંગળી લગાડી. મીઠીના મનમાં પોલીસના સીપાઇજ ભમ્યા કરતા હતા. એટલે અચાનક ચીસ પાડી દઇને ચીઠ્ઠી ખીસામાં ખોસી દીધી.

દાદીબાએ ઘણુંજ અચરત થઇને પુછ્યું "શું છે? મીઠી. તું આટલી ગભરાયલી કેમ?"

"હું જાણું કે—હું સમજી કે?—તમે છેઓ કે?"

"તેં શું જાણ્યું? એ તારો રંગ આ પ્રમાણે શા વડે ઉડી ગયો? આએ ચીઠ્ઠી તેં હમણા ગજવામાં દાખી દીધી તે કોણની?"

"ચીઠ્ઠી નહીં રે—તે કંઈ નથી." મીઠી ગભરાઇને ફાટો ફાટો ખુલાસો આપવા લાગી.

"કંઈ નહીં કેમ? એક હીંદુ તુને તે આપી ગયો તે મેં મારી નજરે નજર જોયું ને તે વાંચ્યા પછીથી તું ઉજળી વાઘ જેવી થઇ ગઇછ, ને તોપી "કંઈ નહીં" કહેછ તેથી હું અજબ છેઉં."

"અરે કંઈ નથી રે—મકુંજે તમુને કહેવા લાયક કંઇ નથી."

"મીઠી—શું તું આપરા વચ્ચે વહેમનો ખતરો પડેલો જોવા ઇચ્છેછ?"

"નહીં—નહીં—હું તમુને એક દહાડે બધું કહેવશ. હમણા નહીં—દાદી હું વચન આપુંછ."

દાદીબાને કાંઇ ઉતાવળનું કામ હતું એટલે ત્યાંથી રૂખસદ લીધી પણ રસતે ચાલતાં તે આ અસાધારણ બનાવ માટે બહુ અંદેશામાં પડયો.

સાંજ પડી. મીઠી એક સાદી કાળી સાડી પહેરીને હાથમાં છત્રી લઇને ફરવાને બહાને પોતાના કમનસીબ ભાઇને મળવા જવા બહાર પડી. ટાઇવાડમાં તે કોઇ દહાડો ગઇ ન હતી પણ તે કયા લત્તા ઉપર છે તેની તેણીને ખબર હતી. આ ટાઇવાડ જોકે દુષ્ટ લત્તો તો કહેવાય નહીં પણ ઘણુંજ કંગાળ અને ચીથડયો હતો. ધુળના ઢગેઢગની વચ્ચે અર્ધ નગન છોકરાં રમતાં હતાં અને મજુર સ્ત્રીઓ ગડબડ કરી રહી હતી. મીઠીએ છત્રી ઉઘાડીને પોતાના

મોહોડે ઓઢો કર્યો. અને ઝડપ ઝડપ ચાલી. નળ આગળનું ઘર શોધી કહાડવાની કાંઇજ જરૂર ન હતી કારણકે પેલોજ ચીઠી લખનાર હીંદુ એટલા આગળ ઉભેલો હતો. મીઠીને જોતાં તે માળપર ચહડી ગયો અને જમણી ગમનું બારણું ઊઘાડીને માંહે દાખલ થવાને મીઠીને ઇશારત કરી. પણ આ દુરવંદના અજાણ્યાં ઘરના અજાણ્યા ઓરડામાં દાખલ થવાને મીઠીની હીંમત ચાલી નહીં. તે બહાર ઉભી રહીને ધાસ્તીથી આસપાસ જોવા લાગી. ચોમેર નજર કરીને પેલો હીંદુ હળવેથી બોલ્યો.

"મીઠી—મને ઓળખતી નહીં? બીહી ના—એ તો હું પેસી છું."

જેવી મીઠી ઓરડામાં દાખલ થઇ કે બારણું બંધ થયું અને પેલાએ પોતાના ચેહેરાને લગાડેલી ખોટી દાઢી ઉતારી નાખી અને માથાં ઉપરથી પાઘડી કાહડી નાખી ને પેસીના ખરા આકારમાં જાહેર થયો.

મીઠી રડી પડી ને બોલી "ઓ પેસી, આખરે આએ દુરદશા!"

પેસીએ કરગરીને પોતાનો સઘળો હેવાલ કહ્યો. મુંબઇ જેવાં શેહેરની લાલચમાં તે કેમ ફસાઇ ગયો હતો અને માત પીતા અથવા બેહેનની સંભાળ વગર તે કેવો એકલવાયો ગુચવાઈ ગયો હતો તે ખરાં દીલથી કહી સંભલાવ્યું. જ્યારે છેક કબ્બસ આવી ગયો ત્યારે કેવા અભાગ્યાં ચોઘડયાંમાં તેણે પારકા પૈસા ઉપર હાથ નાખ્યો હતો તેની તોજેસ કીધી.

"બેહેન મારી, તું માન કે ના માન, પણ આએ બનાવ પછી હું એક રાત નીરાંતે સુતો નથી. જો તારાં નીરદોશ માથાં ઉપર સદાનો કલંક લાગવાની બીક નહીં હતે તો હું કે દહાડેનો મારી રાજી ખુશીથી સરકારને સવાધીન થઇ જતે. પણ શું કરૂં, આવી વખતે તારો રડતો ચેહેરો મારી સામે આવીને ઉભો રહેતો અને મારી હીમત ચાલી નહીં. હું છુપાતો ફર્યો, બબે દીવસ ભુખ્યો ટોકાયો, કકડા રોટીને માટે કપડાં વેચ્યાં પણ તે શીક્ષા મારા દીલના પસતાવા આગળ કુચ્ચ નહીં હતી. હવે તો હું લાઇલાજ થઇ ગયો છું અને જો તારી તરફથી ફક્ત મને પચાસ રૂપ્યાની મદદ થાય તો ખલાસીના વેશમાં હું જાપાન કે ચીન તરફ નાહસી જાઉં અને મારાં કાળાં મોહોડાંથી તુંને કોઈ દહાડો આઓરદે નહીં કરૂં. મીઠી, આએ પ્રમાણે તારી પાસ માંગતાં મારૂં મોહત થઈ જાયછ. તું મને આજે લાત મારીને અહીંથી કહાડી મુકે તોબી તે વાજબી કહેવાય—પણ ફક્ત મને એક ચાન્સ આપ—મને સુધરવાનો ફક્ત એકજ ચાન્સ! જો ખોદાનું ચાહવું છે તો પારકા મુલકમાં હું તન મનથી મેહેનત કરીને મારાં નામ ઉપરનો ડાઘ ધોઇ નાખીશ ને જો તેમ કરવામાં ફત્તેહ નાહીં મળશે તો ફરીથી તું મને જીવતો જોવા પામશે નહીં. મારાથી હવે આ શેહેરમાં રહેવાય તેવું નથી."

ભોળી, ખાલેસ, માયાવાળી મીઠી! ભાઇની કાકલુદી આગળ તે મોમ મીસાલે પીગળી ગઈ. તેણીની પોતાની પાસે પચાસ રૂપ્યા રોકડા નહીં હતા. શાદીના ખરચ માટે

સઘળા મત્રાઇએ લઈ લીધા હતા. પણ આટલી નાની રકમ તે કયાંથીબી ઉછીકી મેળવી શકશે એવી તેણીની ખાત્રી હતી.

"પેસી, કાલે આએજ ટાઇમે હું અહીં પાછી આવશ ને તું જે માગેછ તેનો થોડો ઘણો ભાગ લેતી આવશ. પછી થોડા દહાડામાં બધા પુરા કરી આપશ. પણ ભાઇ, મને અહીં આવતાં તો ઘણી ઓસક લાગેછ. કોઇ બીજે ઠેકાણે મેળાપ નહીં થાય?"

"નહીં બેહેન—ખુલ્લા રસતામાં આપરેથી વાત થાયજ નહીં. કોઈ અકોર પોલીસ સીપાઇને વેહેમ પડે તો મારો ખુરદો થઇ જાય. તુંને અહીં કાંઈ બીહીવાનું નથી. આએ ઘેર કંગાળ છે પણ આબરૂદાર માણસનું છે."

"ઠીક છે—તારે ખાતર હું અહીંબી આવશ."

* * *

બીજે દીને સાંજના મીઠીને ન ધારેલી સગવડ મળી ગઇ. તેણીને એક સઇ તરફથી મળવા આવવાનું ઇજન થયું હતું એટલે તેણીએ વીચાર કીધો કે પાંચ મીનીટમાં પેસીને મળીને તાંહાં જવાઇ શકાશે. આગલે દહાડેનીજ કાળી સાડી પેહેરીને તે તૈયાર થઇ અને મત્રાઇની રજા પુછી.

"હા—વહેલાં આવજો. પણ બપોરી વખત એટલું જલદી જવાનું કાંઇ કારણ? ને આએ ચીથરાં જેવી સાડી કાંહાંથી કહારી?"

"માયજી, હમણા વરસાદ જેવું ભરાઇ આયુંછ તેથી સોજી સાડી પેહેરવા નહીં ગમતી."

"વારૂં—જેમ તમારી મરજી. સાથે આયાને લેતાં જજો."

મીઠી ને આયા બહાર પડયાં. બે ચાર રસતા કાપ્યા પછી મીઠીએ આયાને પાછી ઘેર મોકલાવી દીધી અને બાઈ આગળ બોલવું નહીં એવી અઘ્રટીત તાકીદ આપી. આયાનેબી તેવુંજ જોઇતું હતું. તે લાગલી ટાંઉ ટાંઉ કરવા પોતાની કુરમાં ગઇ.

જરા જરા વરસાદ આવવા શરૂ થયો હતો તેથી છત્રી ઉંઘાડીને મીઠી વહેલી વહેલી ચાલવા લાગી. હજુ તો ટાઇવાડમાં વળવા જાય છે તેવામાં પવનનો એક એવો ધુંઘવાટો આવ્યો કે તેની છત્રી કોડયું થઇ ગઇ. છત્રી સમી કરવા અને કપડાં બરાબર કરવા તે ગલીને નાકે ઉભી.

હવે રસ્તાની સામી બાજુએબી એક ગ્રહસ્થ છત્રી ઓઢીને ચાલતો હતો. કોઇ સ્ત્રીની છત્રી ઠેકાણે આવી નહીં એટલે તેણીને મદદ કરવા માટે તે દોડી આવવા જતો હતો તેટલાં તેની નજર અચબુચ મીઠીના ઉપર પડી! દાદીબાએ તુરત પોતાની છત્રી આડી કરી અને ગલીને નાકે ઉભો રહ્યો. મીઠી પાછી ચાલી અને તાઇવાડમાં વળી ને પેલાં ઘરમાં દાખલ થઇ તે દાદીબાએ જોયું. તે તો આ રચના જોઇને દીંઘમુઢ થઇને ઉભો. આ શું કૂજેતો! એક કંગાળ મોહોલામાં હલકી કીસમના દુરવંદના ઘેરમાં મીઠી એકલી! તે છુપાઇને ઉભો રહ્યો. અરધા કલાક પછી

મીઠી બહાર આવી અને મુગી મુગી ચાલી ગઇ. દાદીબા પણ પાછળ પાછળ ચાલ્યો. જે ફ્રેંડને ત્યાં મીઠીને ઇજન હતું ત્યાંજ દાદીબાને પણ હતું એટલે તેઓ બેઉ સાથે ચહડયાં પણ દાદીબાએ જે જોયું હતું તે વીશે એક હરફ કહાડયો નહીં. વધારે ચોકી રાખીને આ વાતની બાતમી મેળવવાનો તેનો ઠરાવ હતો. તેણે મીઠી સાથે વાત કરી પણં જાણી જોઇને દુરનો દુર રહ્યો. દાદીબા ભલો હતો પણ શકીલો હતો એટલે તેના જીવમાં ખટાશ પેઠો. પણ ભોળી, ખાલેસ દીલની સાચી મીઠી કાંઇબી વાંકું કરે એમ તેના માનવામાં આવ્યું નહીં. દાદીબા ગુચવાય તેમાં નવાઇ નથી.

પેસીએ માગેલા પચાસ રૂપ્યા ભેગા કરતાં મીઠીને ઘણા દહાડા લાગ્યા કારણ કે નવાજબાઇ પાસેથી કાંઇબી ઉછીકું માગવાની તેની હીમત ચાલી નહીં. તે રોજ રોજ છુપી રાતે પેસીને મળવા જતી, અને દરરોજ તેની પાછળ દાદીબા છુપી નજર રાખતો. આ ઘરમાં કોણ રહેછ તેની ખબર વઠીક દાદીબાએ કહાડી અને તેને ખબર મળી કે કોઇ પહેલે માળે હીંદુ રહેછ તેના ઓરડામાં મીઠી જતી હતી. દાદીબાને બીજા પુરાવાની જરૂર રહી નહીં.

પેસીને ભરૂચ છોડવાનો વખત નજીક આવ્યો હતો તેવામાં એક દહાડે મીઠી ટાઇવાડમાંથી નીકળીને ઉતાવળી ચાલતી હતી એટલામાં પછવાડેથી સાદ આવ્યો.

" મીઠીબાઈ—જરા ઉભાં રહો."

દાદીબાને જોઇને મીઠી ધ્રુજવા લાગી કે આએ મોહોલા-માં એકલી આવવાનું કારણ શું આપશ.

"જરા મેહેરબાની કરી કહેશો કે આએ મોહોલામાં આવવાનું શું કારણ પડયું?"

"હું કે? દાદી—મને જરા કામ હતું, પણ હવે તે ખલાસ થયું."

"આવા એક નજીસ હલકા મોહોલામાં તમારા જેવીને કાંઇ વાજબી કામ તો નહીં હોય—ને તેબી એક નહીં પણ બાર દહા-ડા થયા રોજ રોજ. મને તેનો ખુલાસો માગવાનો હક છે."

મીઠી આંખમાં આંસુ લાવીને બોલી "દાદી, તમે મને બચગીથી ઓળખોછ, તમે મને સેંકડોમાંથી તમારી ધણી-યાણી થવા પસંદ કીધીછ એટલે તમે મારે સારૂં કાંઇ વેહેમ ખાઓ તે હું માનું નહીં."

"ખરી વાત છે—મેં તમુને પસંદ કીધાંછ તે હું ના પાડતો નથી, પણ એક અદરાયલી કે પરણેલી સ્ત્રીએ પોતાના પતીથી કાંઇબી કફોડી વાત છુપી રાખવી લાજમ છે?"

"હું વચન આપુંછ કે આપરી શાદી પછી એક તલ ભારબી વાત તમારેથી છુપાવશ નહીં."

"પણ તું શા સારૂં ને કોણને મળવા અહીં આવેછ તે મને કહેવુંજ પડશે."

"પછી, હમણા નહીં—થોડા દહાડા રહીને!"

"એટલે? આપરી શાદી પછી?"

"હા."

"ને અગાઉ નહીં?"

"મારી પાસે તેમ કરવાનાં કારણ છે. પછી તમે પોતેજ નારાજ થશો."

"હું દલગીર છું કે તમે મરદોનાં લાગણીના અવયવો રબરનાં બનાવેલાં સમજોછ. પોતાની પરણેતરના સંબંધમાં કાંઇબી ભેદી વાતનો બોજો માથાં ઉપર લઇને કોઇબી મરદ પરણવાને તૈયાર થાય નહીં. મારી એકવાર ફરીથી અરજ છે કે તમોએ આએ વાતનો ભેદ ખુલી નાખવો."

"નહીં—નહીં—હમણાં નહીં—જો, એથી ઘણી ખરાબી થશે—તે કરતાં હું પુછી જોવશ."

"કોણને? પેલા તમારા હીંદુ ફ્રેન્ડને?"

"ઓ દાદીબા, મને એમ ના અકળાવો. મારી ઉપર વીશ્વાસ રાખો. હું સત વચનથી કેહુંછ કે હું કંઈ ખોટું કરતા નથી; તમને કોઇબી રીતે એબ લાગે તેવું નથી."

"પણ તે વીચારવાનું મારૂં કામ છે—હું ખરી વાત જાણું તો મત બાંધું."

"આજે નહીં—આજે નહીં—જો હું તજવીજ કરશ ને બનશે તો કાલે કહેવશ."

"ઠીક છે. કાલે વાત. સાહેબજી."

આ પ્રમાણે વાત કરીને દાદીબા પીઠ ફેરવીને ચાલી ગયા.

---

## પ્રકરણ—૩.

બીજે દીને રાતના જ્યારે મીઠી પોતાના ભાઇને મળવા ગઇ, ત્યારે તેણીએ આ છુપી વાત દાદીબા આગળ કહી દેવાની રજા માગી.

પેસી ગભરાઇને બોલી પડયો "અરે નારે—એ તું શું ધાન વાળેછ. દાદીબાને કહ્યું તો મારી કમબખ્તીજ થાય તો. એ તો એવો ડાહ્યો ડોહોરો ને વરીઆવનો હોરો છે કે લાગલો જઇને પોલીસને ખબર આપે, ને એનો બાપ વળી બીજો ડાહેલો છે. હું આગબોટપર ચહડી જાઉં ને પછી કહેજે."

"હવે શું કરૂં? તુને જતાં તો આઠ દશ દહાડાનો વાર છે, તેટલાં દાદીબાને કેમ થોભાવશ!"

"તે તો તું જાણે. પણ મીઠી, જો તુંને એમ લાગતું હોય કે દાદીને નહીં કહેવાથી તમારા લોકની સગાઇમાં કંઇ મોટી ખલલ પડશે તો પછી કહે. હું છેઉં ને મારૂં નસીબ છે. તુંને નુકસાન થાય તેના કરતાં મારા જેવો એક અભાગ્યો હેરાન થયલો પરવડશે."

ગરીબ બચારી મીઠી લાઇલાજ થઇ ગઇ. પેસીનો કરગરતો અવાજ સાંભળીને તે ગદગદી પડી. ગમે તેમ કરીને પોતાના મા જણ્યા ભાઇને બચાવી લેવો જોઇયે. આએ પેસીની બધી વાત દાદીબા જાણતો હશે પણ તેણીને મોહોડે ખરૂં નરૂં કરાવવા માંગતો હશે એમ તેણીને લાગ્યું.

તે રાતના પેસી સાથ વાત કરીને મીઠી જેવી બહાર પડી કે દાદીબા સામો મળ્યો. તેણે સાંજથીજ તાઇવાડ આગળ ચોકી રાખી હતી અને મીઠીને દાખલ થતાં તેમજ બહાર આવતાં જોઈ હતી. મીઠી મેદાનમાં આવી પહોંચી કે દાદીબા ઉતાવળેથી પાછળ આવી મળ્યો. કાંઇબી આવોજી જાવોજી કીધા વગર તે બોલ્યો:—

"મેં તમને કબુલાત આપી હતી કે તમારો ખુલાસો સાંભળવાની હું તમને તક આપશ તે મુજબ હું આજે હાજર છું. બોલો હવે તમે શું કેહોછ?"

"દાદીબા, હું ખચીત દલગીર છેઉં કે તે ખુલાસો હું હજુર આપી શકતી નથી, બીજા થોડા દહાડા માંગી લેઉંછ."

"એક દાહાડોબી નહીં—એક કલાકબી નહીં. જો આપણા વચે પુર ખુલાસો થવા વગર આજે આપણે છુટાં પડયાં તો જાણવું કે સદાનાં છુટાં."

મીઠી રડવા જેવી થઈ ગઈ. તેણીએ પોતાના હાથ આજીજીથી જોડયા અને બોલી "દાદીબા—આવી રીતે ના કરો—મારી ઉપર દયા કરો—હું તે દાદારજુનું નામ મોહોનાપર લઈને કહુંછ કે તાઇવાડના પેલાં ઘેરમાં હું જાઉંછ તેને લીધે આપરા વચ્ચેની સગાઈ તોડી નાખવાનું કશું કારણ નથી. દાદીબા તમે મને તમારી પનાહ તળે લીધી અને હવે મને એમ નાસીપાસ ને હેરાન કરવી નહીં જોઇએ."

"હા—એ બધી નાટકી ભાશા છે. લાંબાં લાંબાં ભાશણો કરતાં એક સાચ્ચો બોલ બધી જીકરનું સેવટ લાવે તે

છતાં તમે તે બોલ બોલવા ના પાડોછો. હું તમને હેરાન કરવા કે નાસીપાસ કરવા ઇચ્છતોજ નથી. પણ એટલુંજ માંગુછ કે તમારા દીલમાં જે ભેદ છે તે જાણવાનો મને હક છે અને તે હક જો મને નહીં મળે તો હું એમ સમજીશ કે હું તમારે લાયકનો નથી."

"હું તે ભેદ થોડા દહાડામાં સમજાવશ. મારૂં જો ચાલતું હોય તો હમણા કહું—પણ—

"પણ શું?"

"મારી ઉપર વીશ્વાસ રાખો મને બીજા થોડા દહાડાની મેહેતલ જોઇયે છે. જોઇયે તો એટલા દહાડા મારી આગળ આવતા ના—પણ મારી ઉપર કડવી નજર રાખતા ના, કારણ કે હું તેને લાયક નથી."

"મીઠી, તું શું મને બેવકુફ સમજેછ? તું મને આટલા દહાડા દુર રાખવા માંગેછ કે જેથી તું પેલાં શરમભરેલાં ઘેરમાં છુટથી આવ જા કરી શકે. તારા જેવી એકલી અતુલી છોકરીને આવાં ઘરમાં કંઇબી મોતેબર કારણ સારૂં જવાનું તો હોયજ નહીં. તેમ એટલું બધું તે શું હોય કે તે તારા થનાર ધણીથાબી છુપું રાખવું પડે. હું તો ધારૂંછ કે તારૂં માથું ખસી ગયલું હોવું જોઇયે."

"માથું તો સલામત છે, દાદીબા, પણ સંકટમાં આવી ગઇછું. તમે એટલુંબી પામી શકતા નથી કે આએ ભેદી વાત કહી દેવાનો મને હક નહીં હશે ત્યારેજ હું આટલી આનાકાની કરૂંછ કેની?"

"પણ હું ખાનગી રાખવાની કબુલાત આપું તો? જે છુપી વાત તુંને કહેવામાં આવે તે મને કહેવાની અડચણ શું હોય?"

મીઠી મન સાથ વીચારવા લાગી કે દાદીબાને બધું કહી દીધું હોય તો પેસીને કંઇ અલવલ તો નહીં આવે?

જંરા વાર અંદેસો કરીને તે બોલી—"જો દાદીબા, તેમાં કોઇએ મોટો ગુનાહ કીધાની વાત આવી હોય તો તેબા તમે છુપી રાખશો?"

"ગુનેહગારોની સાથે સામેલગીરી કરવાનો મારો ખવાસ નથી અને એવાં કામ સાથ તારેબી કશો સંબંધ રાખવો નહીં જોઇએ."

આલો—દાદીબાના આ જવાબથી મીઠીની ખુલાસો કરી દેવાની આશા તુટી. ગુનાહની વાત આવી એટલે પેસીનો ગુનાહ હશે એમ તો દાદીબા સમજતો હોવાજ જોઇયે, તે છતાં જ્યારે તેણે આવો તુંદ જવાબ આપ્યો એટલે એ પાણીએ કંઈ વાલ ચરે નહીં. તે નીરાશ થઈ જમીન ઉપર નજર રાખીને ગમગીન ઉભી.

"તારે તમે મને કહેવા ના પાડોછ—મીઠીબાઇ."

"હું દલગીર છેઉં કે મને હાલ તેમ કરવાની ફરજ પડેછ. હું પાછળથી બધું કહેવશ."

"નહીં—હું તમને બીજી તક આપનાર નથી. જો હમણા સલામ તો છેલ્લી સલામ."

"નહીં—દાદીબા નહીં—આપણી શાદી કેટલી નજીક આવી પુગી તે વખતે તમે એમ કરોછ?—જો મારી ઉપર ભરોસો રાખો—તમારે પગે લાગું."

"તકરારમાં કંઇ સાર નથી. તમે તમારે વગે ને હું મારે વગે—ચાલો સાહેબજી."

"અરે—દાદી—દાદીબા—તમે મને તમારી ધણીયાંણી કરવાની કબુલાત આપી ને હવે આએ પ્રમાણે તે પવીત્ર કબુલાત તોડોછ?"

"ખરી વાત છે, પણ તમે તમારી ચાલનો ખુલાસો આપો, ને જો મને લાગશે કે તે ચાલમાં કશું બેઆબરૂ ભર્યું નથી, તો પછી હું મારા સખુનને વળગી રહેવા તૈયાર છું. જો મીઠી હજુબી વીચાર કર." આમ બોલતાં દાદીબાનો સાદબી નરમ પડી ગયો હતો.

મીઠીએ વળી પાછું પોતાનું કપાલ ધાંકયું અને વીચારમાં પડી. પોતાના ભાઇની સલામતી એક ગમ અને દાદીબાના મનનો વહેમ દુર કરવાની ફરજ બીજી ગમ. આએ જોખમ વધારે કે પેલો? તેણીની ગુચવણ જોતો દાદીબા ઉભો રહ્યો. જરા વારે મીઠી ડરાવથી બોલી:—

"દાદીબા, અગર તમારી સામે કાંઈ ગુચવણ ભરી બીના હોય અને તમે મને વીશ્વાસ રાખવા કહો તો હું વરસો સુધી તેમ કરૂં—ને હાલમાં હું તમારી પાસ થોડા દહાડાની મેહેતલ માગુંછ તો તમે આએ પ્રમાણે કરોછ."

"ત્યારે ટુકમાં કેહોની કે તમે ખુલાસો કરવા ના કહોછ?"

"હા—મારી મરજી વીરૂધ મને એવોજ જવાબ દેવાની ફરજ પડેછ."

"તારે ઠીક છે...સાહેબજી—સુખી રહો—આજ પછીથી આપરા વચેનો બધો સંબંધ તુટેલો સમજજો."

દાદીબા ખફગીથી ભરેલો પોતાના નવા બંગલા ગમ ચાલ્યો—જે બંગલો તેણે પોતાની શાદી પછી રહેવા માટે આરાસતે કર્યો હતો. મીઠી વીચારવા લાગી કે દાદીબાએ જોઇયે તે કરતાં વધારે સખતાઈ વાપરી હતી. પોતાના ભાઈની કેફીયત જાણવા છતાં દાદીબા આ પ્રમાણે કઠણ થાય તે મીઠીને ઘણું નવાઇ જેવું લાગ્યું.

આ બનાવને બે દહાડા પછી પેસી ગુપચુપ એક સ્ટીમરમાં સવાર થઈને આસ્ત્રેલ્યા તરફ નીકળી ગયો. સ્ટીમર ભર દરીએ ગયા પછી મીઠીને હીમત આવી અને તેણીએ નીચલી ચીઠી દાદીબાને લખી:—

> "પેલી ભેદી વાત છુપી રાખવાને જે કારણથી હું બંધાઈ હતી તે કારણ હવે દુર થયું છે. મારી ચાલનો ખુલાસો કરવાની હવે તક આપશો અને પછી તમારે ગમે તેમ કરજો. મારા જીવને સારૂં નથી તેમાં તમારી ખફગીથી હું તદન કચડાઈ ગઇ છું."
>
> લા૦ દુવાગીર, **મીઠીબાઈ મેહેતા.**

આ ચીઠીનો નીચે મુજબ જવાબ આવ્યો:—

> નેકનામ બેહેન મીઠાં—મારો દીકરો દાદી ચાર દહાડા થયા અમારી પેહેડીનાં કામ સારૂં દેશાવર ઉપડી ગયો છે અને પોતાને નામનાં કાંઇબી કાગલ આવે

તે ઉઘાડવાનું મને સોંપી ગીઆથી મેં તમારી ચીઠી વાંચી છે ને તે કાંઇબી કામકાજના સંબંધમાં નહીં હોવાથી આ મધે પાછી બીડું છું. દાદીબા ત્રણ ચાર મહીનામાં પાછો આવશે. તમારી ખુશી હોય તો એનું સરનામું મોકલું. જતાં જતાં એ ઇસારો કરી ગયો કે તમારી વચ્ચે કાંઇ પંચાતી થઇ છે જે સાંભળી હું ઘણોજ દલગીર છેઉં.

લા૦ સદાનો દુવાગીર,

**ધનજીશા દલાલ.**

\+ \+ \+

આ સઘળાંનું પરીણામ શું આવ્યું. રોજની ચીંતા—નાસીપાસી—હાય સોસારાએ મીઠીનાં નબળાં શરીર ઉપર અસર કરી અને તે ભેજાંની તાવથી બીમાર પડી. એક વાર વાત એવી સટોસટ આવી ગઇ હતી કે તેણીની બચવાની આશાબી ડાકટરોએ છોડી હતી. પણ જુવાનીની કરામત અજબ છે. મરતી મરતી તે પાછી ઉઠી. પણ એટલી નાકૈવત થઇ ગઈ હતી કે તેણીને હવા ખાવા માટે બહાર મોકલવાની જરૂર જણાઇ. નવાજબાઈ કંઈ ભરૂચથી સસરે તેમ ન હતું. પણ સારાં નસીબે મીઠીનાં મમાઈ તરફનાં કોઇ સગાં માથેરાનમાં રહેતાં હતાં ત્યાં તેણીને જવાનું ફાવ્યું જયાં તે બદનથી ટટાર થઇ પણ મનથી મુડદાલ હતી, કારણ કે દાદીબા તરફથી એક કે બીજી તરફનો એકબી શબ્દ આવ્યો ન હતો.

જુન મહીનો આવી લાગ્યો. અને મીઠી પાછી ભરૂચ આવવા નીકળી. તેના મમાઈ ને ઘરવાળાં છેક દાદર સ્ટેશન સુધી આવ્યાં અને ત્યાંથી બરોડા રેલવેના પ્લાટફોર્મ ઉપર તેણીને પહોંચાડીને સેકંડ કલાસની ટીકીટ અપાવીને છુટાં પડયાં. ભરૂચ તરફ જનારી પાસીનજર ટ્રેનને વાર હતો તેટલાં મીઠી ગુપચુપ ફરવા લાગી. તેણીનો ચેહેરો ઉદાસ હતો. ચાર પાંચ આંટા ખાધા પછી તે થાકીને એક બાજુ બેઠી તેવામાં સામેથી એક ગ્રહસ્થ ઝડપમાં આવ્યો.

મીઠી ચમકે તેમાં નવાઈ છે? તેના હાથ માંહેનો કોથળો પડી ગયો અને તે ઉઠીને ઉભી થઈ—આ નવો આવનાર ધણી દાદીબા હતો.

મીઠીએ શેકહેંડ કરવા હાથ લાંબો કીધો અને હર્ખથી બોલી "ઓ દાદીબા, તમે છેઓ કે?"

દાદીબાએ હાથ લીધો ખરો પણ ધીમેથી બોલ્યો "હા—હું નહીં તો બીજું કોણ? હું કાલેજ બહાર ગામથી આવ્યો અને આજે ભરૂચ જાઉં છ. તમારી તબીએત કેમ છે, મીઠીબાઈ?"

"તમારા સીધારવા પછી હું ધણી બીમાર હતી ને એક વખત તો મરી જતી'તી—પણ આએ દહારો જોવા ખોદાએ ઉઠારી."

બેઉ જણ સામસામા ઉભાં. શું વાત કરવી તે સુઝે નહીં. આહ! દાદીબા કેવો ભલો, કેવો સોહામણો, કેવો સાચ્ચો

દીસતો હતો. થોડી ઘણી વાત કરીને દાદીબા ત્યાંથી જવા માંગતો હતો પણ તેને મીઠીએ રોકયો. તે બીત્રી કે રખે ખુલાસો સાંભળ્યા વગર વળી પાછાં તેઓ છુટાં પડે.'

"ઓ, દાદીબા, તમે જાઓ તે અગાઉ મને સાંભળી લ્યો. મારી ચાલ વીશે તમારી આગળ મનમાનતો ખુલાસો કરવાની આજ સુધી મને તક મળી નહીં."

"મને ખુલાસો સાંભળવાની જરૂર નથી. હવે એ વાત ઉપર ઢાંકણ વળવું જોઇશે કારણ કે તેમાં મને કશો લાભ નથી."

"પણ મારે ખુલાસો કરવાની જરૂરજ છે કારણ કે તમે મારી ઉપર વેહેમ રાખીને ફર્યા કરો તે વાજબી નથી. પેલા કંગાળ મોહોલામાં હું કોણને મળવા જતી હતી તે તો તમે જાણોછ કેની? મારા ભાઇની વાત તમે જાણતા હતા એટલે તમારે સમજી જવું હતું."

"ભાઇની વાત? તે શું? હું તો કંઇ જાણતો નથી. પણ હવે મારે જાણવાની જરૂરબી નથી ને હકબી નથી—હવે તો થઇ ચુકું."

"અરે હા—હા—હું કંઇ આપરી આગલી સગાઇને થકી બોલતી નથી પણ મને ઇનસાફ મળવો જોઇયે. પેલો મોટી પાઘડીવાળો હીંદુ મારો ભાઇ પેસી હતો."

"તારો ભાઇ?" દાદીબા હરણફાર થઇને બોલ્યો.

"હા—બચારો ગભરાઇને આવી દશામાં છુપાતો ફરતો હતો." મીઠી રડીને બોલી.

"બેસ—બેસ—મીઠી—એ તું શું બોલેછ? તારો ભાઈ છુપાય શું કામ ને નાહસે શું કામ! એ શું બધું સંડોવી નાખેછ? મને કંઈ સમજ પડતી નહીં."

"અરે એણે મુંબઈમાં પેલું આબરગુચર કીધું તેમાંથી છટકવાને અહીં દોડી આયો કે હું પૈસા આપું તો એ આસ્ટ્રેલીઆ નાસી જાય. તાઈવાડની ઓરડીમાં એ છુપાઈ રહેલો હતો તાંહાં હું એને રોજ મળવા જતી હતી. તમે કહેશો કે એવે ઠેકાણે મારે જવું નહીં ઉતું પણ એ મારો મા જણ્યો ભાઈ. બચારાની મુશકેલીમાં એને મુકી દેઉં! એ મારી લાયકી? મારાં મત્રાઈની મેં મદદ માંગી તો તેવણ તો એવાં છેરાઈ પરીઆં કે બસ પેસીને બતંબેજ મોકલાવી દેઉં."

"પણ મીઠી—તારી વાતમાં ઘણી બીના હજુર મને સમજ પડતી નથી, તોબી હું પુછું કે તેં મને કાંય નહીં કહ્યું?"

"પહેલાં તો તમેજ સખત તાકીદ કીધી'તી કે મારે એ વાત તમારી આગળ કાહારવી નહીં, ને બીજું તો—

"મેં તાકીદ કીધી'તી? એ શું બોલેછ? કાહારે?"

દાદીબા ભુલી ગયા હશે એમ ધારીને મીઠીએ બધી હકીકત માંડીને કહી કે જયારે પેસીના ગુનાહની પહેલી ખબર આવી તારે મત્રાઈએ સઘળું દાદીબાને કહ્યું હતું. ચીંતાથી સાંભળવા પછી દાદીબા બોલ્યો.

"હું ઘણોજ દલગીર છેઉં કે નવાજબાઇએ તુંને ઠગી. આ બાબદ વીશે મારી આગળ તેવણુ એક હરફ બોલ્યાં નથી. તેથી ઉલટું હમણા પાંચ મીનીટની વાત ઉપર હું તો એવાજ ખ્યાલમાં હતો કે તારો ભાઇ મુંબઇમાં હજુ બેંકમાં ચાકરીજ છે."

"અરે વાયરે! તારે તમે મને એમ રખરતી જોઇને શું ધાર્યું હોશે?"

"શું ધાર્યું તેની હવે ચીંતા નહીં પણ એમાં તારી મોટી ભુલ થઇ, મીઠી. તારે મારી સાથ આવી ઠગાઇ વાપરવી નહીં હતી."

"ઓ દાદીબા—હું ભુલી—હું ભુલી. જો મેં બધું ખરૂં કેહી દીધું હોતે તો—અરે છેક જબાંપર બોલ આવેલા'રે પણ હું જાણું કે તમે પેસીની વાત જાણ્યા છતાં એમ ખરવાયાં તોરોછ. વળી પેસી બીધો કે તમે તો એવી વાતથી સુગાઓ એટલે રખેને પોલીસના હાથમાં એનું પાંખરૂં આપી દેઓ."

"છટ, છટ, તેં આવો વહેમ બાધો એજ હું મોટો ગેરઇનસાફ સમજુંછ. શું હું એટલો બધો ઘાતકી હતો શું પેસી તારો ભાઇ નહીં? હું ઉલટો એને નસાડવામાં મદદ કરતે. એ બધું કચુંબર થઇ ગીયું."

"પહેલે દહાડે પેસીએ જાહારે ચોઠી મારા હાથમાં મુકીને હું રસતામાં વાંચતી'તી, તેવામાં તમે આવી લાગા, તારેજ મારે બધું કહી દેવું ઉતું કારણકે તારે મને

તમારી સલાહ હીરાને ઠેકાણે કામ લાગતે પણ મત્રાઇએ મને ખોટું સમજાવીને મારી જબાં બંધ કીવી."

ફરફડતા હોઠે ઘણા ગુસ્સામાં દાદીબા બોલ્યો "નવાજબાઇ-નું ખોદા શું ભલું કરશે. આપરા વચ્ચેનો ગાંઠ તોર્યો ને—ને મારો ધ્યાન કાહારી નાખ્યો."

"પણ હવે તો તમે મને માફ કરશો કેની ?"

"મારી આંખોને જોરે. અસલથી તું મને વહાલી હતી ને હજુબી મારી બેહેન સમાન હું તુને ગણુશ—મીઠી—મીઠી—આએ તારી કેવી ભુલ !"

"બેહેન સમાન ! ! દાદીબા ! !"

"હા બેહેન સમાન—મીઠી હું તો બીજી સાથ પરણી ચુકોછ."

---

## પ્રકરણ—૪.

"હું તો પરણી ચુકેલો છું."—ઉપલા શબ્દો દાદીબાને મોહોડે સાંભળતાંજ મીઠી દબાઇ ગઇ, તેના હોઠ ઉજળા પડી ગયા અને ટાઢ ચઢી આવી ને કાંપવા લાગી. દાદીબા બોલ્યો:—

"જરા ધીર ધર. મને કેટલાક ખોલાસો આપવાની જરૂર છે, તારા જવાબ ઉપરથી મેં નક્કી માની લીધું કે તું મારે હાથથી ગઇ, એટલે મારૂં દીલ તુટી ગયું. હું અકરવકરમાં હતો, તેટલાં ચીનમાં મને એક કુટુંબમાં ઓળખાણ પડી

અને ત્યાં એક લાયક છોકરી ઉપર મારૂં મન લાગ્યું. જીવથી કંટાળેલો હોવાથી હોય કે પછી તુંને શીક્ષા કરવા થકી હોય, ગમે એમ હોય, પણ હું તેણીની સાથ શાદીના ગાંઠથી બંધાયો. આજે તે વેટીંગ રૂમમાં બેઠેલી છે."

મીઠી ઉઠીને ઉભી થઇ. પોતાનું મગજ ઠંડું રાખવાને તેણીએ કસદ કર્યો જો કે તેને લાગતું હતું કે તેણીનો સુખનો સુર્ય અસ્ત પામ્યો હતો. ટ્રેન આવવાનો ઘંટ થયો અને દાદીબાનો હાથ પકડીને તે ડચકાં ખાતી બોલી:—

"વારૂં; તમારા દીલથી તમે મને તો બીનતકસીરવાર ઠેરવોછ કેની?"

"હજાર વખત. પણ મીઠી, મારા મનની શાંતીને ખાતર પુચ્છુંછ કે તું તકસીરવાર પુરવાર થને. હવે તો વળી પાછો પસતાવો મને હેરાન કરશે. જા, હવે ટ્રેન આવી પુગી. ખોદા તારો નીઘેબાન થાઓ અને મારા જેવી દુઃખી અવસ્થા તારી ન થાઓ. ઓ મીઠી તારી ભુલે મારી કેવી કમબખતી કીધી છે તેનો તુને ખ્યાલ નથી."

આ પછી દાદીબા ગયો અને વેટીંગ રૂમમાંથી એક જુવાન અને ખુબસુરત બાનુને બહાર લાવ્યો. તેણે આ બન્નેની ઓળખાણ કરાવી નહીં. તેઓ ફર્સ્ટ કલાસમાં બેઠાં અને મીઠી ગુપચુપ સેકંડમાં બેઠી અને ટ્રેન ઉપડી ગઇ.

* * *

આહ! વરસોનાં પેટાંમાં શા શા બનાવો ભરેલા છે. સમજો કે આ વાતને છ વર્ષ વહી ગયાં. આટલાનટીક

મહાસાગરમાં એક જંગી આગબોટ સડસડાટ પાણી કાપતી જાય છે. તેનું તુતક ઉતારૂઓથી ચીકાર ભરેલું છે. છેક નાળ તરફ એક પેટી ઉપર એક પારસી બાનુ ગમગીન એકલી બેઠી છે. આસપાસ બીજા ઉતારૂઓ એક બીજામાં ટોળ ટાહેલાં કરે છે, પણ તે મુગી સમુદ્ર તરફ જોયા કરે છે. તેણીની ઉમર સુમારે સતાવીસ વર્ષની છે; ચીંતાથી ઘેરાઇ ગયલી છે પણ નખાઇ ગયલી નથી. તેણીનો ચેહેરો હજી બહુ ભરાવદાર અને રૂપાળો છે.

આ બાઇ મીઠી હતી. છ વર્ષ પછી પાછા આપણે એને મળયે છૈયે. આ છ વર્ષ તેણીનાં ઘણાંજ કઠણ અને અભાગ્યાં ગયાં છે. મત્રાઈના જુલમ અને તે જુલમમાંથી બચવાને મીઠીના પછાડા અનેક હતા. દાદીબા સાથના ખોલાસા પછી તે ધુંધસ જેવી થઇ ગઇ હતી. અને પોતાના માથાં ઉપર દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં એમ માનતી હતી. પણ મીઠી સબર કર! હજી તો આ સંકટો મનનાં છે—તનનાં સંકટો તો હજી તારી સામે આવી ઉભાં રહેવાનાં છે. એક વખત એવો આવશે કે તુને ટુકડા રોટી માટે મુઝાવું પડશે.

આ છ વર્ષને દરમ્યાન નવાજબાઈ પોતાના આપેના સગા અને ટ્રસ્ટી આદરજી બરૂચા સાથ ફરીથી દાણા પાડી ગયાં હતાં. આદરજીએ નવાજબાઇનાં પૈસાથી અફીમનો સટો કરવા માંડયો. શરૂઆતમાં એક બે તડાકા પડયા જેથી લલચાઇને તેઓએ એવું ડોહોળ્યું કે પૈએ પૈ ઘસડાઈ ગઈ એટલુંજ નહીં પણ ઘર બાર વેચાઇ જવા છતાં

માંગનારાઓની ધાડ પડી જેમાંથી બચવાને આદરજી જંગબાર નાહસી ગયા અને નવાજબાઈને છોડી દીધાં.

પણ આ વાર મીઠીની શી અવસ્થા હતી. ખાધાના વાખા પડવા લાગ્યા એટલે તેણીએ વેચાતું સીવવાનું લેવા માંડયું અને ચાર રૂપ્યાની એક ઓરડી ભાડે લઈ ત્યાં જેમ તેમ એકલી રહેવા લાગી. તેણીને ખાધાના ગમે એવા વાખા પડતા તોયે મત્રાઈની છેકજ બુરી અવસ્થા જોઈને તે અવારનવાર તેણીને એકાદ બે ચોખાની રોટલી આપી આવતી. આવી રીતે મામલો ચાલતો હતો એવામાં ચીના-ઈવાળા શેઠયાઓનું કુટુંબ હાંગકાંગ જવા નીકળ્યું તેઓને એક પારસી બાનુ છોકરાંઓ તપાસવા જોઈતી હતી. આ વાતની ખબર મીઠીને પડતાંજ તેણીએ લાગ લગાડીને આ નોકરી મેળવી અને તે કારણથી આજે તેણીને સ્ટીમરના તુતક ઉપર જોઈએ છેએ.

સ્ટીમર ઝોકા ખાય છે, તે સમેત ઉતારૂઓ સીક પડી જાય છે પણ ચીંતાતુર મીઠીને કશી અલવલ આવતી નથી.

"ભાય," એક ખલાસી દુર જોઈ બોલ્યો "વાએરો છુપટો છે; સાંજ કોરૂં તુફાન થાહે ખરૂં."

બીજાએ ઉત્તર દીધો. "એ તો એમત્તો—આજે હાંતી કાલે તુફાન—આપરે છે તે ખલાહીના દીકરા તે બીજું હું ઓય."

આ ભોળી વાત સાંભળી મીઠી મન સાથ નીસાસો નાખીને બોલી "અરે ભાઈઓ મારા બાબમાં તેમ નથી. મારાં કીસમતમાં તો સદાનું તુફાનજ છે."

મીઠીની આ સઘળી મુશકેલીઓમાં એકજ વાતનો સં-તોશ હતો તે એ કે તેનો ભાઇ આખરે આસ્ત્રેલીયામાં ઠર પડયો હતો. તેણે ઉચાપત કરેલા રૂપયા વ્યાજ સીકે બેંકને પાછા વાળી દીધા હતા અને બીજું પરચુટણ કરજ ફેડયું હતું પણ કાંઇ મુદત થઈ તેની તરફથી કશું કાગલ પત્ર આવ્યું ન હતું.

એણીમેર જ્યારે મીઠીવાળાંઓ છેક પડતીમાં આવી ગયાં હતાં, ત્યારે દાદીબાવાળાં પૈસાની રેલછેલમાં ઉગી નીકળ્યાં હતાં. દાદીબાના બાપ વધી વધીને કૌનસીલના મેમબર થવા પામ્યા હતા અને જે ઘડી જાયછ તેમાં તેવણને સર નાઈટનો ખેતાબ મળવાની વકી હતી.

સ્ટીમર હાંગકાંગ આવી પહોંચી અને સઘળાંઓ વગે જગે થઇ ગયાં. થોડાજ દહાડાના અનુભવે મીઠીને જણા-વ્યું કે આ નવી નોકરી તેણીને લાયકની ન હતી. તેણીના શેઠાણી ઘણાંજ આળસુ અને મીજાજી હતાં અને મીઠી સાથ ઘણી તરછોડથી વાત કરતાં હતાં. તેણીનાં પાંચ બચ્ચાં જેની સંભાળ કરવાને મીઠીને રોકી હતી, તઓ એવાં લાડઘેલાં અને તુફાની હતાં કે મીઠી કાયર કાયર થઇ જતી હતી અને જો જરાબી ધાક દેખાડવા જાય તો શેઠાણી છેડાઈ પડતાં હતાં એક દહાડે તેવણે સાફ મીઠીને કહ્યું કે "તુને કંઇજ આવડતું નથી, હું કાંહાંની કાંહાં તુને ઓરૂં ઉંચકી લાવી."

મીઠી કંઇ બોલી નહીં. પણ આ પ્રમાણે છીટાં શોધ-વામાં બાઇની કાંઈ મતલબ હતી. તેવણને એક ચીની નોકર સસતામાં મળી હતી એટલે કંઇબા કરીને મીઠીને ખેરવ-

વાનો તેવણનો વીચાર હતો. એક દહાડે સવારના પોહોરમાં મીઠી છોકરાંઓના કપડાં ઘડી કરતી હતી તેવામાં બાઇ ઓરડામાં દોડી આવ્યાં.

"ચાલ સારૂં થયું—તારીબી મતલબ સરશે ને મનેબી ઠીક થશે. તું કંઈ મારે તાંહાં ચાલે નહીં. અમારાં ઓળખીતાં દીનબાઇ દોરીઆવાળાં કરી બુઝરગ બાઇ છે તેવણને એક તારા જેવી બઇરી જોઇયેછ. તેવણ આગળ તેવણની દીકરીનાં બે નાહાનાં છોકરાં છે, બીજું કોઈ નથી. મેં દર માસે પચ્ચીસ રૂપીયાને પગારે તારે સારૂં કબુલ કીધુંછ."

"વારૂંજી, પણ એ લોક કેવાં માણસ છે?"

"કેવાં! ચામડાંના ને હાડકાંના. વરી એવું તે શું પુછવાનું, આપુને ગરીબ આદમીને જે દાર રોટલી મળે તે પર શુગર કરવાનું."

ગરીબ બીચારી મીઠી—પરદેશમાં એકલી શું કરે? આ નવી ચાકરીએ તે રહેવા ગઇ. ઘરમાં પગ મેલતાંજ તેણીને ઘણું પસંદ આવ્યું. ઘણું મોટું નહીં પણ સ્વચ્છ અને ભરપુર હતું. દીનબાઇ દોરીઆવાળાં જેવણ સાઠેક વર્ષનાં હતાં અને સ્વભાવે ખુશ મીજાજી હતાં તેવણે મીઠીને ઘણા હેતથી આવકાર દીધો. દુર કોચ ઉપર એક બીજી જુવાન બાઇ બેઠેલી હતી, તેણીએ માત્ર "આવો" કરી ડોકું ધુણાવ્યું. આ બીજી બાઇ દીનબાઈની બેટી થતી હતી. આ જુવાન બાઇનો ચેહેરો મીઠીની લગાર ઓળખાણમાં આવતો હતો પણ તે ચેહેરો કયાં જોયલો તે યાદ આવે નહીં.

જે બે છોકરાં મીઠીની સંભાળમાં આવનાર હતાં તેમાં એક પાંચ વરસનો છોકરો હતો અને બીજી બે વરસની છુચ્ચી હતી. આ છોકરાને શીફરૂં થઇ આવવાની ટેવ હતી અને તે લીધે ડાકટરોની સલાહથી તેની મા તેને દરીઆ-ની સફર માટે મુંબઇથી ચીન પોતાનાં માબાપને ઘેર લાવી હતી.

"તારે એ બચ્ચાંઓએ મુંબઈ જોયલું છે?" મીઠીએ ખુશીથી પુછ્યું.

"હા, મારી દીકરી ભરૂચમાં પરણેલી છે. એનો વર કંઇ કામસર ચીન આયો તો તાંહાંથી ચોકઠું બંધ બેસી ગયું," દીનબાઇએ ખોલાસો કીધો. "તાર પછી ત્રણ મહીના રહીને દાદીબા પાછા મુંબઇ સીધાર્યા."

દાદીબા! મીઠીની આંખે ચીત્રી આવી ગઈ. આહા! હવે ધ્યાન આવ્યું. આ બાઇ તે દાદીબાની ઓરત અને આ બે તેનાં છોકરાં. બાઇનો ચેહેરો ઓળખમાં આવતો હતો તેનો ખુલાસો થઈ ગયો. આ ચેહેરો તેણીએ દાદરનાં સ્ટેશનપર બે મીનીટ જોયો હતો પણ તે તેણીની છાતીમાં કોરાઈ રહેલો હતો. તે વેળા મીસીસ દાદીબા જુવાન અને રૂપવંતી દીસ્તી હતી પણ હમણા તે નખાઇ ગયલી અને મરેહાલ હતી.

દીનબાઈ વળી પાછાં બોલ્યાં "તમે તો દાદીબા ધનજીશા દલાલનું નામ સાંભરયું હોશે. એ લોક ભરૂચમાં મોટા વેપારી છે."

પોતાની લાજ ઢાંકવા સારૂં છોકરાંઓ ઉપર વાંકી વળી મીઠી બોલી "હાજી—હું એ લોકને ઓળખું છ."

હવે જુવાન બાનુ મીસીસ દાદીબા જેવણને આપરે શીરીનબાઇના નામથી ઓળખાવીશું તેવણ બોલી ઉઠયાં "છોકરાંઓને જે ગમે તે ખાવા ના દેતાં—તમે જાણો—વલી એ લોકને હંમેશ ધોત્તાં ધાત્તાં રાખજો, મારા વરને ફુવડાઇની ઘણી સુગ છે."

હવે મીઠી મોટા વમલમાં પડી. પોતે અને દાદીબા એક બીજાને કેમ ઓળખે છે તે અત્રે ખુલ્લું કરી દેવું જોઇએ કે નહીં? એ વાત છુપી રાખવામાં કાંઇ ખોટું તો નહીં કહેવાય? કોઇબી વાતની ઠગાઇનો મીઠીને ધીક્કાર હતો, તેથી તે હીંમતથી દીલ કઠણ કરીને બોલી.

"જી, મારે ખુલાસો કરવો જોઇએ કે મને દાદીબા સાથ અને તેવણના કુટુંબ સાથ ઘણી પીછાન છે. મારાં કુટુંબને અને એ લોકને અસલ ઘણો ઘરોબરો હતો. મારાં કુટુંબની અટક માકુજી મેહેતાના."

"માકુજી મેહેતાના? દાદીબાએ એવું નામતો કોઇ દહાડેબી મારી આગળ દીધું નથી. પણ એવણ તો હંમેશનાજ એવા ધુમરાયલાં છાણાં જેવા છે. કોઇ દાહારે કાંઇ હસીને બોલે નહીં."

હસીને બોલે નહીં! ઓ, જો મીઠી સાથ તેનું કીસમત જોડાયું હતે તો મામલો કેવો જુદો બની રહેતે.

"તારે શું તમે અસલ ભરૂચનાં કે?" દીનબાઈએ પુછયું.

"હાજી—મારા બાવાજી તાંહાંજ ગુજરી ગએલા."

અત્રે વાત તમામ થઈ અને વાત કરતાં ત્રણ માસ નીકળી ગયા. મીઠી કોઈ નવી નોકરી શોધી કહાડવાની કાગને ડોળે રાહ જોતી હતી. તેણીને અહીં બધી વાતનું સુખ હતું પણ તે રાત દહાડો દાદીબાની યાદમાં ચકચુર રહેતી અને હાય સોસારા કરતી તે તેણીને વાજબી લાગ્યું નહીં. દાદીબાની મુર્તીને પોતાનાં હૈડાંમાંથી દુર કરવાની તેણીએ ઘણીબી યુકતી કરી પણ ફોકટ. શીરીનબાઈ જોકે જરા મગરૂર પણ બોલકણાં હતાં, તેવણ ઘડી ઘડી પોતાના ધણીની વાત કહાડી બેશે અને દર વખત મીઠીનો સેહેજ રૂઝાયલો જખમ પાછો તાજો થાય. તેણીએ ઘણીવાર નો-કરી છોડવાનો વીચાર કર્યો પણ જાય કાંહાં?

ઘણો વખત સુધી અંદેશો કર્યા પછી એક મહીનાની આખેરીએ નોટીસ આપવા માટે મીઠી પોતાની શેઠાણી શીરીનબાઈના ઓરડામાં ગઇ. શીરીનબાઇને સખત ઠાંસો થયો હતો અને બીમાર હતાં. તેવણનું મોહ બહુજ ઉતરી ગયું હતું.

"કેમ મીઠી, એટલું બધું શું જરૂરનું કામ છે કે સવારના પોહોરમાં આવી—જરા ઉભી રહે. મુંબઇનો મેલ આયોછ તેમાં મારા દાદીબાનું કાગલ છે. લે આએ તારે નામનુંબી એક છે."

દાદીબાનું કાગલ શીરીનબાઇ હરખેથી વાંચતી હતી તે જોઇને મીઠીને બહુ દુઃખ થયું પણ લોહીનો ગોટ ગળી

જયને પોતાનું કાગલ ઉખેડીને વાંચવા લાગી. થોડી લીટી વાંચવા પછી એકાએક તે હર્ખમાં ચીસ પાડી પડી. આ કાગલ પેસીનો હતો. લગભગ ચાર વરસે આ કાગલ આવ્યો હતો. નોટીસ આપવાનું સઘળું વીસરી જયને મીઠી પોતાના ઓરડામાં દોડી.

એ ખુશાલી—એ કરામત—પેસી પાછો મુંબઈ ફર્યો હતો. તેણે પોતાની આગલી સઘળી ભુલો સુધારી હતી એટલુંજ નહીં પણ બીજી ઘણી રીતે મામલો સુધર્યો હતો. તેણે મેલબોર્નમાં મોટું નાણું પેદા કીધું હતું અને ત્યાં મોટા માણસમાં ખપતો હતો. આ સઘળી વીગતો આપ્યા પછી પેસી છેલ્લું પોતાના કાગલમાં લખતો હતો કે "મારી વહાલી બેહેન, મારો જીવ તુને મળવા એટલો તલપી રહ્યો છે કે હું આ કાગલ પછીના મેલમાંજ ચીન તરફ નીકળી પડશ ને તુને આઠ દહાડામાં મળશ. મેં તથા આ ધર્થીએ તુને શરમભરેલી રીતે હાડમાર કીધી છે ને ખોદા ચાહશે તો તે સઘળાંનો બંગ હું વાળી આપશ—હવે હું તારેથી કધુ જુદો પડનાર નથી."

આ કાગળ મળ્યા પછી આઠ દહાડે પેસી હાંગકાંગ આવી પુગો. મીઠી બંદર ઉપર ગઈ હતી ત્યાં ભાઈ બેહેન વચે કેવી ભેટ થઈ તે વર્ણવાની જરૂર નથી. પેસી ઘણો ફેરવાઇ ગયો હતો. તેને મોટી જબરી દાઢી ઉગી હતી અને રફ સેલર જેવો લાગતો હતો.

## પ્રકરણ—૫.

ભાઈ બેહેન બા મુદ્દતે કેવાં હેતથી મળ્યાં! પેસીએ પોતાની હાડમારીનું વર્ણન કર્યું અને મીઠીએ પોતા ઉપર પડેલી સઘળી જફા કહી સંભળાવી. વાતની અધવચે પેસી ઉઠયો અને બેહેનનો હાથ પકડીને બોલ્યો "મીઠી, આવ તુંને કોઈ બીજાં સાથ ઓળખાણ કરાઉં. તને બાઇ માણસની સોબત વગર સોહોવાય નહીં તેથી હું બાઇને લઇ આવ્યોછ."

"બાઈ? કોણ, આપરી મ—મ—મત્રાઈ?"

"અરે ગાંડી તેને કાંહાં સેકો તાણેછ. જો વળી, તેને લાવીને કાંહાં ઉભો રેહું? નહીં નહીં, એ તારો હવેનો સાથી કોણ છે તે હમણા જોશે. ફ્રેની, આએ જો મારાં બેહેન મીઠી, હવે તારાં ધ્યાનમાં કાંઈ ઉતર્યું ફ્રેની?"

એક જુવાન, ખુબસુરત, છોકરવાદી દેખાવની બાનુ આ સાદ સાંભળી હસ્તી હસ્તી અને લજવાતી માહે આવી. તે પેસીની મોહોરદાર હતી.

"બેહેન, તું કદાચ ધારશે કે મેં તુંને મારી શાદીથી વાકેફ કીધી નહીં પણ હું આસ્ત્રેલીયાથી નીકળ્યા અગાઉ તુરતજ પરણ્યો તેથી લખવાનો લાગ ફાવ્યો નહીં. ફ્રેનીબી પોતાના બાપ સાથે મેલબોર્નથી મારીજ સ્ટીમરમાં મુંબઈ જતી હતી ત્યાં અમારી પહેલવહેલી ઓળખાણ થઇ, અમે બધું અમારૂં આસ્ત્રેલીયામાંજ મુકી આવેલાં છીયે."

"ભાઈ, ત્યારે શું તું પાછો આસ્ત્રેલીયા જવા ધારેછ?"

"અલબત, ફ્રેનીનું બધું કુટુંબ ત્યાં છે. હું તો તને મળવાજ હીંદુસ્તાન આયો ને હવે મારી પાસે ખુબ સરખી દોલત થઈછ ત્યારે જોવા માંગતો હતો કે કેટલા જુના દોસ્તો આગળ આવેછ ને કેટલા પાછા હઠેછ."

"પણ પેસી તું કહેછ કે તારી પાસે આટલું બધું નાણું થયુંછ તો તું હવે પાછો જઈને શું કરશે?"

"શું કરે? વધારે નાણું કરવા! કોઈબી માણસ આ જમાનામાં પોતા પાસે હોય છે તેથી ધરાય છે?"

"વારૂં બા, જેમ તારી મરજી. પણ હવે આપણે જુદાં પડશું તો ફરીથી મળવાનાં નથી. મારૂં તો હવે કોઈ નથી ને લોકની વેઠ કરતાં કરતાં હું તો મરણ કાંઠે આવેલી છું."

"લોકની વેઠ? શું કરવા? તુંને ખાસ અમારી સાથે લઈ જવા તો અમે આયાં! મારૂં જે કાંઈ છે તેપર તારો પહેલો હક છે. તું નહીં હતે તો મારૂં અત્યારે શું થતે?"

મીઠી આનાકાની કરતી હતી પણ જુવાન ફ્રેનીએ પોતાના ધણીની માગણીને સખત ટેકો આપવાથી તેણીએ પોતાની હઠ લગાર મુકી.

આસ્ત્રેલીયા જવું કે નહીં તે તો પછી. પણ એ મસે દીનબાઈ દોરીયાવાળા પાસે તથા શીરીનબાઇ પાસે નોકરી છોડવાની રજા માગવાનું બહાનું મીઠીને ઠીક મળ્યું. મીઠીની વાત સાંભળીને શીરીનબાઇ તો ફફડી પડયાં "બસ

તમારા લોકના એજ ઢંગ રહી ગીયા! પેહેલાં કેવાં ડોળાં જેવાં આવેછ ને જરાક કામકાજનાં થાયછે કે બસ જાઉં જાઉં કરી રહેછ. તુંને બી હજુ બે મહીના થયા નથી તેટલાં વળી ભઈ નીકળી આયો! કોણ જાણે મારે ખાતરજ દાંત-માં આંગળાં ઘાલીને બેસી રહ્યો'તો કે?"

"પણ જી મને તો બે મહીનાજ થયા તેટલાં હું એટલું બધું તે તમારે ત્યાં શું શીખી કે તમને અડચણ પડશે?"

"આવા દેશ પરદેશમાં કામના માણસો કાંઇ ઘડી ઘડી મળેછ કે? તું વળી ઠીક હાથ લાગી ગઇ હતી. છોકરાં-ઓને તારો પડોસબી સારો છે. હું તો આવી ને આવી દેહની દુખી છું તેથી મારેથી કાંઇ થતું નહીં. પણ તું એ લોકની જતન એક માયના જેવીજ કરેછ તેથી હું તો ખુશી થતી'તી."

માયના જેવી જતન! આ શબ્દોથી મીઠીના દીલમાં અ-જબ જેવી અસર થઇ. તેણીએ નમનતાઇથી પુછયું "તમે મુંબઇ પાછાં ક્યારે જવાનાં?"

ખોલાસો મળ્યો કે શીરીનબાઇનું ઘક પોતાના ધણીમાં ભરાયું હતું ને તેવણ એકાદ બે મેલમાં પાછાં મુંબઇ જનાર હતાં.

ક્યાનાં દીનબાઇ દોરીયાવાળાં એ ઠેકાણે વચ્ચે પડયાં "માએ, શીરાં, એ બચારીનું કામ સરતું હોય તો આપણે વચ્ચે આર નાખવી નહીં જોઇએ."

"આ દીનબાઈ માએ !" મીઠી બોલી, "જુઓ વીચાર કરો કે હું કેવી એકલી અટુલી પડી ગઈ છું ! અત્યાર સુધી કેવી હાડમાર થઇ, આજે અહીં તો કાલે અહીં એમ દલદ્દસરી ને રખડપટીમાં મારા દહાડા નીકળી ગયા છે. હવે જો હું ઠર નહીં પડું તો પછી મારા ઘડપણમાં મને કોણ પુછે ? છતો ભલો ભઇ આયોછ ને લઈ જવા માગેછ તે ના કેહું તો મારા જેવી બેવકુફ કોણ ?"

સારાંશ કે પોતાની નોકરી છોડી મીઠી ભઇ અને ભોજાઇ સાથે મુંબઇ આવી. પાણીના રેલાની પેઠે દહાડા નીકળી ચાલ્યા. નાટક, સરકસ અને કાપડયાની દુકાન ઉપર ખુબ ધમાલ ચાલતી હતી. પેસીની મોહોરદાર ફ્રેની ભોળી હતી પણ ઘણીજ લાડકી અને મીજાં ફાટેલ હતી. મીઠીના જોવામાં આવ્યું કે તે જરા મીઠીનીબી હવે અદેખાઇ કરવા લાગી હતી એક દહાડે મીઠી પોતાના ઓરડામાં બેસીને સીવે છે તેટલાં પાસેના ઓરડામાં હળવે હળવે વાત કરવાનો સાદ સંભળાયો, પોતાના નામનો સાદ આવ્યાથી મીઠીનું ધ્યાન ખેંચાયું. તેણીએ સીવવાનું હાથમાંથી મેલી દીધું અને નીચલી ગોફતેગો બોલે બોલ સાંભળી.

"ફ્રેની, તું મારી બેહેન સાથે એમ કાંય કરેછ ? હવડાં ખાતાં ખાતાં તેં અણકા કીધા તે બીચારી મુગે મોહોડે સાંભળીને ઉઠીને ચાલી ગઇ."

ફ્રેની રડવા લાગી "એવું કરવાને વાસ્તે તમે મને મારે પેરથી ઘસડી લાયા કે ? ઘરમાં સાસુનો દોર નહીં ઉતો તે

આએ નહીં હતી પીડા લાવીને નાખી? મારા બધા ચેન-ચાળા જોવા તમે એને જયાં હોયછ ત્યાં સાથે ઘસડોછ!"

"ચેનચાળા જોવા!"

"તો બીજું શું? જ્યાં હું જાઉં ત્યાં એ ડાહીડોરી થઇને સાથે ઘસડાયછ ને મને ફરવા હરવાનો જરાક કરાર નહીં મળે. હું સાફ કેહુંછ કે એ કાંઈ ચાલવાનું નથી."

"છટ! એ બીચારી દુઃખની મારેલી પોતાના ગમમાં મરી રહેલી છે તે તારી પુઠેપુઠ શું કરવા આવે? તુંને નહીં ગમતું હોય તો ના લઈ જા!"

"એ હું બધું સમજુંછ! શોભતાં બેહેન આયાંછ તે હમણા આપણા ભાવ ઓછા થયાછ!"

"ફ્રેની, તું એટલી નાદાન છે એમ હું ધારતો નહીં હતો. અલબતાં મીઠી મારી પોતાની બેહેન છે ને તે મને વહાલી છે પણ તે સારૂં તારી સાથનાં સંબંધમાં કશો ફેર પડવાનો નથી."

"બધો વાંક તમારો છે. મને પુછયા પરછયા વગર એને સાથે આસ્ત્રેલીયા લઈ જવાનો બંદોબસ્ત કીધો તો પછી ભેંસનાં શીંગડાં ભેંસને ભારી!"

"પણ એ જાય કયાં? એનું બીજું છે કોણ? મારે વાસ્તે એ બીચારીએ પોતાની જીંદગી ધુળધાણી કીધી ત્યારે હવે હું એને નાંખી જાઉં એ મારી લાયકી? તું એને વસી વાપરી જો, પછી જાણશે કે એ કેવી મજાની છે!"

પેસીના આ ભાષણથી મામલો સુધર્યો નહીં. ફ્રેની ખાટું મોંહ કરી બોલી.

"ઠીક છે, ઘર ગીયા પછી જોઇશું. જો સીધે સીધું ચાલ્યું તો ભલ, નહીં તો તમે છેઓ ને તમારી બેહેન છે, ગમે તેમ ઘેર ચલાવજો, હું તો મારા બાપને ત્યાં જવશ."

"ઠીક, ઠીક, એટલું બધું કરવાની કાંઇ જરૂર નહીં પડશે."

મીઠીએ વધારે સાંભળ્યું નહીં. તેણીએ ઉઠીને પોતાના ઓરડાને માંહેથી હળવેથી સાંકળ દીધી અને હાથ ઉપર માથું મુકી ને ઝાર ઝાર રડી. ઓ પરવરદેગાર! કોઇ તેણીને સાથી નહી! કોઇને તેણીની ગરજ નહીં! સગો ભાઇ વટીક બૈરીને ખાતર ઓશ્યાળો? તે તકીયા ઉપર માથું મેલીને પુર અંદેશામાં હતી તેટલાં કોઇએ તેણીના ખરડા ઉપર હલવેથી હાથ મુકયો. મીઠી ઝડપથી ઉઠીને જોય છે તો દીનબાઇ દોરીયાવાળાં!

તેવણ આગલે દહાડે પોતાની બેટી સાથે ચીનથી મુંબઈ આવ્યાં હતાં. શીરીનબાઇની તબીયત બહુજ બગડી ગઇ હતી અને મીઠી મુંબઈમાં છે તેની ખબર પડતાંજ ભલાં દીનબાઈ દોરીયાવાળાં તેણીને મળવા આવ્યાં હતાં.

મીઠીની આંખમાં બોર બોર જેવડાં આસુંઓ જોઇ તેવણે પુછ્યું "એ બધું શું?"

ઘણાજ થોડા શબ્દોમાં મીઠીએ પોતાનો હેવાલ કહ્યો.

"દીનબાઈ માઓ, હું સઉથી એકલી પડી ગઇ છું. મારી સોબત કોઇને પસંદ નથી, ભાઇ ભોજાઈ બધાંને મનથી હું અકારી છું તેથી હું તદન નીરાશ થઇ ગઈ છું."

"પણ શું કરવા? કોઇ નથી તો હું કેવી છું? ખોદા ઉપર વીશવાસ રાખ્યે તો તે સાહેબ કેવો છે? તારે ભાઈ સાથે નહીં જવું હોય તો મારી સાથે રહે, તું ડાહી છે તેથી કોઈ દહાડે મારે માથે પડવાની નથી."

* * * *

પેસી અને તેની ધણીઆણી તો પાછાં આસ્ત્રેલીયા ગયાં, શીરીનબાઇ પોતાના ધણી આગળ મુંબઇ રહ્યાં અને દીનબાઈ દારીયાવાળાં મીઠીને લઇને પાછાં હાંગકાંગ આવ્યાં કારણ કે શીરીનબાઈનાં છોકરાંને ત્યાંજ રાખી આવેલાં હતાં. શીરી-બાઇની તબીયત ઘણી બગડવાથી તેને મુંબઇ ફક્ત મુકવા તેવણ આવ્યાં હતાં.

હાંગકાંગ ફરવા પછી આઠ દહાડે દીનબાઇ પોતાના હાથમાં એક ઉંધાડું કાગલ લઇને આવ્યાં. તેવણની આંખો પાણીથી ભરેલી હતી.

"મારી વહાલી મીઠી, ધીરજ રાખવા અને ખોદા ઉપર વીશવાસ રાખવા હું તુંનેજ શીખામણ દેતી હતી. પણ તેવી ધીરજની હવે મનેજ જરૂર છે. મારી દીકરી શીરીન ભરૂચમાં ગુજરવાનું કાગલ આયુંછ. હું અગાઉથી વહેમ રાખતી હતી કે તેને ખહી લાગુ પડીયોછ પણ બધાંએ મારૂં માન્યું નહીં. બચારી એક મહીનોબી ભરૂચમાં જીવવા નહીં પામી."

મીઠી મનમાં ઘણી મુજાઇ અને બચારાં નમાયાં છોકરાંઓ માટે તેનો જીવ જળવા લાગો.

મહીના પાણીના રેલાની પેઠે નીકળી ગયા, બધું સમાધાન હતું, પણ શીરીનબાઇનો વડો છોકરો જે હમણાં છ વરસનો હતો તેનેમી બ્હીની નીશાન જણાવા લાગી. તે ફીકૂડાંથી તો હેરાન હતોજ પણ આ વળી નવો વારસો જાહેર થયો. પેસીના સમાચાર તો સારા આવતા હતા તેનું કામ ધુમધોકાર ચાલતું હતું અને તે મોટો લક્ષાપતી બની ગયો હતો. તેને ત્યાં એક બેટીની વૃધી થઇ હતી, જેનું નામ ફુઇ ઉપરથી મીઠી પાડયું હતું.

આ સઘળું ઠીક ચાલતે તો મીઠીના મનને જરા કળ વળતે. પણ તેટલાં શીરીનબાઇનો બુચો ગુજરી ગયો. તેનો તાર પહોંચતાંજ દાદીબાનો જવાબ આવ્યો કે બાકી રહેલી બુચીને મુંબઈ લઇ જવા સારૂ તે પોતેજ હાંગકાંગ આવનાર હતો.

રખે બુચીના જવાથી મીઠી પાછી રખડી રહે એવા વીચારમાં દીનબાઇ પડયાં કારણકે તેવણનો જીવ મીઠી ઉપર ખરેખરો હતો.

"મીઠી—મારા મનમાં શું થાયછ તે તું જાણેછ?"

"નહીં—બાઇજી—તે શું?"

"તે એજ કે ખોદા કરે ને દાદીબાના દીલમાં કાંઇ મેહેર આવે ને તુંને પોતાનું તુટી ગયલું ઘેર સાંધવા પસંદ

કરે. બધા જુવાન માટીડા પાછું ઘેર કરેછ તો દાદીબા કાંઈ ચુકવાનો છે? પણ કોઈ છીથરી પીથરી મોટે ઘેરની અંબઇજી લાવે તેના કરતાં તુને પસંદ કરે તો કેવું મારૂં બચ્ચું સચવાશે?"

મીઠી લાલ લાલ થઇ ગઈ પણ બોલી "બાઇજી તમે એવું એવું શું બોલોછ?"

બે ચાર મહીના નીકળી ગયા કારણકે દાદીબાના બાપ ઘણા બીમાર પડવાથી તેનાથી ચીન અવાયું નહીં. પણ આવ્યા ત્યારે અચબુચ આવીને ઉભા. સાંજનો વખત હતો અને મીઠી બુચીને ખોળામાં લઇને બેઠી હતી.

કુલીઓ સામાન લઇ આવ્યા તેપર મોટા દસકતે નામ પાડેલાં હતાં.

**સર દાદીબા ડી૦ દલાલ,**

કે. સી. એસ. આઈ.

દાદીબાનું મોહ ઉતરી ગયું હતું અને વાળ પાકી ગયા હતા. તેઓ સાત વરસે પાછાં મળ્યાં. દીનબાઇએ ઉઠીને ઓવારણા લીધા અને બુચી બાપના પાસાંમાં દોડી ગઇ. મીઠી ધ્રભરાઇને એક બાજુએ ઉભી રહી. જયારે જરા સમાધાન થયું કે દાદીબાએ તેની ગમ નજર ફેરવતાં દીનબાઇએ ઓળખાણ કરાવી.

"મીઠીબાઇ, તમારાં છોકરાંની રખેવાળ—દાદીબા મેં મારાં કાગલોમાં લખ્યું હતું કે બચ્ચાંઓની માએ કરતાં સરસ છે તે એ."

દાદીબાના ડોળા ચહડી ગયા "મીઠી! મારાં છોકરાંને તું રાખતી'તી? તેનું નામ મીઠીબાઇ છે તે હું જાણતો હતો પણ મારી બચગીની મીઠી હશે એમ તો મારા સ્વપનામાંબી નહીં. હું તારી માયા માટે ઘણોજ ઉપકારી છેઉં."

"જી મેં મારાં પેટને ખાતર મારી ફરજ બજાવવા સીવાય બીજું કાંઇ કીધું નથી. મને પહેલાં ખબર નહીં કે એ બચ્ચાં તમારાં છે."

દાદીબાએ મીઠીનો હાથ મજબુત પકડી રાખ્યો હતો. "પણ મીઠી તું આટલાં વરસ કાંહાં ઉતી તેનો મને જરા સંસારોબી મળ્યો નહીં."

વાત જરા ઠર પડી. બુચી અને દાદીબા પાછાં હીંદુસ્તાન જવાની તૈયારી ચાલી. મીઠીએ વીચાર કીધો કે એ લોકના જવા પછી કંઇ બીજી નોકરીની ખોળમાં રહેવું.

એક દહાડે બુચી મીઠીને વળગીને રડવા લાગી "હું એકલી જવાની નહીં—મીઠામાએ, તમેબી આવો તોજ જાઉં."

"દીકરા, એમ બોલીએ નહીં. બાવાજી સાંભળશે તો ફુહુરશે, મારૂં શું કામ છે. તું જેવી ડાહી છે તેવીજ રહેજે—જો મને ખરાબ નહીં લાગે."

પાસેના ઓરડામાં બેઠેલાં દીનબાઇ અને દાદીબાએ આ વાત સાંભળી.

"કેમ દાદીબા—તમારો શું વીચાર? શીરીનને બેહેસ્તન થવાને એક વરસ થઇ ગીયું ને તમે જો બીજું ઘેર કરવાના

હો તો બુચીને મારી આગળજ રાખો. કોઇ તેવી આવશે તો મારૂં બચ્ચું હાડમાર થશે."

"હું તેમ થવા દેનાર નથી."

"એ તો બધા એમજ કહે—તમે હજુ ભર જુવાનીમાં છેઓ; ને પૈસાની રૈલછેલછે, વરી સાથે ટાઇટલ છે એટલે બધી છોકરીઓ અધાંધર કરશે."

"ભલે કરે. દીનમાએ તમને એક ખાનગી વાત કેહું? હું જો ફરી ઘેર કરશ તો એકજ છોકરી મારે લાયકની છે પણ તે મને કબુલ રાખશે તે વીશે મને શક છે. જો તે ના કહેશે તો હું ફરી એ વાતનો વીચાર કરનાર નથી.

જરા વારે દાદીબા બહાર નીકળ્યા ત્યારે જોયછ તો મીઠી બુચીના કપડાં પેક કરતી હતી.

"ઓ—હો—એ કેટલાં બધાં કપડાં—મીઠી તેં મારાં છોકરાંની બરદાસત લીધી અને હજુ લેછ તેનો કેમ બદલો વાળી આપું?"

"હું બદલાની આરજુ રાખતી નથી."

"તું શું બીજી આકરી શોધેછ?"

"બીજો કંઇ ઉપાય છે? મારે માથે વાસે બીજું કોણ છે?"

"તું બુચી સાથ મુંબઈ કાંય નહીં આવે?"

"જી, તેમ બનવા જોગ નથી—લોકનું બોલવાનું થાય.

તમારાં ઘેરમાં કોઇ બેરૂં માણુસ નહીં તાંહાં મારેથી રહેવાય નહીં."

"ભુલી—મીઠી—તું ભુલી—મારાં ઘરની દાસી દાખલ નહીં—મારાં ઘેરની શેઠાણી દાખલ આવ—આપરો આગ-ળનોજ બંગલો એમનો એમ છે. શું તું ધારેછ કે હું તુંને ભુલી ગયો હતો? નહીં—નહીં—તારી યાદદાસત તો મારી છાતીમાં કોરાઇ રહેલી હતી—ને તુંબી તે જાણેછ—મીઠી આવ અને મને સુખી કર—આપરે બેઉએ ભુલ કરી છે. પણ તે સુધારવાને હજુ ઘણું મોડું થયું નથી."

"ઓ દાદીબા!"

બસ! મીઠીનો સુરજ પાછો તેજસ્વી થયો. દીનબાઇએ આ ખબર સાંભળીને ખોદાના હજાર હજાર શોગરાના કીધાં.

યાદ રાખજો કે સાચને આંચ નથી. તે કીરતાર ઉપર સબુરી અખત્યાર કરજો અને ગમે એવુંબી મોટું સંકટ તેની આગળ રજ મીસાલ છે.



# ઢીલલાં.



## પ્રકરણ—૧.

" હુરરે—હુરરે—શાબાશ—વેલ ડન બેહેરામ—દીકરા ઠોકયો જા—માર મારા બાપ—"

આ પ્રમાણે શોર બકોર મચી રહ્યો છે. સેંકડો ગાડીઓની હારોહારમાંથી લોક ટીંગાઇને જોયછે અને ગાંડા દેવાનાની પેઠે ઉપર મુજબ ગળાં તાણે છે. પણ આ સઘળું છે શું ? ઘરડા ને જુવાન, બાનુઓ અને ટોપીવાળાઓ એક સરખી રીતે ઉસકેરાઇ જઇ રૂમાલો ઉરાડે છે. શું માફેકીંગનો છુટકારો થયો તેની ખુશાલી છે ? નહીં—નહીં—જરા નીચે વાંચો.

મુંબઇના નામદાર ગવરનરના ગણેશખીંડના મેહેલને લગતી જે થાળી જેવી ક્રીકેટ ગ્રાઉંડ છે તેવી આખ્ખાં હીંદુસ્તાનમાં ન હશે. બારીક લીલાં ઘાસની હળીઆરીથી તે બીલીયર્ડ ટેબલને વધારે મળતી આવે છે.

સપટેમબર મહીનાની અધવચે વરસાદ ઝરમર ઝરમર પડતો હતો તેવે ટાંકણે ત્યાં એક મોટી મેટચ ગોઠવાઇ હતી જે જોવાને મુંબઇ વગેરેથી સેંકડો લોક સ્પેશીયલ ટ્રેનોમાં ઉતરી પડયું હતું. મુંબઇનો ઇલેવન બહુ પ્રખ્યાત હતો પણ

પુના ઇલેવને ઠરાવ કર્યો હતો કે મારવું યા મરવું. મુંબઇવાળાઓએ પહેલી ઇનીંગ્સમાં ૧૩૫ અને પુનાવાળાઓએ ૧૯૪ રન કર્યા હતા. બીજી ઇનીંગ્સમાં મુંબઇએ બોલરોને ખુબ હફાવીને જુમલો ૧૮૧ ઉપર આણ્યો હતો એટલે, જો પુનાવાળાઓએ જીતવું હોય તો ૨૧૩ રન કરવા જોઇયે.

પણ તે કયાંથી લાવે? જ્યારે તેઓની ૯ મી વીકેટ પડી ત્યારે તેઓ ૧૦૭ ઉપર આવીને ઉભા હતા અને હવે ફક્ત છેલ્લો હેંડ લેવા જનાર માત્ર બેહેરામ દાવર રહેલો હતો. અલબત પુનાની હાર નક્કી હતી. મુંબઇવાળાઓએ ખુશીમાં આવીને તાલીઓની ગર્જનાથી જમીન ધમધમાવી મેલી હતી અને પુના વાસીઓના મોંહ ઉતરી ગયાં હતાં. બેહેરામ હેંડ લેવા હળવે હળવે ગયો. જે ઘડી જાયછે તેમાં ખેલ તમામ થવાની સર્વેને વકી હતી પણ દૈવયોગે તે વકી તુરત વેળા ખરી પડી નહીં. જતાંને વાર બેહેરામે ચચારના ચાર અને છનો એક મળી બાવીસનો સકોર એક ઓવરમાં વધારી દીધો. મુંબઇવાળાબી દીંગ થઇ ગયા અને પુનાવાળાઓનો હર્ષ માયો સમાયો જાય નહીં.

પણ જરા સબર કરો, હજુ કયાં વાત ને કયાં વગત. કોઇ દહાડે નહીં ને આજે બેહેરામના માથામાં વારૂં આવ્યું હતું. તે અચ્છો બોલર હતો અને ઘણો સરસ "ફીલ્ડ" હતો પણ "બેટ" સાથ તેની ઝાઝી મીત્રાઇ જણાયલી ન હતી. પણ આજે નસીબ દેવી તેના ઉપર પ્રસન્ન થઇ ગઇ. બાલર પછી બાલર બદલાયા અને માથું ફોડીને ઠાકા પણ બેહેરામના

"બેટ" ને જાણે કોઇએ મુઠ મારી હતી દર "ઓવર"માં તે દશ દશ પંદર પંદર રન ઠોકયોજ ગયો. વાત કરતાં તેણે સર્વાળો ૨૦૮ ઉપર આણ્યો. પુનાવાળાઓને જીતવાને હવે ફકત પાંચ રન જોઇતા હતા! શરૂઆતના મામલા કરતાં આ કેવો ન ધારેલો ફેરફાર! મુંબઇને કાળ પડી અને રખે જશને માટે નામ જાય એવી ચીંતામાં પુનાનું તમામ લોક મુગું મંતર થઈ ટીંગાઇને ઉભું.

પણ આજે બેહેરામને જશ હતો. તેણે બાકી રહેલા પાંચ રનની બોલ બોલતામાં ખખડાવી કહાડયા યાને પોતાની બાજુને જીતાવીને મુગે મોહોડે તંબુ ભણી ચાલ્યો. ફીલ્ડના જવાન શોખીનો દોડી ગયા અને આપણા પેહેલ-વાનને જબરદસ્તીથી ખભે ઉઠાવીને મેદાનમાંથી લઇ આવ્યા. શાબાશી અને વધામણીના પોકારો સાથે તાલીના ઠોકા અરધા કલાક સુધી નરમ પડયા નહીં.

બેહેરામનો ચેહેરો ખુબસુરત તો નહીં પણ મનપસંદ હતો. તે સીધો સોટા જેવો ઉંચો અને હસમુખો હતો. તેની આંખો માંજરી અને બાલ લગાર સોનેરી વરણ ઉપર હતા અને ફરચલીદાર હોવાથી સેંતો ઘણો દીપતો હતો.

ઝાડની ઘટાની તળે ગાડીઓની હાર ઉભી હતી તે માંહેની એક જોડીની ગાડીમાં બેઠેલા કોઇ બુઝરોગ કાકા બેહેરામની રમત વખતે ખુબ તાલી પાડતા હતા અને તે જીત્યા પછી બેને મારે લીલા પીળા થઇ ગયા હતા. તેવણ ઉશ્કેરાઇને ગાડીમાં ઉભા થતા અને બેસતા અને ફકત નાચવાનુંજ

બાકી રાખ્યું હતું. તેવણુની છાતી આજે એક ગજ ખીલી હતી કારણકે તેવણ બેહેરામના સગા મામા જમશેદજી ફ્રેઝર હતા અને પોતાને પેટે કાંઇ ફરઝંદ ન હોવાથી બેહેરામને પોતાનો દીકરો કરી લીધો હતો તથા તેને સાથે રાખીને તેના ઉપર કુરબાન હતા.

જ્યારે બેહેરામ લજવાતો અને અચકાતો મામાની ગાડી આગળ આવ્યો ત્યારે મામા જમીન ઉપર ઉતરી પડયા અને ભાણેજને ખરેખરા હેતથી કોટી કીધી. "શાબાશ બેટા, જીવતો રહે. આજે જાણે હું પાછો પોતે જુવાન બની ગયોછ. જા દીકરા પેલી સામે લાન્ડોમાં બીબીમાઇઆવાળાં છે તે લોક તારો બરડો ઠોકવાની વારેવાર જોયછ. તેમાં હીલ્લાંએ તો રડી પરવાનુંજ બાકી રાખ્યુંછ. રાસકલ, મને ખબર નહીં કે તું આવાં ઉંડાં પાણીમાં ફરેછ. હેં! જરા મનેબી ચેતાવ્યું, નહીં?"

ઉપલી લાન્ડો ગાડી તરફ નજર કરીયે. તેમાં ચાર નાઝનીનો બેઠી હતી. આ મધેની ત્રણ છોકરવાદી હતી અને ચોથી સુમારે છત્રીસ વર્ષની પણ બીજીઓને છ વાર ટક્કર મારે તેવી ખુબસુરત અને ચાલાક હતી. તેણીએ બાલના કર્લ કહાડયા હતા અને આંખો બીલીઆન હીરાની પેઠે ચમકતી હતી. હીલ્લાં બીબીમાઇઆ ગોરી, પોખાયલી અને નખરાંબાજ હતી. રખે ડોંગી થઇ જાઉં એવી તેણીને મોટી બીક હતી અને તે લીધે દરરોજ પાંચ પાંચ સાત સાત મૈલ ચાલતી. તે ખુશાલ જીવની હતી અને

માટીડાઓમાં ઘણી છુટથી ભેળાતી, પણ વળી કામ પડે તો ઝાડુંબી આપે એવી હાવકી હતી.

બીલીમોરીઆની ગાડી આગળ ઘણાક જવાન "મઘર-ડાજી"ઓ ભેગા મળ્યા હતા, પણ હીલ્લાંનું ધક ધ્યાન જમશેદજી ફ્રેઝરની ગાડી તરફ હતું, જયાં બેહેરામ પોતાના મામા સાથ વાત કરતો ઉભો હતો. હીલ્લાંના બાપ ગુસતાદજી બીલીમોરીઆ જેવણ પોતાની દીકરીઓની ગાડી આગળ ઉભા હતા તેવણ વરસ સાઠેકના હશે. તેવણને રૂપીયા ત્રણસેંનું પેનશન મળતું હતું અને બબાની બાટલીના તેવણ પુજારી હતા. તેવણ જુવાનીમાં ખાઇ પીને ધરાઈ ગયા હતા અને હજુબી ઘરમાં મામલો તેવોજ ચાલુ હતો.

હીલ્લાં ડોકાં તાણી તાણીને બેહેરામની વાટ જોતી હતી તે જોઇને મામાજીએ બેહેરામને ધકેલ ધકેલ કીધો.

"જાની—જાની—પેલી તારી ઉપરથી મરી મરી ફીટેછ ને તું તો ઠંડાં પાણીના માટલાંની કાની અહીં ઉભો રહ્યોછ. તારે બદલે હું હોઉં તો ચાર પગે કુદતો જાઉં."

બેહેરામ ચાર પગે કુદયોબી નહીં ને નાચ્યોબી નહી. "મામાજી, તમારા ચેનચાળાપરથી કોઇ અણજાણ્યું તો એમજ ધારે કે તમે પોતે કાંઇ ખાટી મીઠી નજર રાખોછ. જઇશું, ઉતાવળ શું છે?"

આખરે બેહેરામને હીલ્લાંની ગાડી આગળ જવુંજ પડયું. તે મન સાથ ડઘાયલો હતો. તેને જરા જવા ગમતું નહીં હતું કારણ કે ત્યાં ભેગાં મળેલાં લોકમાં બીજી

ડજનબંધ સ્ત્રી મીત્રો હાજર હતી જેઓ સાથ વાત વગત કરવામાં બેહેરામની વચારે મોજ સમાયલી હતી. આ ઠેકાણે ખુલાસો કરવાની જરૂર છે કે ત્રણ ચ્યાર વર્ષની વાત ઉપર બેહેરામને ઢીલ્લાં એકાએક લગુી ગમી આવી હતી. તે વખતે બેહેરામની ઉમ્મર કાચી યાને સુમારે પચ્ચીસ વર્ષની હતી. પણ પાછળથી જ્યારે ઢીલ્લાંનો સઘળા સાથ હસવા બોલવાનો છંદ અને વખત બે વખત ઠીઠી ઠાઠા કરવાની આદત જોઇ ત્યારથી તેને લાગું હતું કે આ ઓરત મારો સાથી થવાને લાયક નથી.

પણ ઢીલ્લાં આમ સેહેલથી બેહેરામને છટકવા દે તેમ નહીં હતું. તે બેહેરામની સાથે 'તું તાં'નો વહેવાર રાખતી, જ્યાંની મળે ત્યાં તેને પકડીને પોતાની સાથેનો સાથે રાખતી, પાંચ લોકની વચમાં તેની પાસે બેસાઇને ઘુસપુસ વાત કરવાનું ડોળ ઘાલતી અને સઘળાંઓના દેખતાં તેના બાલનો સેંતો સરખો કરતી. આ પ્રમાણે કરીને તેણીએ સઘળાં મીત્રમંડળમાં ખ્યાલ મજબુત બેસવા દીધો હતો કે જે દહાડે હશે ત્યારે આ જોડું સંધાશે. આ મોહોકાણને લીધે બીજી પરણવા લાયક છોકરીઓ બેહેરામથી અલગ નાસતી હતી. આ મામલાની મોહોકાણ બેહેરામ મન સાથ સારી પેઠે સમજતો હતો અને જીવ સાથ ફફડતો હતો, પણ ખરૂં નરૂં કરી નાખીને ખુલાસો કરી નાખવાની તેની છાતી ચાલતી ન હતી. તેણે ઢીલ્લાંને કોઇબી દહાડે કશી કબુલાત આપી ન હતી અથવા તેઓ વચ્ચે શાદી વીશે એક બોલબી વાત થઇ ન હતી. ઘણી

સફાઇથી હીલ્લાંએ તેને પોતાની જાળમાં ખેંચવા માંડયો હતો તે છેક અસુરૂં થયું ત્યાં સુધી બેહેરામ સમજયો નહીં. જયારે તેના અંગત દોસ્તોએ અવાર નવાર અણકા કરવા માંડયા અને તેનો બરડો ઠોકવા લાગ્યા, ત્યારે તેની નજર ઉઘડી. હવે તેને સમજ પડી કે તેનું કદાવર અંગ અને મામાની દોલતનું ખેંચાણ મોહું હતું. મામા ૬૫ વર્ષના હતા અને ઘરબારથી સુખી હતા. તેવણ 'બાગો બાહાર' બંગલામાં રહેતા હતા અને બેહેરામને પોતાના વારસ તરીકે ગણતા હતા. પોતાનાં એકપુરાં બેન ગુજરી જવા પછી તેવણે તેણીના એકપુગ બેટા બેહેરામને બચ્ચગીથી પોતાનો દીકરો કરી રાખ્યો હતો અને તેના ઉપર પૈસા વેરીને તેને ઉછારી મોટો કીધો હતો. આ છોકરા ઉપર મામાનો સગા બાપ કરતાં વધારે જીવ હતો.

પુનામાં વાનોરી લાઇનસ આગળ 'બાગો બાહાર'થી જરા છેટે બીલીમોરીઆનો બંગલો હતો. આ લોક પાસ દોલત જેવું કાંઈ હતુંજ નહીં પણ ખાણીપીણી અને નાચ રંગમાં આ કુટુંબ મશહુર હતું. સારૂ ગામ જાણતું કે જયારે ગુસતાદજી ડોસા તાકો ઘડી કરશે ત્યારે માથે પડેલી પાંચ છોકરીઓને એક ફુટી બદામ મળવાની નથી. તેઓ અવારનવાર "ડીનર પારટી" આપતાં પણ બંધ આંખેબી જોવાઇ શકાય કે હીલ્લાંને કોઈ સારે ઠેકાણે ગોઠવી દેવાની મતલબથી આ સઘળાં ફાંફાં મારવામાં આવતાં હતાં. હીલ્લાં એવી દેખાવડી ને બટકબોલી હતી કે તેનો હાથ કોઇબી ધરતે પણ તેણીએ 'બાગો બાહાર'ની શેઠાણી થવાના જીવ

સાથ સોગંદ લીધા હતા એટલે કોઇને કોઠું આપે નહીં જેથી પરણવા લાયક છોકરાઓએ તેણીનાં નામ ઉપર પુરો મુકયો હતો.

બેહેરામ જેવો ગાડી આગળ જઇ ઉભો કે હીલ્લાં તુરત ઉતરી પડી અને તેનાં ખભાં ઉપર બેઉ હાથ મેલી બોલી "કેમ ભારી કોરા થઇ થઇને આયા? તારી પીઠ ઠોકવાને મારો જીવ ઉડી ઉડી જાયછે ને તું તો જાણે આજે મોટો જનર્લ રાબર્ટસ થઇ ગીઓછ."

બેહેરામ હવે શું કરે. હીલ્લાંએ તેનાં ખભાં ઉપર હેતથી હાથ મુકયા હતા તે આખ્ખું ફીલ્ડ જોતું હતું પણ તે ખસેડીબી કેમ નાખે?

જરા ભપકામાં તે બોલ્યો "હીરાંબાઇ તમારી ઘણી મેહેરબાની થઇ. એ તો કોઇ વખત એમ ટીકો લાગી જાય."

"જી, એમ ઘણા નાખે જીભ ના લગારોજી. તમો તો અમે ગરીબ લોકને હીણશો પણ અમે તો તમારી ઉપર જીવ આપીએછજી. લે વારૂં ચાલ હવે. તું મને મામાની ગારી આગળ લઇ જવા આયોછ કે? લે ચાલ આરી."

આમ બોલી ગળે શેઆલ બેઆલ વીંટાળીને હીલ્લાં તૈયાર થઇ. બેહેરામ કાંઇ તેવી મતલબથી આવ્યોજ ન હતો પણ હીલ્લાંએ તો લાગલો તેની બગલમાં હાથ ઘાલી દીધો અને જાણે કેટલાં વરસના અદ્દરાયલાં હોય તેમ ધડપર ડોકાં નાંખીને લોકની વચમાંથી ચાલવા લાગી.

ગરીબ બચારો બેહેરામ. હાજર થયલાં લોક ઉપર આ દેખાવથી શું અસર થશે અને તે લોક શું મત બાંધશે તે તે સંમજતો હતો પણ ઉપાય શું? શું એક નાઝનીનનો હાથ તરછોડી કહાડે? મામાની ગાડીમાં હીલ્લાંને બેસાડીને તે વહી જતો હતો તેવામાં હીલ્લાં બહાર ડોકું કહાડીને બોલી.

"રાતના આપરે તાંહાં જમવા આવવાનું યાદ છે કે?"

"હા છે." ખરી વાત તો એ હતી કે બેહેરામ આ કબુલાત ભુલી ગયો હતો.

"જો બરાબર સાત વાગે આવજે હું—નહીં તો વરી ડોળા ના તણાવતો."

"વારૂ, પણ બીજું કાઇ છે કેની?"

"હા—હા—તે મારૂં કામ છે. તારો વખત પાણીની કાની નીકરી જશે."

બેહેરામ ત્યાંથી ચાલી ગયો. પણ મામાનો જીવ બેહેસ્તમાં જતો હતો. તેવણનો હીલ્લાં સાથ મોટે મોટે હસવાનો સાદ છેક પા મૈલ સુધી સંભળાતો હતો. દેખઇતી રીતે મામાજી પોતાની થનાર વહુમાય ઉપર ઘણા મગન હતા અને વહુ-માયબી ડોસાજીને હસાવી રમાડીને પોતાની સેતરંજની બાજી અચ્છી કુનેહથી ખેલતાં હતાં.

ગુસતાદજી બીલીમોરીઆ પાસે ગમે એવા 'ફ્લુસ માર્યાસ' હોય પણ ઘરનો દમામ પાદશાહી હતો. તેવણનો ડ્રોઇંગ રૂમ અચ્છાં પીકચર અને હીલ્લાંના કળાવંત હાથથી રચેલાં

ફુલોના વાસ્ઝોસથી ચકચકીત હતો. હીલ્લાં જુવાન વર્ગની માનીતી હતી એટલે તેવણ ઉપર આવતી બક્ષેસો ઘણી હતી. રૂપાની મુકની છત્રીઓ અને ચાંદીના કમરબંદ તથા ફોટો-ગ્રાફની આલબમો જગેજગ પડેલી હીલ્લાંની મીત્રાઇનું મોટું મંડળ પુરવાર કરનાર હતાં. રાતના સાતનો અમલ થવા આવ્યો હતો અને ગુસતાદજી એટલામાં અવાચી અટકાવવા માટે ત્રણવાર તો સટકણ પાડી ચુકા હતા. ઓરડામાં હીલ્લાં જરા ગોઠવગાઠવ કરતી હતી તેને જોતાં ગુસતાદજી બેઠા હતા અને હજુ જરા નજર બ્રાંડીની ડીકાનટર ઉપર હતી. એવામાં તેવણ અચબુચ બોલી ઉઠયા " દીકરા, હીલુ, કાંય નકામા ફાંફાં મારેછ. એ વાલ કાંઇ તારાં પાણીએ ચરે નહીં. જોજે મારો બોલ યાદ કરશે. એ ફુકતો હમણા તારેથી નાહાસતો ફરેછ ને એની નીટા મને સારી જણાતી નથી. "

" બાવાજી, વરી તમે વખત બે વખત એવું બોલ્યા ! બેહેરામ હમણા હમણા જરા બેખબરો થઇ ગીયોછ પણ વરી એ બીજાંઓ સાથે કે દાહારે પુરૂં પાધરૂં બોલેછ. એ તો એના સમાવજ એવો છે. હુંબી હવે લાગજ શોધુંછ ને કંહબી કરીને હવે એને મોહોને બોલાઉંછ. એ મારા હાથમાંથી છટકવાનો નથી. "

જરા વારે બેહેરામ દાવર દાખલ થયો ને જોયછ તો પાર્ટીબી નહીં મળે ને પાટોબી નહીં મળે. ગુસતાદજીએ પોતાના જેવાજ એક છાંટાપાણી મારતર ઘરડાને ફક્ત બો-લાવ્યા હતા અને બીજી છોકરીઓ તો કંઈ કંઇ બહાને

ક્યારની વગેસગે થઇ ગઇ હતી. ઓ તારી! આ તો સરગરદાન ફસવાનું થયું. ઘરડાઓ પોતપોતાનું હાંકવા કરશે અને હીલ્લાં એકલી તેને માથે પડશે. તે તુરત સમજી ગયો કે આ તો આબાદ તાગડો ઘડાયલો છે.

હીલ્લાંએ આજે પોતાનો ડ્રેસ ઘણીજ સફાઇ અને ટેસ્ટથી કીધો હતો. ટુંકી બાંહેનાં વાસકુટ માંહેથી તેણીના ગોરા હાથ અને ખુલ્લાં ગીરેબાનમાંથી ઉજળું ગળું સુફેદ સાટીનની માફક ચમકી રહ્યાં હતાં. તેણીએ સફેદ નરમ સાડી અને સફેદ વાસકુટ સજ્યું હતું અને નરી પરીસમાન લાગતી હતી. બેહેરામ જબરો નસીબદાર બા. ચાર જણ જમવા બેઠાં તારે હીલ્લાંનો સઘળો વખત બેહેરામની મેનીજ કરવામાં રોકાયો હતો. તે પોતાના નાજુક હાથે તેનું દારૂનું ગલાસ ભરતી અને સોજનમાં સોજી વાણી તેને પીરસી તેના ઉપરથી એક પળ આંખ ખસેડતી નહીં.

ખાણું તો આ પ્રમાણે ખુશાલ પસાર થયું પણ મોહોકાણના સમાચાર તો હવે પછી આવે છે. વરી પ્રમાણે ગુસતાદજી અને તેમનો મીત્ર બીઝીક રમવા બેઠા અને ડ્રાઇંગ રૂમમાં હીલ્લાં અને બેહેરામ એકલાં પડી ગયાં. બેહેરામે મન સાથે કસમ લીધા કે હવે ફરીથી કોઇબી દહાડે ગુસતાદજીને ત્યાં જમવા જવું નહીં.

હીલ્લાં સોફા ઉપર બેસી ગઇ અને પ્રીતથી બેહેરામનો હાથ ખેંચીને તેને પોતાની પાસે બેસાડ્યો. બેહેરામને મન સાથ કબુલ થયા વગર ચાલ્યું નહીં કે હીલ્લાંની રીતભાત

ગમે એવી ‘ચીલીમ ચલાકી’ હશે પણ તેણીના રંગ રૂપમાં તો કશી મણા ન હતી. ગમે તેમ હોય પણ આ ઓરત મારે કામની નહીં એ બેહેરામના મનનો ઠરાવ સમજવો.

પાંચેક મીનીટ બંને જણાં મુગાં બેઠાં પછી બેહેરામને કંઇબી વાત છેડવીજ પડી.

“હીરાંબાઇ, કાંઇ સારા સારા પારસીઝ આવા હોય તો વજાડોની.”

બીજી કોઇ સ્ત્રી હતે તો આથી ડરી જતે પણ હીલ્લાં ચોગ્ગાબાર હતી. બેહેરામ ગમ ટીકાને જોઇ તે બોલી “નહીં—હમણા વજાડવાના મુડમાં હું નથી—મારે કંઇ બીજી વાત કરવાની છે.”

બચ્ચા બેહેરામ, સમાજ!

---

## પ્રકરણ—૨.

“નહીં—મારે કાંઈ બીજી આગલની વાત કરવીછ.”

હીલ્લાંના આ જવાબથી બેહેરામ ઊજળોવાખ જેવા થઇ ગયો. થોડીવાર તેનાથી કાંઇ બોલાયું નહીં પણ પછી મન ઠાવકું રાખી પુછ્યું.

“આગલની વાત? તે શું?”

“તું હમેશ કહેછ કે તુંને કોઇબી વાતનું હંબગ પસંદ નથી ને સાચ્ચાનો તું સાથી છે. જો એક વખત તું એક

ધણીને પસંદ કરે તો જરા જરામાં તેને છોડી દે તેવો નથી, કેમ ?"

"હું ધારૂંછ કે એવા ગુણ મારામાં છે" બેહેરામ ચમકીને બોલ્યો.

"જો એમજ છે તો હું તુંને કાંઇ કહેવા માગુંછ પણ મારી જીભ ઉપડતી નથી."

"બોલોની———"

"હું ઘણી કબસ આવી ગઇછ તેથીજ હવે મેં હીમત પકડીછ. (આંખમાં પાણી લાવીને) બેહેરામ, આજે કેટલાં વર્ષ થયાં આપરે સાથેનાં સાથે ફરીયેછ, તારે તું શું એમ ધારેછ કે એક ઓરત પથરની બનેલી છે ? તેને કાંઇ લાગણી નથી ? હવે એવો મામલો થઇ લાગોછ કે લોકબી વીચારમાં પડશે કે———"

"હવે હું સમજ્યો. તમારી મરજી એવી હશે કે મારે તમારી સાથે ઘણું નહીં ફરવું તો હું તેમ કરવાને રાજી છેઉં."

"બેહેરામ, તું જાણીજોઇને અંજાણો ના થા. હું તુંને છોડી દેવા માગતી નથી. હું તુંને સદાનો મારી પાસે રહેવાની તલબગાર છેઉં."

હવે બેહેરામ ગભરાયો. શું બોલવું, કેમ કરવું તે સુઝે નહીં. આગળ પાછળ કોઇ હતુંબી નહીં કે વાત ઉડાવે. નરો ઉંદર છટકામાં સપડાયો હતો. પરીસમાન

હીલ્લાં તેના એક ખભાં ઉપર હાથ મેલીને ઉભી હતી અને ઘણીજ પ્રતિજ્ઞાગીથી તેના ગમ જોતી હતી પણ બેહેરામનું દીલ તેના તરફ દોડયું નહીં. તે ઠંડોગાર બેસી રેહ્યો. કોણ જાણે શું કારણથી બેહેરામ આ છોકરીની તરફ આંખીને જોવાબી ઇચ્છતો નહીં હતો.

"હીરાંબાઇ, તમારાં વખાણથી હું મને પોતાને માન મળેલું સમજ્યું છ પણ—પણ———"

"મારા દીલમાં જે આયું તે મેં કહી દીધું. તુ કાંઇ એ વાતથી અંજાણો હોય તેમબી નથી. સારૂં ગામ એની એ વાત કરેછ ને મારા હાથ ધરી ધરીને પુછેછ કે વીંટી પહેરાવી કે, પણ હું જવાબ આપી શકતી નથી."

હવે બેહેરામને લાગું કે વાત આગળ વધતી અટકાવવી જોઈયે, નહીં તો કાલનો દુકાળ આજે પડશે. તે જરા ગંભીર ચેહેરો કરી બોલ્યો. "બેહન હીરાંબાઇ, આવી રીતનું તમારૂં બોલવું મને સમજ પડતું નથી. મેં કોઈ દહાડેબી તમને વચન આપ્યુંછ કે કોઇ દહાડેબી અસેમસે આશા આપીછ? તમે તમારે મનથી અદરાઓ અને મનથી પરણો તેમાં મારો શું કસુર? લોક તમારા હાથ ધરી ધરીને પુછેછ તેનો ખુલાસો તમે કીધો કાંય નહીં. લોકના મનમાંથી વહેમ દુર કરવાનું તમારા હાથમાં હતું."

હીલ્લાંના ગાલ ઉપર હવે તોફાનની સીગનલ ચહડી. તે લાલ લાલ થઈ જઇને બોલી "શું તારે તમે એમ કહેવા માંગોછ કે આજ સુધી તમે મારી સાથ ફર્યા હર્યા તે

બધું વગર મતલબનું હતું ને મને લોકમાં હલકી પાડીને તમારી ગમતને ખાતર તમારી સાથ મારૂં નામ સંડોવ્યું?"

"ગમત શાની ને વાત શાની. જેમ બીજી બોલકણી છોકરીઓ સાથ વાત વગત કરીએ તેમ તમારી સાથ કીધી ને તમો પોતેજ મારી પુઠ પકડી રહ્યાં તેમાં હું શું કરૂં? શું તમને ના કહું કે તમારી સોબત મને પસંદ નથી?"

હીલ્લાંનાં દીલ માંહેના ગુસ્સાનો પાર ન હતો. તેણીનાં મનમાં કીનાની અગ્ની સળગી હતી. તેણીએ પોતાની મતલબને ખાતર પોતાનો સ્ત્રી દરજ્જો બી હલકો પાડ્યો હતો પણ તે સઘળું વ્યર્થ ગયું. તેણીના લીંગેલ બાપ અને બેહનો તેણીને મીહીણા મારશે તે તો એક વાત રહી પણ પોતાનાં મીત્રમંડળમાં તેની કેવી હસી થશે તે વીચારથી તેનું મોત થઇ ગયું. તે ઉઠીને સામી ઉભી અને ધ્રુજતા ઉસ્કેરાયલા સાદથી બોલી.

"તું નીચ માણસ છે, મારો જો મોટો ભાઈ હતે તો આવી હીચકારી ચાલ ચલાવવાની તું હીમ્મત નહીં કરતે. અમારી લાચાર હાલત જોઇનેજ તું આવી નાલાયક રીતે અમને "ઇનસલ્ટ" કરવા અહીં આવતો હતો હું તારી ઉપર થુકું છ."

આમ બોલી હીલ્લાંએ દીવાનીની પેઠે બેહેરામનાં આંગ ઉપર "થુ" કરી થુક ઉરાડી.

તે એટલો તો ઉસ્કેરાઇ ગયલો હતો કે આ પ્રમાણે કરનાર જો એક ઓરતને બદલે મરદ હતે તો તેજ ઘડી તેની ગળચી પીસી નાખને પણ ઓરત આગળ લાચાર.

તે ઉભો થયો અને પાછો બેસી ગયો. આખરે તે પોતાની છાતી ઉપર હાથ મુકીને બોલ્યો.

"મેં મારા જનમમાં નારી જાતીને અપમાન આપ્યું નથી અને તમારી ગમે એવી ચાલ છતાં હું આ વાર તમને અપમાન આપનાર નથી. હું તમને મારી ધણીઆણી કરીશ એવી મેં કોઇ દહાડે તમને આશા આપી નથી. એટલે તમને મારે હાથે ગેરઇનસાફ થયો હોય તેવું હેજ નહીં. ચાલો હવે વાત અહીંજ અટકવી જોઇયે—સાહેબજી."

બેહેરામ ઉઠયો પણ હીલ્ડાં આડી પડી અને બારણાને અઢેલીને ઉભી.

"સબર! મારા છેલ્લા સખુન સાંભળી લે ને તારી છાતીએ બાંધ. તું તારા મન સાથ એમ ધારે છ કે તું આજે મને હલકી પાડીને ફાવ્યો પણ જોજે હુંમી તો ખરી કે એનો સ્વાદ તુંને દેખાડશ. એક હીણાયલી ઓરત શું કરી શકે છે તેનો તુંને ખ્યાલ નથી. તેં મારી પ્રીતીને ઠુરકાવી નાખી છ પણ હવે જોકે મારો ધીક્કાર તુંને કેવી રૂમ રૂમ બોલાવે છ. હજુંમી તુંને મારા પગ આગળ નમાવીશ ને દેખાડીશ કે હીલ્ડાંને તરછોડી કહાડવામાં તેં કેવી ભુલથાપ ખાધી છે."

આ વાર હીલ્ડાં એક છેડાયલી વાઘણના જેવી દીસતી હતી. બસરાઇ બીલાડીની માફક તેના ડોળા ચમકતા હતા અને જાણે હમણા નખરીયાં મારશે તેમ લાગતું હતું. બેહેરામ ચુપચુપ ઉઠયો અને હીલ્ડાંએ બારણું ઉઘાડી હાથ લાંબો કીધો.

"જા—હીચકારા—તારૂં અહીંથી કાળું કર."

બેહેરામ મુગે મોહોડે નીકળી ચાલ્યો કે તુરત હીલ્લાં કોચ ઉપર ઢગલો થઇને પડી અને રડતી તથા ડચકાં ખાતી પોતાના મન સાથ સોગંદ લીધા કે ગમે તે થાય પણ બેહેરામનું નખ્ખોદ વાળું તોજ મારૂં જીવ્યું પ્રમાણ.

---

## પ્રકરણ—૩.

બેહેરામ જયારે છંછેરાયલાં જખમી દીલે પોતાના મામાજીના બંગલા "બાગો બહાર" તરફ ચાલ્યો ત્યારે તેની હાલત અદેખાઇ કરવાજોગ કયાંથી હોય. તેને હીલ્લાંની ચાલચલણ પેહેલાંથીજ નાપસંદ હતી પણ આજના બનાવ પછીથી તો તે તેણીનાં નામથી સુગાવા લાગ્યો. એક કોમળ સ્ત્રી ચાલી ચલાવીને કોઇ સાથ પરણવાનું માગું કરે એ વીચારથી તેના બાલેબાલ ઉભા થયા. આવી સ્ત્રી જે પોતાની સ્ત્રી મર્યાદા પોતાના ખીસાંમાં મુકે તે સ્ત્રી ધણીઆણી તરીકે શું પોતાની ફરજ બજાવવાની હતી? હીલ્લાંની ધમકીને તેણે તુચ્છકારી કહાડી હતી. તે તેને શું નુકસાન કરી શકનાર હતી? તેઓ હવે એક બીજાંથી અલ્લગ રહેશે એટલે એવો તે શું કીનો લેનાર હતી કે બેહેરામ બીયે. ઘણું થશે તો ઘેરે ઘેર જઇને તેની નીંદા કરશે પણ બેહેરામને સૌ કોઇ ઓળખતું હતું અને હીલ્લાંનેબી પીછાનતું હતું. તેણીએ ચીરડાઇને આ પ્રમાણે દમ દીધો હતો પણ એક નાજુક છોકરી શું કરનાર હતી? બધી જગત જાણતી હતી, કે એમાં

બેહેરામનો વાંક ન હતો પણ હીલ્ડાંએ ઉલટો તેનો છેડો ફ્રેડરનો પકડી રાખ્યો હતો.

ઘર પોહોંચ્યો તેટલાં બેહેરામનો મીજાજ ઉતરી ગયો. સઘળી વાત કહીને મામાજીને ફ્રેડરના સતાવવાની તેણે જરૂર જોઇ નહીં. ઘરડાજીનો જીવ નકામો કુહુરાવવામાં ફાયદો શો? મામાજીને હીલ્ડાં ઘણા પસંદ હતા. એટલે તેણાની ગેરચાલ વીશે સાંભળે તો નકામા દલગીર થાય ને ઓરતજાત વીશે ખાલીપીલી મનમાં વસવસો ઉતપન થાય. જો બધી વાત મામાજીને કહે તો વખતે હીલ્ડાંને "બાગો બાહાર"માં આવતી અટકાવે અને તેથી કચવાટમાં વધારો થાય.

આવા વીચાર મનમાં કરી બેહેરામે ઠરાવ કર્યો કે કંઇ બન્યું નહીં હોય તેમ આંખાડા કરી વાતને પડતી નાખવામાં સાર છે. મામાજીએ જોયું કે બે ચાર દહાડા સુધી બેહેરામ ઘણો અકળાયલો અને બેચેન રહેતો હતો પણ હશે, બન્યું છે, કરી કાંઇ બોલ્યા નહીં. એવામાં સારૂં થયું કે બેહેરામે પોતેજ આવીને પંદર દહાડા એક દોસ્તને ત્યાં માથેરાન જવાની રજા માગી.

"હા—જા દીકરા—તું અહીંનો અહીં મારી સાથે વીંટળાયા કરેછ તેથી તારોબી જીવ અકળાઇ આયો હોશે. જા, બે દહાડા જઇ આવ. તારા વગર મને એક ઘડી ચેન પડશે નહીં, પણ બે દહાડા નીકળી જશે. હું જાણુંછ કે ઘરડા મામાને એકલા મુકીને તુને જવા ગમતું નથી પણ તારો ચેહેરો ઉતરી ગીએલો છે ને તુને ચેંજની જરૂર છે,

તેથી બેલાસક જા, જો ઘોડા ઉપર બેસે તો તપાસીને બેસજે, નહીં, તો વળી કુદાકુદ કરીને મારાં હાડ ધ્રુજાવતો ના."

બેહેરામનું મોંહ ખુલી ગયું. તે જેમ બને તેમ હીલ્લાંથી દુર નાસવા માંગતો હતો. તેણે ગણત્રી કરી કે હીલ્લાં જ્યારે ઠંડી પડશે ત્યારે પોતાની બેવકુફી પોતાની મેળે જોશે અને ફરીથી "બાગો બાહાર"ના લોકનું નામ નહીં લેશે. પણ બેહેરામ પોતાની ગણત્રીમાં ચુકયો હતો.

તે માથેરાન ગયો અને પંદર દહાડાને બદલે એક મહીનો વાત કરતાં નીકળી ગયો. લુઇઝા પોઇંટ અને પોરકયુપાઇનની મજાહ જોતાં દહાડા પાણીના રેલાની પેઠે નીકળી ચાલ્યા. આજે પેનારામાપર પીકનીકે જવાનું છે ને કાલે રામબાગ જવાનું છે કરતાં અઠવાડીયાં ચાલ્યાં ગયાં. આખરે દોઢ મહીના પછી તેને લાગ્યું કે હવે બધું જુનું થઇ ગયું હશે એટલે તેણે પાછી પુને આવવાની તૈયારી કરી.

મામાજીને ઝાઝી કાગળપત્ર લખવાની ટેવ ન હતી. તે છતાં તેવણ આઠ દહાડે પંદર દહાડેબી એક કાગળનો કકડો નહીં લખે એ બેહેરામને લગાર નવાઇ જેવું લાગ્યું. બેહેરામે પહેલે દહાડે પોતાના પહોંચ્યાનો કાગળ લખેલો તેનોબી જવાબ નહીં મળે. જેમ મામાનો તેના ઉપર જીવ પ્રાણ હતો તેમ તેનો મામા ઉપરબી જીવ ઘણો હતો એટલે તેને વહેમ આવ્યો કે રખે તેવણ બીમાર હોય. તેના દોસ્તોએ તેને ઘણીબી રહેવાની આજીજી કરી પણ બેહેરામનો જીવ હવે ઉચાટ પડયો હતો અને એક દહાડોબી વધારે

રહેવાને તેણે ના પાડી. એ બધી મોહોકાણ પેલી અભાગણી ઢીલ્લાંને લીધે હતી એવા વીચારથી બેહેરામ હજીબી તેના ઉપર ઘણો ખફા હતો.

માથેરાનની સેહેલઘાહને છેલ્લે દીવસે બેહેરામ પોતાના ચાર દોસ્તો સાથે નાસ્તા ઉપર બેઠો હતો તેવામાં પાછું પુને જવાની વાત નીકળી.

"દોસ્ત બેહેરામ, તારા વગર કંઇ અટકી રેહેછ કે તું આએ પ્રમાણે નકામી જવાની ઉતાવળ કરેછ?" ફરદુન બોલ્યો.

"યાર, મને કંઇ જવા ગમેછ. પણ શું કરૂં, મારા બુઢા મામાજી તદન એકલા છે. બચારા તેવણ કેટલા મુઝાતા હશે."

મામાજીની વાત આવી કે સઘળા દોસ્તો મુગા મંતર થઇ ગયા. તે વેળા તો બેહેરામનું ધ્યાન તેપર દોડયું નહીં પણ પાછળથી તેને આ બનાવ ઘણા જોસથી યાદ આવ્યો હતો તે હવે પછી આપણે જોઇશું. બેહેરામ નાસ્તો કરીને ટટ્ટુની ગોઠવણ કરવા ગયો. તેટલાં દોસ્તો અપસઅપસમાં વાત કરવા લાગ્યા.

"સાંભળેછ કે રતન, મને તો કાંઈ સારૂં સુઝતું નથી. એ વાત ખરી હોશે કે?" દોરાબે વાત છેડી.

"કોણ જાણે બા, જગને મોહોડે કાંઇ તાળું છે? ગામમાં વાત તો ઉડીછ, પણ ખોટી હોશે, કારણકે બેહેરામ

તેવું હોતે તો પોતેજ કંઈબી કહેતે. ઉલટું એ તો મામાની કદર આઈને જાઉં જાઉં કરી રહ્યોછ."

"પણ એમ કાંય નહીં હોય કે એનાથી બધું છુપાવ્યું હોય?" ફરદુને તાપસી પુછ્યા.

"પણ છુપાવવાનું કારણ શું હોય?" રતન બોલ્યો.

"તે તો આપણે શું જાણીયે. મામાજીએ વીલ કીધું હોશે કે?"

"બલા જાણે—ને કીધું હોય તો ફેરવતાં શું વાર."

"લે ચાલો—લેઓ, બચારા બેહેરામને કંઇ અલવલ નહીં આવે તેની સલામતી. મને તો લાગેછ કે એ બચારો સુઝમાં રહેલો છે."

આટલી વાતચીત પછી દોસ્તો છુટા પડયા. સવારનાં પોહોરમાં બેહેરામ જવા તૈયાર થયો. તેનો જીવ ઘણો ઉદાસ હતો. રખે મામાજી સીક હોય એવી તેને વગર કારણની ફાળ પડી હતી. નેરલનાં સ્ટેશન ઉપર લોક ઘણું થોડું હતું. પુના તરફની ટ્રેન ધમધમ કરતી આવી અને તેમાં ઉતાવળેથી બેહેરામ પેહેલા કલાસમાં બેઠો. તેનું ધ્યાન હવામાં હતું એટલે ગાડી ઉપડયા પછી તેના જોવામાં આવ્યું કે તેજ કમપારટમેંટમાં એક જુવાન બાનુ પોતાની આયા સાથે બેઠેલી હતી. બેહેરામને ઓળખવા પારખવા વગર તેણીએ હસીને 'આવોજી' કરી આવકાર દીધો.

"જી. હું તમુને સારીકાની ઓળખું છે. તમારૂં નામ બેહેરામ, નહી? તમે ઘણા સરસ ક્રીકેટર છેઓ. છેલ્લી ગણેશખીંડની મેચમાં હું હાજર હતી. કેમ છેઓજી. સારી પજે છેઓ?"

બેહેરામ મનમાં ઘણો અજબ થયો. આ રમકડાં જેવી છોકરી કેવી સાદી, કેવી બોલકણી, કેવી બિસરાઉ હતી.

"તમે કાંહાંથી મુંબઇથી આવાં કે?" બેહેરામે પુછયું.

"વાય નહીં રે, હું તો ભાવનગરથી આવી ને દાદરનાં સ્ટેશનપરથી ટ્રેન બદલીને પુને જાઉં છે. પણ મરેરે, મારૂં ઘકખી કાંહાં ઠેકાણે છે. દોરાદોરીમાં બધું બાંધ્યું રૂંધ્યું તેની ગરબરમાં મારી પાકીટ બુક કેયે મેલાઇ ગઇ તેમાં મારી ટીકીટબી છે ને પૈસાબી છે. આયા, તું મરે એમની એમ, તુંબી મારા જેવી સુધલાજ છેજો. પણ ચાલો નાહી પાતી તો ઓછી પીરા. પુનામાં સ્ટેશન માસતરને નામ આપશ. ઘણું કરશે તો મારો સામાન અટકાવશે, કંઈ જીવતો નહીં લેશે."

આમ બોલી આ હસમુખી છોકરી "મરેરે મરેરે" કરી પેટ પકડીને હસવા લાગી. બેહેરામ પહેલાંતો ડાહ્યો ડાહેરો થઇને ગંભાર બનવા ગયો પણ પછી તો તેનાથીબી હસાઇ જવાયું. આખરે તે બોલ્યો.

"પણ એટલું બધું શું કરવા. તમુને જેટલા લાગે એટલા પૈસા મારી પાસેથી લઓની. ઘેર જઇને મોકલી આપજો તેમાં શું છે?"

"હેંક્યુ—પણ તમે મને ઓળખતા નથી ને હું પૈસા લઇને વટ્ટી જવશ તારે? તમેબી કેયા બોળાભટાક દેખું."

"નહીંજી, હું ધારૂં છ કે હું માણસને ચેહેરા ઉપરથી પાછાની શકવાની શક્તી ધરાઉંછ. જશે તો મારા જશે, તમારે તેની ચીંતા કરવી નહી." બેહેરામ હસીને બોલ્યો.

"ઓલ રાઇટ, માઇ ફ્રેંડ—બીહુતા ના—તમારા રૂપીઆ સલામત છે, મારૂં નામ રોશન. હું બીરારના ફરામરઝ તાલુકદારની દીકરી થાઉં. મારાં માએ બાવાજી હમણા પુને આવી રહેલાં છે. બાવાજી જાણશે કે મેં પૈસાની પાકીટ ખોબાવી નાંખી ને પારકા માટીડા પાસેથી પૈસા ઉછીના લીધા તો કોણ જાણે મને કેવાં ચીડવશે. પણ ચાલો, આપરે શું કરીયે. જી, હવે તમુને વીશ્વાસ આવશે કેની?"

"અરે એમ શું બોલોછ. પૈસા જેવી નજીવી વાતને સારૂં એવો અવીશ્વાસ હોય—જે છે તે તમુને મુબારક છે."

બેહેરામ મન સાથ વીચારવા લાગો "યા પરવરદેગાર, શું ચેહેરો, કેવો ગમતી સ્વભાવ, શું બોલવાની મીઠાસ અને ચાલાકી?" એટલાજ વારમાં તે તો લેલ પેપે થઇ ગયો હતો. તેણે પોતાની પર્સ કહાડી પણ રોશને તે હસીને તેના હાથ-માંથી ઝુટાવી લીધી અને પોતેજ ઉઘાડીને માંહેથી ફક્ત સાત રૂપીઆ કહાડી લીધા અને બોલી "લે ચાલો બેહેરામખાન સાહેબ—બ્યાજમાં મને એક કેક કરજટના સ્ટેશનપરથી લાવી આપો, મને તો એવી ભુખ લાગીછ કે જાણે મારો રૂમાલ ખાઇ જાઉં."

બેહેરામના આંગમાંથી વીજળી પસાર થતી હતી. આંખ બંધ કરે ને ઉઘાડે એવામાં પુનું આવી લાગયું અને તેઓ ઉતર્યા. રોશને બેહેરામને "શેકહેંડ" કરતાં કહયું "તમારા રૂપીઆ મોકલી આપશ હું—બીહતા ના—ફરસુદે બાવાજીને મળવા આવજો—સાહેબજી—બેહેરામ—ગુડબાઇ."

રોશનના જવા પછી જાણે બેહેરામનો સુર્ય અસ્ત પામ્યો. સ્ટેશનપર જોયછ તો ગાડી નહીં મળે. આગલે દહાડે ખાસ વરદી લખેલી ને તાર કરેલો તોબી એમ કેમ ? તેણે ભાડેની ટાંગા કરી અને ઘર ભણી ચાલ્યો. જાંહાં છે તાંહાં મામાજીના જીવને સારૂં નથી એવી હવે તેની બીક નક્કી થવા માંડી. બંગલા આગળ આવી પહોંચ્યો અને બહાર દરવાજા પર તાજી તોરણ બાંધેલી જોઇને એક વાત તો નક્કી થઇ કે સઉ સારૂં રૂડું છે. ગાડીવાનને પૈસા ચુકવી આપ્યા અને બંગલામાં પગ મુકતાંજ—એ આ શું ફેરફાર ! બધો જુનો સામાન જતો રહેલો ને તેને બદલે નવા સીલ્કના પડદા ને નવું ફરનીચર ચકચકી રહેલું. એવામાં પુરાણો કારભારી દાદી સામે આવી ઉભો. તેના મોંહ ઉપર પણ ગમગીનીની નીશાની.

"અહો, દાદી એ આએ બધો શું ફેરફાર ?"

"એ ફેરફાર શાનો સાહેબ ? તમે જાણુતા નહીં કે ! પંદર દહાડાની વાતપર મોટા શેઠ હીલ્લાં બાલીમોરીયા સાથ પરણ્યા ને મુંબઇ ખરીદી કરવા ગીઆંતાં, તે આજે સવારનાજ પાછાં આયાં ! !"

## પ્રકરણ—૪

બામા પરણ્યા! અને તેબી વળી હીલ્લાંની સાથે!! દાદી કારભારીના આ સખુન સાંભળી બેહેરામની છાતીમાં જાણે એક તીર વાગ્યો. તેનું માથું એવું ભમવા લાગ્યું કે પહેલાં તો આ મોહોકાણના સમાચારની પુર મતલબ તે સમજ્યોબી નહી.

"મામા પરણ્યા? તું શું બોલેછ?"

"હાજી શું હું કાંઈ જુઠું બોલુંછ? મોટા શેઠની નોકરીમાં મને વીસ વર્ષ થયાં અને હવે નવાં બાઇ કેહછ કે હું નકામો છેઉં."

"છટ, નાનસન્સ દાદી, તું આટલો ગભરાયછ શાનો. એમ કાંઇ હોય? જરા ધીરજ ધર. બધું પોતાની મેળે રસ્તે આવશે."

"અરે બાવાજી, તમે ભોળા છેઓ. જારે બધી ખરી વાત જાણશો તારે તમોબી ગભરાઈ જશો. મેં કાલે કહયું કે બેહેરામ શેઠ મુંબઇથી આવવાના છે ને સ્ટેશનપર ગાડી માંગીછ તારે બાઇએ સાફ ના કહ્યું. જો જો મારો બોલ ખરો પડેછ કે નહી. તમુનેબી આએ ઘેરમાંથી જે ઘડી જાયછ તેમાં જવું પડશે."

"ઓ મારા ખોદા. હવે શું કરું? દાદી, મામાનાં મિજાજનું ઠેકાણું છે કે?"

"તે તો ખોદાએ જાણે પણ શેઠ તો આ નવી બાઇ ઉપર નરા ઘેલા દીવાના થઇ ગયાછ. ઉઠ કહે તો ઉઠેછ ને બેસ કહે તો બેસેછ. તેવણ ઉપર એવા જુલમ ચલાવેછ કે મારૂં તો લોહી બળીને ખાક થઈ જાયછ. થોડા દહાડામાં બચારા શેઠને ખુણે નાખશે. તે તો સાહેબ એવણનું નસીબ પણ બેહેરામ શેઠ, હું તમારે ખાતર ખરેખર દલગીર છેઉં."

બેહેરામનો જીવ ફરી આવ્યો તે સોફા કોચ ઉપર બેસી ગયો અને મોહોડાં ઉપર હાથ ઢાંકયા. ડીલ્લાંએ તેની ઉપર કીનો લેવા સારૂં આ બધું રમખાણ રચ્યું હતું એવી તેની પકકી ખાત્રી થઈ. જયારે તેણીએ કીનો લેવાની ધમકી આપી હતી ત્યારે બેહેરામે તેને તુચ્છકારી કહાડી હતી. ત્યારે આએ તે કીનો. માથેરાનની ગેરહાજરીમાં આ સઘળો નાટક રચાયો હતો. ડીલ્લાંએ સોગંદ લીધા હતા કે કોઇબી રીતે 'બાગો બાહાર' ની શેઠાણી થવું અને તે સોગંદ તેણીએ આ નવાઈ જેવી રીતે પાળ્યા હતા.

ઘણો વાર વીચાર કરતો બેહેરામ બેસી રહ્યો. મામા હવે કેમ કરશે, ડીલ્લાંને સામુ મળતાં કેમ કરવું એ સઘળા અંદેશાથી તેનો જીવ ગભરાવા લાગ્યો. આ ચપરબંધી છોકરીના હાથમાં મામાના સુખનું સત્યાનાશ વળશે અને સાથે લાગું બેહેરામની પોતાની આશાઓનો કચ્ચડઘાણ વળશે. એવા વીચારથી તેની છાતી ઉઠલાવા લાગી. 'બાગો બાહાર'માં તો હવે તેનાથી રહેવાશેજ નહી એટલે હવે તે કયાં જશે?

"દાદી, એ લોક ઘેરમાં છે કે?"

"હાજી, હમણાજ ફરીને આયાં ને શેઠ કપડાં બદલવા ગીઆછ."

"તારે જરા જાની, ને મામાને કહેની કે હું આયોછ."

"વારૂંજી, તમારો સામાન ઉપર લઇ જાઉં કે?"

"હા—મારા ઓરડામાં મુક—હું અબઘડી આઉંછ."

"પણ—પણ—સાહેબ તમારો પોતાનો ઓરડો તો બાઇએ ખાલી કરાવ્યોછ. તેમાં તો બાઇએ પોતાનો બેસવાનો ઓરડો જુદો કરાવ્યોછ."

"હેં? તારે મારે સારૂં કાંહાં ગોઠવણ કીધીછ?"

"પેહેલે માળે ગોડાઉનની પાસે પેલો પરત ઓરડો ઉતો તાંહાં તમારો કોચ મુકેલો છે."

બેહેરામને ઘણું દુઃખ લાગી આવ્યું, જે ઓરડો તેની બચગીથી તે વાપરતો હતો તાંહાંથી તેનો સામાન હડસેલી કહાડવાની આ ઉતાવળથી તેને મોટું અપમાન લાગ્યું. તે સમજી ગયો કે તોફાનનો પવન ફુંકવા માંડયો હતો અને તેની આ નાની પણ પેહલી નીશાન હતી. લોહીનો ગોટ ગળીને તે આ નવા ઓરડામાં ગયો અને ઇંગ્રેજી કપડાં કહાડી નાખીને ઉદાસ જીવે પોતાના રાબેતાના કપડાં પહેર્યા અને મામાને તથા તેવણનાં નવાં મોહોરદારને મળવા છાતીએ ગાંઠ બાંધીને તૈયાર થયો.

તે ઝડપમાં ડ્રાઇંગ રૂમમાં આવ્યો તો નવાં શેઠાણી અગાઉથી આવીને બેઠેલાં હતાં.

તેવણે ખુબ ઠહેરો કીધેલો હતો અને આંગળીએ પાંચ છ હીરાની વીટીઓ લટકાવી હતી. મામા હજુ નીચે ઉતરયા ન હતા. ખરી વાત એ હતી કે મામા પોતાના ભાનેજને પેહેલાં મળવાને બીહતા હતા તેથી જરા નવું જુનું કરવાને પેહેલાં હીલ્લાંને ડ્રાઇંગ રૂમમાં ધકેલી હતી. પોતાને બાપને તોલના મામાની આ હીચકારી ચાલ સમજી જઇને બેહેરામના અંગમાં જે બળાપો જળવા લાગો તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.

બેહેરામને દાખલ થતાં જોઇ હીલ્લાં ઉભી થઇ અને તેના તરફ નાકના ફીફડાં ફડકાવીને જોવા લાગી. આ તેણીની જીતનો અને બેહેરામની હારનો વખત હતો એવું તે દેખાડવા માગતી હતી. હીલ્લાંએ બેહેરામ સાથ પરણવાની માંગણી કરી હતી અને તે બાદ તેઓ મરાઇ પડયાં હતાં તે વાત મામા જાણતા નથી એવું હીલ્લાંએ પેહેલાંથી નકકી જાણી લીધું હતું. આ વાર તે બેહેરામ તરફ મોટા ધીકકાર અને ગુસ્સાથી જોતી ઉભી હતી. મામા આવી પહોંચે તે અગાઉ પોતાનો ક્રોધ બતાવી લેવાનો આ વખત હતો.

"કેમ બેહેરામ, એમ ફગલાઇને ઉજરો વાખ શાને થઇ ગયો. સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો બી આવે. કેમ હવે શું કહેવું છ?"

"કંઇબી નહીં—કહે શું!" આ વાર બેહેરામના મોંહ ઉપર તીરસકાર સાફ પ્રગટી રહ્યો હતો. ફકત વેર લેવાને ખાતર એક જુવાન સ્ત્રી આ પ્રમાણે પોતાને વેચે! બેહેરામના ચમકતા ડોળા અને મોંહ ઉપર ધીકકાર જોઇ

હીલ્લાંની ધારજ રહી નહી. તે વાઘણની પેઠે છેડાઇને બોલી.

"જો સાંભળ, તારી આએ ભપકી હવે ચાલવાની નથી, જો તુને આએ ઘેરમાં રહીને ટુકડો રોટલી ખાવી હોય તો મારી આગળ નમવુ પડશે. તું જાણે કે એમ દમ કરીને ફાવી જાઉં પણ તે મારી આગળ ચાલશે નહીં."

"મને એવો ટુકડો જોહતો નથી. મારૂં નસીબ મારી સાથે" બેહેરામે ફક્ત સાદો ઉતર આપ્યો.

"એ બધી ભટાઇ હું સમજુંછ. મેં તુને પહેલાંથીજ કહ્યું હતું કે હું તારી જમ થઇ લાગશ. તે હવે જો."

"મારી ઉપર વેર લેવાની હું તમને તક આપનાર નથી. તમે છેઓ ને તમારૂં ઘેર છે. આએ ઘેરમાં તમારી સાથ વસવું હું પાપ સમજુંછ. માત્ર મારી એટલીજ અરજ છે કે આએ બચારા ધરડાને તમે ફસાવીને ખાડામાં નાખ્યોછ તો હવે એની ઉપર જુલમ ગુજારતાં ના."

"અરે જારે, મુવા રજળા પીંજારા—મને એવું એવું બોલનાર તું કોણ—જો ફરીથી—

પણ હીલ્લાં અચબુચ મુગી થઇ ગઇ કારણકે મામાનાં આવવાનાં પગલાં સંભળાયાં અને પહેલેજ દહાડે આ પ્રમાણે રમખાણ જગાડવાની બેઉની મતલબ ન હતી. બારણું ઉઘડયું અને મામા દાખલ થયા. તેવણે પોતાના બાલને કલ્પ કીધો હતો અને નવી સ્ટાઇલનાં કપડાં સજીને નવજવાન બન્યા હતા. તેવણ ભપકામાં દાખલ તો થયા

પણ ધણીઆણીને જોઇને ખસીયાણા જેવા બીવેલા દીસવા લાગ્યા. દાદીએ બરાબરજ કહ્યું કે બાઈ આગળ શેઠ તો નરા ગોલામ જેવા છે. તેવણ બેહેરામ આગળ હસ્તું મોંહો કરીને આવ્યા ખરા પણ બારે ડોળે ધણીઆણી ગમ નજર રાખ્યા કરતા હતા.

"કેમ બેટા બેહેરામ—તુને કેવા અજબ કીધો? કેમ? સારૂં થયું કેની? જો તું મને ખુશી રાખવા માંગતો હોય તો તારી મામી સાથ સારૂં રાખજે ને તમે લોક મને કુહુરાવતાં ના."

"એ વાય જમશેદજી, વરી એમાં કુહુરાવાનું શાનું ખુશી શું ને નહીં ખુશી શું? આપરે કાંઇ કાછીઆં માં-છીઆ છૈયે કે આખો દાહરો મરાયા કરીયે. વરી ગામનો રાહ તે આપરો રાહ."

પણ બેહેરામ કંઈ બોલ્યો નહીં. આ અભાગણી ઓરત સાથ મામાના દહાડા કેમ જશે અને તેવણના ઘડપણમાં તેવણની કેવી દુરદશા થશે તે વીચારથી તેની આંખમાં પાણી આવી ગયાં. કંઇબી બોલવું તો જોઇયે એવો વીચાર કરી બેહેરામ બોલ્યો.

"મામાજી, હું ખરાં અંતઃકરણથી ઈચ્છુંછ કે તમે જે સુખની આશા રાખોછ તે પાર પડે."

"તો—તું કહેશે તારે કે?" હીલ્લાંથી બોલ્યા વગર રહેવાયું નહીં પણ મામાનો દઘાયલો ચેહેરો જોઇને તુરત વળા તો અખાડા કરી ગઈ.

"દીકરા બેહેરામ, તું શું એમ સમજેછ કે આએ ફેરફારૂથી તુંને કશી અડચણ આવશે? જો, જુવાનીમાંથી મારો ભવ એકલો બળી ગયો ને હવે જરા સુખ જોઉં એવી મારી ઉમેદ હતી. વરી મારી આગળ પાછળ કોઈ મળે નહીં, દુઃખ સુખની વખતે આગળ બેઠી હોય તો જીવને કેટલો સધીઆરો. મારો ટાંકો ટેભો કરનાર કોઇ જોઇયે કેની? તું અસલથીજ મારા દીકરા જેવો હતો ને હજુરબી તેમજ છે. કેમ ઢીલ્લુ?"

"બા, આપરે કંઈ જાણતાં નહીં. લે ચાલો, ટેબલપર આણું કેહારનું આવીને ઠંડું પડેછ ને એમ લાંબી લાંબી લમ્બાસ હાંકવામાં કાંઈ દહાડો ઉગરયો નહીં."

આટલું બોલી ઘરડાજીનો હાથ પોતાની બગલમાં લઇને ઢીલ્લાંએ ચાલવા માંડયું. ટેબલ ઉપર ભાત ભાતના પકવાનો મેલેલાં હતાં પણ બેહેરામની ભુખ તદન મરી ગઈ હતી અને મામાનું બધું ધક ધયાન નવી મામીને ટીકીઆ કરવામાં ગુંથાયલું હતું. પણ આ બેને બદલે મામી પોતે ત્રણને ભાગનું જમતાં હતાં અને બેહેરામે નાસીપાસી સાથે જોયું કે ચારને બદલેનો દારૂ આસાનીથી ઓતી જતાં હતાં. મામાબી ભભરાયલા દીસતા અને બેહેરામ અંદેશામાં હતો કે આ મામલો કાંહાં સુધી ચાલશે અને તેણે હવે પછી શું માર્ગ અખત્યાર કરવો. આએ અરધા કલાકના અરસામાંજ બેહેરામે જોયું કે તેની બચગીનુ ઘેર તેને અંજાયું અને કરડવા આવે તેલું લાગતું હતું.

તે આજે ઘેરના છોકરા જેવો નહીં પણ એક પરાણા જેવો લાગતો હતો અને હીલ્લાં તેને સખ્ખે રહેવા દે એ બનવા જોગ ન હતું.

મોહોબતની જંજીરમાં બેગ્નું જોઇ બેઠેલા મામાજી વટીક પામી ગયા કે ચોકઠું પાધરૂં ઉતરે તેમ નથી. એણી મેર મામાની જ્યારે નજર હોય ત્યારે હીલ્લાં જાણે કશામાં હોય નહીં તેમ હોજરૂં ભર્યા કરતી હતી પણ જ્યારે તેવણની નજર ખસે કે બેહેરામ ઉપર આવડા આવડા ડોળા કકડાવતી. જમી રહ્યા પછી વળી પાછી તે પોતાના ધરડાજી આગળ જઈને બેઠી. તેનું કારણ સમજવું સેહેલ છે. મામા ભાણેજ એકલા મળે અને કાંઈ વાત કરે તેની તેણીને ઘણી બીક હતી અને તે લીધે તે ધરડાજીને વીહલા મુકવા માંગતી ન હતી.

ગરીબ બીચારો બેહેરામ! જ્યારે હીલ્લાં પોતાના ધણીને અશતમ પશતમ સમજાવીને હવા ખાવાને મસે બારી આગળ લઈ જઈ ઉભી તારે બેહેરામ મન સાથ અફસોસ કરવા લાગ્યો. યા પરવરદેગાર મેં શું એવો ગુનાહ કીધો હશે કે તેની મને આ સજા થાય છે. ચીંતા નહીં, સબુરી મોટી ચીજ છે. એમાંથાબી કંઇ સારૂંજ થવાનું હશે.

પણ સજાબી કાંઇ જેવી તેવી ન હતી. બચગીના ઘેરમાંથી હાડમાર થઇને નીકળી જવું, ખાધાપીધાના અવકરા, હવે પછીની સઘળી આશાઓનું ધુળ મળવું એ કાંઇ નાની

સુની વાત નથી. તેણે વીચાર કીધો કે અચચુચ તરછોડ કરી નીકળી જવામાં મામાજીનું દીલ દુખાશે અને ગામનાં લોક કુપી ખાશે કે અદેખાઇને મારે તેણે આ પ્રમાણે પોતાના પગમાં પોતેજ કોહાડી મારી તેથી બેહેતર છે કે પાંચ પંદર દહાડા વાર જોઇને પછી કુનેહથી કામ લેવું. જે દહાડેથી બેહેરામ એકવીસ વરસનો થયો તે દહાડેથી મામાજી તેને પાકીટ ખરચ સારૂં દર માસે પચાસ રૂપીઆ આપતા હતા. જો 'બાગો બાહાર'માંથી જવુંજ પડશે તો આ લવાજમમાંથી જેમ તેમ કામ ચલાવીશું એવું તેને લાગ્યું. મુગે મોહોડે પોતાના સુવાના ઓરડામાં જાય તો દુશમની તુરત જણાઈ આવે એટલા માટે તે મામા મામીની રજા લેવા ગયો.

શેઠાણી પીયાનો ઉપર બેસી વગાડતાં હતાં અને ધરડાજી તેની પાછળ ઉભા રહી ઘેલા ગાંડા જેવા તેણીના બાલ પસવારતા અને બચ્ચાંના જેવા ચાળા કરતા હતા. બેમાંથી એકબી બેહેરામને આવોજી જાવોજી કીધું નહીં. તે બેઠોછ કે ઉભોછ તેનીબી તેઓને દરકાર ન હતી એટલે નીરાશીનો એક નીસાસો નાખીને તે પોતાના ઓરડામાં સુવા ગયો.

આ પ્રમાણે ધડક ધુજરાનો એક મહીનો પસાર થઇ ગયો. મામાની મુર્ખાઈ ઉપર સારૂં ગામ હસતું હતું. તે બેહેરામના સાંભળવામાં આવતું એટલે તેનો કંઠે પ્રાણ આવતો હતો. ચાલતાં ને હાલતાં હીલ્લાં તેને દેખાઇતું

અપમાન કરતી તે તેણે મુગે મોહોડે સાંખ્યુ. મામાજીબી તેનાથી અલગના અલગ છુપાતા ફરતા હતા. પણ, એક દહાડે સઘળો ઉભરો બહાર પડયો.

તબેલામાં ત્રણ ગાડી અને ચાર ઘોડા હતા તેમાં એક કાળો આરબી ઘોડો હમેશ બેહેરામજ વાપરતો હતો. બલકે સઘળા નોકરો તેને બેહેરામજીના ઘોડા તરીકેજ ઓળખતા હતા. દાદી કારભારીને તો બાઈએ એક દહાડાની નોટીસ વગર રજા આપી હતી અને મામાજીએ જયારે કારણ પુછયું ત્યારે બાઇ છેડાઈ પડયાં કે તે બાઇની સામો તરતર જવાબ આપતો હતો. બાઇએ પોતાની પસંદગીનો નવો કારભારી રાખ્યો હતો.

એક દહાડે સવારના બેહેરામે હુકમ મોકલ્યો કે પોતાનો ઘોડો ડાગકાર્ટમાં જોડી લાવે. જરા વારે નવા કારભારીએ આવીને તડકડાની કાની કહ્યું :—

"ગાડી જોડવાનો બાઇનો હુકમ નથી."

બેહેરામના ડોળા ફાટી ગયા તે ગુસ્સામાં ઉઠયો અને ડ્રાઇંગ રૂમમાં જઇને હીલ્લાંની સામે ઉભો.

"શું તમે મારે સારૂં ગાડી જોડવા ના કહીછ?"

ચીથરાં ફાડવા માટે બાઇ તો કેટલા દીવસ થયા તાગડોજ ધડતાં હતાં તેવણ ભવાંનો ચીલ્લો ચહડાવી બોલ્યા :—

"હા, મેં ના કહીછ?"

"પણ કાંય, એમ કરવાનું કંઇ કારણ?"

"કારણુબી નહીં ને બારણુબી નહીં—મારા જીવની ખુશી."

"પણ તમને માલમ તો છે કેની કે એ ઘોડો તો મામાજીએ મારા પોતાના વપરાસ સારૂંજ આપેલો છે?"

"મને કાંઈ માલમ નથી—એ ઘોડો તો મને જોઇયેછ. તુંને જવું હોય તો ખોદાએના આપેલા પગ છે કેની? વરી ભીખારીના છોકરાઓને ગારી ઘોરા શાના જોઇએ? શું કાંઇ તારા બાપદાદાની અહીં ખાણ ડાટેલી છે?"

"તારે તમે છેલ્લે પાટલે બેઠાંછ અને મને અહીંથી કહારવા માંગોછ?"

"હા. જ્યારે તેં મને કુત્રાંની કાણી હરકાટી કહાડી તારે હવે હું તુંને તેથી ચાર ચાસણી સરસ સવાદ દેખાડશ."

"તારે હુંબી કેહુંછ કે તું ઓરત નથી પણ ડાકણ છે. તું અહીં ભરાઇને મારા મામાનું કલેજું કોત્રી ખાવા આવીછ."

"ઠીક છે.—આએ બધા બોલ યાદ રાખજે."

"તું હવે વધુ શું કરવાની છે, ઓ પેદાના કરનાર, એક માણસ ઉપર તું જે જફા પાડે તે સંખાશે પણ હરગીઝ થઇને કોઈ નાપેકાર ઓરતને બસ પાડવાની સજા કરતો ના."

"ચાલો હવે તમે અહીંથી પતો. હું હમણા જમશેદજીને કેહુંછ કે જે ઘેરમાં મને આવું અપમાન થાય તાંહાં હું પાણી પીવા ઉભી રહેવાની નથી."

હીલ્લાં ઉઠી અને જમશેદજી ફ્રેઝરના ઓરડામાં ગઇ. શા સારૂ તે આ પ્રમાણે ધસીને ગઇ હતી તે બેહેરામ સારીપેઠે જાણતો હતો. કાચ્ચા કાનના મામા આગળ પહેલાંથી મરી મસાલો ભભરાવીને ફર્યાદ કરવાને માટે તે ગઇ હતી.

"મરવા દે—હવે તો જે તે છુટકો થાય તોજ ઠીક, નહીંતો હાય સોસારાએ માથું ફરી જશે." આમ બોલી બેહેરામ બેસી રહ્યો.

---

## પ્રકરણ—૫.

મામાજી પોતાના ઓરડામાં બેસીને ગુપચુપ લખતા હતા ત્યાં અચબુચ હીલ્લાં ધસી આવી અને ઝપ દેતી કોચ ઉપર પડી જઇને ઝાર ઝાર રડવા લાગી. તેણીના ધનધનઘોરી ધણી હાથમાંથી કલમ ફેંકી દઇને આસીબાયલાની પેઠે દોડી ગયા.

"મારા જાન, મારી હીલ્લુ?—શું છે—શું છે? એમ કાંય કરેછ?"

"અરે તમારી હીલ્લુબી મુઇ ને સૌ બરી ગયું—ઉં—ઉં—ઉં."

" અરે પણ તોબ્બી. જરા મને તો કેહ. મારી બારકીને કોણે એમ ફુહુરાવી ? "

હીલ્લાંએ પેહલાં તો ઘણા મચ્ચકરા કીધા પણ પછી ઘરડાજીને સારી પેઠે ટવળાવી ટવળાવીને બોલી ઉઠી :—

" જો જમશેદજી, તમે મારે મોહોને ના બોલાવો. શું કરૂં, આજે બબે મહીના થયા હું હેરાન ને પરેશાન થાઉંછ પણ કોણ બોલે કોણ બોલે કરી ગરે ગાંઠ દઇને બધું ખમ્યા કીધું. પણ હવે મારેથી ખમાતું નહીં. આએ તમારો ભાનેજ મારા જીવનો કાળ થઇ બેઠોછ. મને રોજ તરેહ તરેહનું બોલેછ અને હવે તો હાથ ઉંચકવાનોજ બાકી છે. મને તો લાગેછ કે જે દાહરો જાયછ તેમાં કોઇ વખત તેમબ્બી થશે. હું હવે તમારાં ઘેરમાં રહેવાની નથી. હું તો મારા બાપને ઘેર જાઉંછ—ઉં—ઉં—ઉં—

જમશેદજી તો ઉજળા વાઘ જેવા થઈ ગયા. તેવણના હાથ ધ્રુજતા હતા અને જાણે ઓય પડી જશે તેમ દીસવા લાગ્યા. પણ હજુ હીલ્લાંને કામ કહાડી લેવાનું હતું તેથી ડોસાજીને કોટી કરી પડીને જુઠ્ઠું જુઠ્ઠું ડુસકાં ખાવા લાગી.

" પણ જરા ધીરી પડ—એટલું બધું તે શું છે. ઘેર મારૂં છે, કાંઇ એ ડુકતાનું નથી. એને હું આજનો આજ લાત મારીને ઘેરમાંથી કહાડશ. તું શું કામ અકળાયછ. એની શું મગદુર કે તુને " તું " કરીનેબ્બી કહે. "

" નહીં જમશેદજી ! લોક મને ટુપી ખાશે કે આગળ રહીને છોકરાને બહાર કહાડયો. એનું ઘેર એને મુબારક.

હું તો જેમ તેમ રરી બરીને મારો દહાડો પુરો કરશ, બસ મને જવા દ્યો—મારા સમ—તમારી ઉપરથી મરી જાઉં."

"નહીં બસ નહીં—આજે મને વારૂં આવેલું છે. જો હીલ્લુ તું આજે વચમાં પડે તો મને રરે—બસ નહીં."

"લે ચાલો—વખત બે વખત સોગંદ ના ખાઓ. રરે કોઇની બલા. જેમ તમારે ગમે તેમ કરો પણ એ ગામમાં જઇને લોક આગળ જુઠાં સાચ્ચાં નહી કરે તે સારૂં એને કાંઇ ઝાંસો તો સારૂં."

આ પ્રમાણે ધરડાને બરાબર રંગપર ચહડાવીને હીલ્લાંએ સઘળું ચોકઠું બરાબર રચ્યું.

મામા ચેક ઘુક ઉંધાડીને વીચારમાં બેઠા.

"એને શું આપીને કાહારીએ?"

"વરી શું આપે, પાનસો રૂપીઆ ઘણા થયા."

મામા વીચારમાં પડયા. તેવણ બેહેરામને દર માસે સારી રકમ આપતા હતા એટલે પાંચસો રૂપીઆ એકીવારે આપી દેઇને તેને ખંખેરી કહાડવાનો તેમનો જીવ ચાલ્યો નહીં. "હીલ્લુ—આજ સુધી એને મેં મારા છોકરા દાખલ પાળ્યો એટલે હવે—"

"તો હજુરબી ચાલોની, મેં કાંહાં આરા હાથ ઝીધા? તમે ઢેરનું ગારૂં મને આગળ કરવા માંગોછ કે? હું તો કેહારની કહુંછ કે મને જવા દ્યો." આમ હીલ્લાં છછણી ઉઠી. "એને જારે ગરજ પડશે તારે પોતાની મેરે બીખ

માંગવા આવશે. એમ ઝપાઝપ રૂપીઆ કહાડી આપો તારે તો ઉલટો બેઆબ્ત થઇ જશે."

"બરાબર છે. ઓ મારા જાન, તારા વગર હું શું કરતે. લે આ એક ચેક છે તે એને મોકલાવી આપ. ખબરદાર, તું જતી ના. દાદીને કહે કે એને કહીયે તારાં કપડાં ચપડાં જે હોય તે લઇને ચાલી જા."

હવે ચેક ઉપર ખુણામાં મામાજીએ રૂપીઆ ૫૦૦ એમ લખ્યું અને સહી કીધી પણ અંકે "રૂપીઆ પાંચસો" એમ લખે તે અગાઉ તો હીલ્લાંએ ચેક લઇ લીધો અને ચાલવા માંડયું. જમશેદજી ફ્રેઝર આ વાર એવા ગભરાયલા હતા કે આ પ્રમાણે થવાનું તેવણને ભાન રહ્યું નહીં.

હીલ્લાંના જવા પછી તેવણની છાતી ઉડલાવા લાગી કારણકે અંદરખાનેથી તેવણ બેહેરામને પોતાનાં ફરજંદની પેરે ચાહતા હતા. પણ તેવણે વીચાર કીધો કે જરા સખ્તાઇ બતાવશું તો પોતાની મેળે ઠંડો પડી જશે ને મામી પાસ માફ માંગશે કે બધું રસ્તે આવી જશે. જે ઘડી જાયછ તેમાં બેહેરામ ખુલાસો કરવા આવશે એવી આશામાં તેવણ બેસી રહ્યા. પણ હીલ્લાં કાંઇ કાચ્ચી ન હતી. તેણીએ દાદી પાસ બેહેરામને કહેવારયું હતું કે શેઠે હુકમ મોકલ્યોછ કે ઘરમાં કોઇનેબી મોહોડું દેખાડવા વગર તેણે ચાલી જવું, નહી તો ધક્કા મરાવીને કહાડી મુકવામાં આવશે!

* * * *

ગોરપોરી લાઇનસ આગળ મેદાનમાં એક કલબનો તંબુ નાખેલો હતો તેમાં ચાર મીત્રો ઘણીજ ગંભીરાઇથી ઘુસઘુસ કરતા બેઠા હતા.

"દોસ્ત બેહેરામ, આએ તારી ઉપર એક જાતનો ખરે-ખર જુલમ છે" રતન બોલ્યો.

"જેમ મારૂં કીસમત. કંઇબી એવું થશે એમ મને બે મહીના થયા આગાહી થતી હતી. હવે માથું કુટવામાં કંઇ સાર નથી. ઘેરબાર તો બળી ગયું. તેની મને પરવા નથી પણ મામાજીએ કહેવાડયું કે એમના એમ ચાલી જવું, નહી તો ધક્કા મરાવીને કહાડી મુકશે, તેથી મારો જીવ ઘણોજ ખાટ્ટો થઈ ગીયોછ. ઘરડાજીનો હજુર મારી ઉપર પ્યાર છે. જોની, મને પાંચ હજારનો ચેક મોકલી આપ્યો. હું ધારૂંછ કે એવણની નવી ઢીંગલીને એ ખબર નહી હોશે નહી તો એમ પૈસા આપવા નહી દેતે" બેહેરામે ઉતર દીધો.

"તુંને હાથો હાથ ચેક આપ્યો કે?" બીજા દોસ્ત દોરાબે પુછયું.

"નહીં—દાદી રરતી આંખે મને મામાનો હુકમ કેહવા આયો તારે સાથે એનવીલોપ મારા હાથમાં મુકયું ને બહાર જઇને જોઉંછ તો પાંચ હજારનો ચેક ઉતો. લે ચાલો દોસ્તો, મારી ખરાબીને લીધે તમો લોકને દલગીર કરવાનો મને હક નથી. હવે તમારી સલાહ આપો કે મારે શું કરવું?"

"તુંને કંઇ દેવું છે કે બેહેરામ?" ફરદુને પુછયું.

" હા—બારસે પંદરસે રૂપ્યા આસપાસના આપવાના છે. "

" તારે તારા હાથમાં સાડા ત્રણ હજારને સુમારે રહેશે. મારી પાસેબી એટલા છે. ચાલ આપરે અમેરીકા જઈયે ને તાંહાં કંઈ નસીબ અજમાવ્યે. એ રાંડીયાઓનું નામ બાળી મુક " ફરદુને ખરી દોસ્તીના હકથી સુચના કીધી.

" નહી બીરાદર "—બેહેરામ બોલ્યો " મને પુનું છોડી જવા હાલતરત ગમતું નથી. બચારા મારા મામાજીને આએ વીંછણના હાથમાં મુકી જવાનો મારો જીવ ચાલતો નહીં. કોણ જાણે એવણનો શું ઘડો લાવડો કરી મુકે. 'બાગોબાહાર' પોતાના નામપર લખ્યાવી લે તો પછી મામાના આવરદા ખોટા."

" પણ તારે તું કરવા શું માંગેછ ! " દોરાબે ચીંતાથી પુછયું.

" જો દીકરા બેહેરામ—આપરી દોસ્તી કંઈ મોહોનાપરની નથી. આપરે બચગીથી ભાઈ જેવા છૈયે. તું ગુસ્સો નહી કરે ને મનમાં ઓછું નહી લાવે તો કહું કે હાલ તુરત તો તું મારે ઘેર આવ, મહીનો બે મહીના ઠર પડીને રાહબાટ જો ને પછી આસતે રહીને આપરે કંઈ વીચાર કરશું. મારાં માએ બાવાને રાતના મેં જમતાં પુછયું તો તે લોક તો ખુશી થઈ ગીઆં. મને કશી અગવડ પડવાની નથી" રતને ખરાં દીલથી માંગણી કીધી.

બેહેરામ આંખમાં પાણી લાવીને બોલ્યો " શાબાશ, ગમે તે થાઓ પણ તમારા જેવા દોસ્તો હજારો રૂપ્યાની દોલત કરતાં વીશેશ છે. નહી, બીરાદરો. હુ એમ આળસમાં રોટલો

ખાવું તો સીક પડી જાઉં. મેં મારો ઠરાવ કરી મુકયોછે. મારા સાંભળવામાં આવ્યું છે કે કેનટોનમેંટ હાઇ સ્કુલમાં ફર્સ્ટ આસીસટંટ માસ્તરની જગા ખાલી છે, અને તે લોક મારા જેવો એક બી. એ. શોધે છે. જો એ લોક ક્રીકેટના કલાસબી મને સોંપે તો સવાસો રૂપ્યે રહેવા હું રાજી છું."

"શું? તું એક સ્કુલ માસ્તર થાય? તારા મામા તો ઝેર ઝેર ફાંકશે."

"મામાને મારી ભલ ફકર પડીછે. તેવણની આગળ તો નાચવા સારૂં નવું રમકડું આવેલું છે. હું તો ધારૂંછ કે સાંજને છેડે પોર્યાઓ સાથ ક્રીકેટ રમવાની મજાહ પડશે ને વળી મામાની ઉપર હું નજર રાખતો રહેવશ."

બેહેરામના મીત્રો હવે શું કરે? તે લોક જાણતા હતા કે બેહેરામે એકવાર ઠરાવ કીધો કે પછી તેને ફેરવવો મુશ્કેલ.

બેહેરામના સાચ્ચા દોસ્તો ઘણા હતા અને ચોતરફથી તેને મદદની આફરો આવવા લાગી પણ બેહેરામે તે સ્વીકારવાને અથવા કોઇને માથે પડવાને ઘણી મીઠાસથી ના પાડી. જે હાઇ સ્કુલમાં તે રહેવા માંગતો હતો તે જગા તેને મળી અને કરકસરથી કામ ચલાવવા માંડ્યું. પણ જે દુકાનદારો અગાઉ તેને જમશેદજી ફ્રેઝરનો વારસ સમજીને સોના રૂપાનાં ઘડીઆળો અને વીંટી છેડાઓ ઉધાર વેચતા હતા તે હવે સઘળા ચમકયા અને ચહડી ગયલા આંકડાઓ ઝટોઝટ આવવા લાગ્યા. બેહેરામ બધી વાતે શ્યાણો હતો

પણ તેને કરકસર આવડતી ન હતી એટલે થોડી મુદતમાં પેલા પાંચ હજારનું લગભગ તળીઉં દીસવા લાગ્યું.

*　　*　　*　　*

પતેતીને બે એક દહાડા બાકી હશે તેમ એક દહાડે બેહેરામ સોલજર્સ ગારડનમાં બેંડ સાંભળવા ગયો ત્યારે અચબુચ મામાની ગાડી એક બાજુએ ઉભેલી જોઇ. ખુણામાં મામા શેઆલ લપેટીને ઢગલા જેવા થઇને ઝુકતા હતા. બેહેરામને લાગ્યું કે તેવણનો ચેહેરો જરદ મારી ગયો હતો અને ધરડા બમ્બ થઇ ગયા હતા. મામી અંદર નહી હતાં એટલે કોઇ બીજી ગાડીમાં જઈ બેઠાં હશે એમ લાગતું હતું. મામાની આ અવસ્થા જોઇ બેહેરામનો જીવ બળી ગયો. તે ગાડી આગળ ગયો અને હળવેથી બોલ્યો.

“ મામાજી.”

જમશેદજી જાણે તુરતનાજ ઉંઘમાંથી બીદાર થયા હોય તેમ હુશીઆર થયા પણ કોણ છે તે જોયું કે તુરત મોહોડું મરડી નાખ્યું.

બેહેરામને ઘણું દુઃખ લાગ્યું પણ મામાને થકી જીવ જળાવી બોલ્યો “મામાજી, કાંય? મારી સાથે બોલતા નહી! મેં તમારી એટલી બધી શું ગુનેહગારી કીધી?”

પણ મામાજીએ ડોક ફેરવેલીજ રાખી અને કંઇબી જવાબ દીધો નહી એટલે નીસાસો નાખીને બેહેરામ ત્યાંથી ચાલ્યો ગયો. તેને ‘બાગોબાહાર’માંથી હાંકી કહાડયો હતો તે કરતાંબી આ દુઃખ તેને વધારે લાગ્યું કે મામાજી એકલા

હતા, આવા નખાઈ ગયલા હતા તેઓ તેના તરફ જોવાને ના પાડી !

જો બેહેરામ જરા વાર મોઠો થયો હતે તો તેના જોવામાં આવતે કે તુરતજ હીલ્લાં આવી પોહોંચી. તે જરા આંગે ભરાઇ હતી પણ ખાઉં કરકું જેવી લાગતી હતી. તે ધણ દેતી ગાડીમાં બેસી ગઈ અને ઘોડાવાળાએ બારણું બંધ કીધા પછી ધણી તરફ જોવા લાગી. ડોસાજીની આંખમાં પાણી જોઇને તે ખબરીને બોલી :—

"વરી શું થઇ આયું ? એ રોજ રૂઠીને તમે શું નવાં ધણક લાવોછ ?"

"મેં હમણાજ મારા દીકરાને જોયો !"

"કોણને ? પેલા ચોરને ? મુવા—તેનું નામ ના લેઓ."

"પણ હીલ્લુ, આપરી પાસે કશો પુરાવો નથી."

"વળી પુરાવા શાના જોઇયે ? આંધરાને દેખાય તેવી વાત છે. તમે એને પાંચસોનો ચેક આપ્યો ને એણે પાંચ હજારનો ચેક વટાવ્યો એટલે ચોરી નહીં તો જાદુબાદુ છે કે ?"

જરાવાર મામા મુગા બેઠા પછી ધ્રુજતા સાદે બોલ્યા :— "પણ વખતે બચારો કંઇ કબસ આવી ગીયો હોશે. કોણ જાણે શું હોશે. એ બચ્ચું પૈસાની વાત શું સમજે ?"

"બચ્ચું ! હજુ ઝોરીમાં હીંચ ખાયછ. તમેઓ તમારી આંખબાંધના ડોરા ન બારો. પાંચસો શું ને પાંચ હજાર શું તેઓ નહી સમજે ! એ છોકરાએ તમારી ઉપર જાદુ

ચલાવ્યુંછ, બીજું શું ? મારૂં જો ચાલે તો ખોટી સહી કરવાનો આર્જ મુકી એને પોલીસના હાથમાં આપું."

મામાજી ડઘાઇને ગાડીના ખુણામાં પડી રહ્યા. હીલ્લાં તેવણના ગમ પાઠ ફેરવીને ગીસાઇને બેસી રહી. બેહેરામની આટલી ખુવારી કીધાથીબી તેનો જીવ ધરાયો ન હતો. મામાજી જો જરાબી બેહેરામની દયા ખાય તો તે મોટું રણ મચાવતી હતી. પતેતીને ટાંકણે તેણીએ પોતાના બંગલામાં મોટી પાર્ટી બોલાવી હતી અને ઘરડાજીને અવારનવાર રાતના બબે વાગતા સુધી નાટકફાટકમાં ઘસડતી હતી. તેવણ જ્યારે આનાકાની કરતા ત્યારે સાફ કહેતી કે તમારે જોઇયે તો ઘેરમાં માખ મારો, હું કંઇ એમ મારા દહાડા અકારા કરવાની નથી. સારાંશ કે ધણીને હવે આ કોરગી સ્ત્રીએ અભડાઇએ નાખ્યા હતા અને કાહરે તાકો ઘડી કરે તેની મનમાં રાહ જોયા કરતી હતી.

બેહેરામ 'બાગોબાહાર'માંથી નીકળ્યો ત્યાર પછી શું થયું તે આ ઠેકાણે ટપકાવી લેવાની જરૂર છે. બે ચાર દહાડા પછી ઘર ખરચને સારૂ રૂપીઆ લેવા હીલ્લાં જમશેદજી પાસે ગઇ અને જાણે કશામાં હોયજ નહી તેમ બેંક બુક તેવણ આગળ મુકી. જમશેદજીની નજર ૫૦૦૦) રૂપીઆ ઉપર પડતાંજ તેવણ ભડકયા. હીલ્લાંએ ગણત્રી કરી હતી કે ઘણી ગડબડ કરવામાં સાર નથી કારણકે પુછપરછ થાય તો ખરો ભેદ જણાઇ આવે. તેથી ખોટાં આંસુ પાડીને જમશેદજીને પગે હાથે લાગી કે હવે એ વાત ઉપર ઢાંકપીછોડો કરવો.

"જો તમે મારૂં માનતા નહી ઉતાની? હવે જો? ફારજરી? તોબા તોબા? બોલો હવે, એવાં માણસને ઘેરમાં રાખવો જોઇયે? કાલે ઉઠીને પૈસા ખાતર ખુનખી કરે. શું કરૂં? તમારો ભાનેજ થાય, નહી તો કોઈ બીજો બહારનો હોતે તો બતંબેજ મોકલતે. પણ ચાલો હવે પૈસા ગીઆ તેં બલા લેતા, પણ હવે એ દુકતાનું નામ ના લેતા."

"કબુ નહી—મરી જાઉં તોબી નહી—"

આ પછી જમશેદજીએ પોતાનું વીલ નવેસરથી કીધું અને તેમાંથી બેહેરામને તદન રદબાતલ કરીને સઘળી અસક્યામત હીરાંને આપવાનું ફરમાવ્યું. જુનું તેમજ નવું વીલ બેઉ તેવણના વકીલની આફીસમાં રાખેલાં હતાં. વકીલ ડાહ્યો હતો. આ ચેકનો ઘોટાલો કેમ થયો હશે તેની તેને બરાબર સમજ પડી નહી. પણ માંહે શેઠાણીનો હાથ હોય એમ તેને પેહેલાંથીજ શક હતો. તે સારી પેઠે જાણતો હતો કે વીલ કરાવી લીધા પછી શેઠાણી શેઠને વખાતા નાખશે. શેઠની જયારે આંખ ઉઘડશે ત્યારે આ ચેક બાબે કાંઇ વધુ તજવીજ કરવાનો તેનો ઠરાવ હતો પણ હાલ તુરત તો ચુપકીદી અખતયાર કરવામાંજ ડાહપણ હતું.

---

## પ્રકરણ—૬.

જમશેદજી ફ્રેઝર જોકે હીલ્લાંના રોજના સમજાવ્યાથી બેહેરામ તરફ ઘણા કરડા થયા હતા પણ સોલજર્સ ગારડનમાં બેહેરામને એકવાર ફરીથી જોવા પછી તેવણનું દીલ માંહેથી જળવા લાગ્યું. ચોર અને બફંગાનું મોંહ આવું હોય નહી. તેવણ ઘણા રંજીદા જીવે ઘર પહોંચ્યા અને માથું દુખવાનું બહાનું કહાડીને ખાધા પીધા વગર સુઈ ગયા. હીલ્લાં તો પોતાના મીત્રો સાથ મોજમજાહમાં એવી પડી હતી કે જમશેદજી તરફ ઝાંખીને જોતીબી ન હતી.

બેહેરામ પોતાની ચાકરીએ લાગ્યો. અલબત છોકરાંઓ સાથની દલદેસગી તેને ઘણી ભારી લાગતી હતી પણ જે ચીજનો ઉપાય નહી તે માટે બળાપો કરવામાં સાર નહી એવા વીચારથી પોતાના કામ ઉપર હીમ્મતથી વળગી રહ્યો. જો કે તેના મીત્રો તેને ઘણો ચાહતા હતા તોયે તે તેમનાથી લગાર ઓસકાઈને છુપાતો ફરતો હતો. એક દહાડે તે ચુપચુપ બંડ આગળ ફરતો હતો એવામાં સામે ઉભેલી ગાડીમાંથી કોઈ બાનુ વાંકી વળી વળીને તેના તરફ જોતી તેના જોવામાં આવી. તે હસી હસીને ડોકું નમાવતી હતી. પણ બેહેરામ અચકાઈને દુરથી ફર્યા કર્યો. તેણીની પાસે એક બોઓરગ ગ્રહસ્થ બેઠેલા હતા. જણાવવાની જરૂર ન હશે કે આ જવાન છોકરી રોશન તાલુકદાર હતી. બેહેરામે તેણીને ધીરેલા રૂપીઆ બીજેજ દીને તેણીએ એક ચીઠી સાથ પાછા મોકલાવી દીધા હતા.

ઘણા ઉદાસ મને બેહેરામ બંડ ગારડનસમાં ફરવા લાગ્યો. તેને વીચાર આવ્યો કે આવી હાલતમાં રહેવા કરતાં મરવું બેહેતર હતું. જરા વારે કોઇએ આવીને તેનાં ખભાં ઉપર હાથ મુકયો અને ચમકીને જોયછ તો રોશન ગાડીમાંથી ઉતરીને તેની પાછળ આવી હતી.

"બેહેરામજી, કેમ છેઓ? કાંય મને ભુલી ગીયા કે? હું તારની તમુને સલામ કરૂં છ પણ મારી ગમ જોતાખી નહી? શું ઘણા મોટા લોક થઇ ગીઆછ? શું છે! તમારૂં મોહોડું કેમ ઉતરી ગીયું છ, સારી પેઠે તો છેઓ કેની?"

"બેન, હું ઘણો દુખી છેઉં."

"પણ કાંય? શું છે? મને કહોની."

"વાત ઘણી લાંબી છે. કુટુંબ કબીલાના કજીયામાં તમુને શું સ્વાદ લાગે? તમુને કહેવામાં ફાયદો શું? બળી ગઇ મારી જીંદગી."

"નહી—નહી—એમ ના કરો. આપરાં દુઃખની વાત પેટમાં રાખીને સબરાવ્યા કરીયે તે કરતાં બીજાં આગળ ખાલી કરીયે તો ઘણો ભાર ઓછો થાય. હું કાલે બાવાજીને તમારી આગળ મોકલશ ને તેવણુની સાથે તમે મારે ઘેર આવજો, પછી મને નીરાંતે તમારી બધી વાત કહેજો, તેટલાં મારે ખાતર ખુશી રહેજો. ચાલો હમણા તો સાહેબજી."

આ પ્રમાણે બોલી તથા બેહેરામને ઘણાં હેતથી શેકહેંડ કરીને રોશન ચાલી ગઇ.

બીજે દીને સાંજના સ્કુલમાંથી બેહેરામ ઘર આવ્યો તો એક ઠીંગણા બુઢ્ઢોરગ શેઠ આવીને બેઠેલા હતા. હવે શું કરવું ? બેહેરામનું તો મોત થઇ ગયું. ફરામરોઝ તાલુકદારે ઘણી નરમાસથી વાત છેડી.

"હું તમુને મળવાને ઘણો ઇંતેજાર હતો. રેલવે ટ્રેનમાં મારી છોકરીને તમે મદદ કીધી તે વાત રોશને મને કહી તારથી તમારી આગળ આવીને તમારો ઉપકાર માનવાનો હતો પણ આજ સુધી ફરસુદ મળી નહી. કેમ છેઓ બેહેરામ, સારી કાની તો છેઓની ?"

ખરી વાત એ છે કે બેહેરામની જીંદગીમાં થયલા ફેર-ફારની બધી ખબર રોશનને પડી હતી અને તેણીએ પોતાના બાપને સમજાવ્યા હતા કે ખરી લાયકી તો કાહારે કે જારે કોઈ ગ્રહસ્થ મુશ્કેલીમાં આવી પડે ત્યારે તેની ઓરાસે ઉભા રહીએ. .

"જો બાવાજી, ઉગતા સુરજને તો સૌ કોઇ નમે તેમાં મોટી વડાઈ નથી. એ બચારા બેહેરામના મામાને એક નાપાક ઓરતે ફસાવ્યાછ અને તેનીજ મોહોકાણમાં એ રખડતો થઈ ગીઓછ. કેવો પેહેલવાન જેવો હતો તે હમણા કેવો થઇ ગીઓછ. તમે જરૂર જઇને એને સારી સલાહ આપજો ને બને તો તમારી સાથ ઘસરી લાવજો."

પોતાની માનીતી દીકરીની ઇચ્છાને શરણ થઇને ફરામરોઝ આવ્યા હતા. બેહેરામને જોતાંજ તેવણનું દીલ મોમ મી-

સાલે પીગળી ગયું. બેહેરામ જાતે અને ખવાસે ગ્રહસ્થ હતો તે તેવણ પાંચ મીનીટની વાતમાં પામી ગયા.

"બેહેરામ, હવે તમારે મારે તાંહાં આવવું પડશે" તેવણે ધ્રુજન કીધું.

"જી, કોઇ દહાડે જરૂર આવશ. તમારી મેહેરબાની છે તો ઘણું છે."

"પણ આજે કાંય નહીં? શું અમેબી તમારા દુશ-મન છૈએ?"

"નહીજી. પણ—પણ—હમણા મામલો ફરી ગયલો છે. જયારે તમારી દીકરી સાથ મારી પેહેલી ઓળખાણ થઇ તારે હું મારા મામાજીનો વારસ હતો. અને પાંચ પૈસાની પુંજીની મને આશા હતી ને હમણા તો હું ભીખારી જેવો છેઉં. મારાં જેવાં માણસે મોટાં ઘેરમાં આ પ્રમાણે પગપેસારો કરવામાં ફાયદો નથી."

"છટ, છટ, મોટા શું ને નાના શું? મામાજી વખત જતે પોતાની મેળે ઠેકાણે આવશે."

"હું નહી ધારતો, સાહેબ. તે દહાડે ગાડીમાં એકલા મળ્યા તોબી મને જોઇને મોહોડું ફેરવી નાંખ્યું. મને નકી ગુમાન છે કે મારી નવી મામીએ એવણને મારે વીશે જુઠું સાચ્ચું સમજાવીને એવણનું માથું ફેરવી નાંખ્યુંછ."

"પણ એમ તમે શાપરથી ધારોછ?" મી૦ ફરામરોઝે પુછ્યું.

હવે બેહેરામથી વધારેવાર થોભાયું નહી. ખીસામાંથી રૂ-માલ કહાડીને તેણે પોતાની આંખો લુછી અને પછી ધીમે સાદે સઘળી હકીકત પહેલાંથી છેલ્લાં સુધી માંડીને કહી. આજ સુધી તેણે પોતાના ઉપર પડેલા ગેરઇનસાફની વરાળ કોઈ આગળ કહાડી ન હતી, પણ કુદરતી રીતે તેનાથી આ નવા પરોણા આગળ સઘળું બોલાઈ જવાયું. તેની છાતી ખાલી થઈ એટલે તે જરા હવે શાંત દેખાવા લાગ્યો.

"અભાગણી ઓરત!" ફરામરોઝ ફફડીને બોલ્યા. "બચારા ઘરડાને શું શું સમજાવ્યા હશે. ઓરત તો ગમે તે કહે પણ તેવણે પોતાની અક્કલ ઠેકાણે રાખવી હતી."

"સાહેબ, જુઠું શું કરવા બોલું. મારા મામા તો એવા દયાળુ દીલના છે ને હજુરખી મારી ઉપર એટલું હેત છે કે ગમે તે થાય તોબી એમ કરે નહી પણ જાંહાં છે તાંહાં આએ ઓરતે મારી એવી ગીનીસ એવણ આગળ કીધીછ કે તેવણ તદન બેખબર બની ગીએલા લાગેછ."

"ચીંતા નહી—બેહેરામ—ધીરજ મોટું ધન છે. તું હમણા તો આપરે તાંહાં આવ. રોશન કહેજે તુને લાવ્યા વગર મારે પાછું આવવું નહી. હું એકલો જવશ તો એ જરૂર અહીં દોડી આવશે. અમે તારાં ભલું ઇચ્છનાર છૈયે ને તું એકલો અહીં રીબ્યા કરે તે કરતાં પાંચ લોકમાં ફરેહરે તો સારૂં. ચાલ, બોંહોસ નહી કરીયે."

બેહેરામનો જીવ હવે કંટાળી ગયો હતો અને ખરી વાત એ છે કે ફરીથી એકવાર રોશન સાથ વાત કરવાને તેનો

જીવ તલપી રહયો હતો. તે ઉઠયો અને કપડાં સરખાં કરીને ફ્રરામરોઝ સાથે ગયો. દીવાનખાનામાં રોશન બેઠેલી તૈયાર હતી. તે તુરત ઉઠીને આગળ દોડી આવી.

"બેહેરામ, તમુને અહીં જોઇને હું ઘણીજ ખુશી છેઉં. જો તમે નહીં આવતે તો હું લાગલી તમારે ઘેર દોડી આવતે. મેં રૂપ્યા પાછા મોકલ્યા તેની ચીઠીનો જવાબ-બી નહી?"

"એમાં જવાબ શું મોકલું. હું તે દહાડે ઘેર ગયો તારે મોહોકાણના એવા સમાચાર તેયાર હતા કે મને કશું બીજું સુઝયું નહીં. જે દહાડે ટ્રેનમાંથી ઉતરીને ઘેર ગયો તે દહાડે મારો સુરજ સદાનો અસ્ત પામ્યો તે હજુ પાછો ઉગ્યોજ નથી."

"ઉગશે—ઉગશે—ખોદા છે તો બધું પાછું ઠેકાણે આવશે. અમે બૈરાં જેવાં હીમ્મત રાખ્યે તારે તમે માટીડાઓએ એમ પોચા પડી જવું નહી જોઇયે."

આટલા દંહાડા બેહેરામે એવા હાય સોસારમાં કહાડયા હતા કે ચંચળ અને ખુબસુરત રોશનના આ સખીઆરાના સખુનો તેને મધ જેવા મધુર લાગ્યા.

"નેકબખ્ત રોશનબાનુ, ખરેખર મારે શરમાવું જોઇયે. હું તદન નાહીમ્મત થઇ ગયો હતો. પણ તમોએ મને એક કીમતી પાઠ શીખવ્યો છે. આહ! ગરીબીના સંકટ મેં આજ સુધી જોયાં નહી હતાં પણ હવે હું જોઉં છ કે ગરીબી એક માણસની મનની મુરાદોને કેવી કચડી નાખેછ."

આ વાર તેઓ બંનેની નજર એક થઇ. બેહેરામની આંખુમાં પાણી હતાં પણ તેમ રોશનબી જરા ગદગદી ગઇ હતી. બેહેરામના હાથ ઉપર માયાથી હાથ મુકી તે બોલી "બેહેરામ, તારી—તમારી ચુક છે. કોઇ મનની મુરાદો કચડાવાનીબી નથી ને કાંઈ નથી. હીમ્મત રાખો. સઉ સારૂ થશે."

આ વાત ચાલે છે એવામાં ફરામરોઝ આવી લાગ્યા અને વાત અટકી પડી.

હવે બેહેરામ ફરામરોઝને તાંહાં આવતો જતો થયો અને એવો પળોટાઇ ગયો કે બે ત્રણ દહાડા નહી આવે તો પુછવા સારૂં માણસ આવેલુંજ છે. પોતાના કામથી એક ઘડીબી ફરસુદ મળે કે તે લાગલો પોતાના આ મીત્રોને ઘર જતો, અને તાંહાં વાત વ્રગતમાં પોતાનું સઘળું દુઃખ ભુલી જતો.

આ ઠેકાણે એક બીજા ધણીની ઓળખાણ કરાવવાની જરૂર છે. અરદેશર નામે એક જુવાન પુરૂશ જે ફરામરોઝના દુરના સગામાં હતો તેબી હંમેશ ફરામરોઝને તાંહાં મળવા આવતો હતો અને અવારનવાર તે લોકની ગાડીમાં ફરતો જણાતો હતો. લોક કહેતાં હતાં કે રોશનની શાદી આ અરદેશર સાથ થવાનું લગભગ નક્કી હતું. તે ખુશ મીજાજી, દેખામણો અને સાલસ હતો. તેની પાસે લાખ બે લાખની પુંજી કહેવાતી હતી અને તેનું ધ્યાન રોશન ફરામરોઝ ઉપર એટલું લાગેલું હતું કે સારે સારે ઘેરના માંગાં તેણે ના પાડયાં હતાં. રોશને પેહેલાં તો આ અફવાની દરકાર કરી ન હતી, બલકે

કોઇ પુછે તારે કાને હાથ દેતી હતી પણ હવે તે છડેચોક સર્વેને ના કહેવા લાગી કે આ અફવા બીલકુલ જુઠી છે. ઘણો લાંબો અંદેશો કરીને તેણીએ આ માર્ગ અખત્યાર કરયો હતો.

દાઢમાં ઘાલીને વગોળ્યા કરવામાં શું હાંસલ છે? રોશન પોતાના નવા મીત્ર બેહેરામ ઉપર મન સાથ જાનફેશાન હતી. બેહેરામ ગેરહાજર હોય તારે તેનું આકાશ શીહા વાદળની પેઠે ઘેરાયલું દીસતું હતું અને તેના પગલાં સંભળાયાં કે ઝટ આશાનો તડકો ખુલી નીકળતો હતો. બેંડસ્ટાંડ કે બંડ આગળ તાલુકદારની ગાડી આવી પહોંચી કે તે ડોકાં તાણી તાણીને એકજ જણના આવવાની રાહ જોતી અને તે એક જણ નજરે પડે નહી તાંહાં સુધી તેણીની ધડકતી છાતી નરમ પડતી ન હતી. જો કોઈ દહાડો ક્રીકેટ મેટચમાં બેહેરામ રમનાર હોય તો આ ભોળી પણ આકરી છોડીની નજર આખો વખત એકજ રમનાર ઉપર ચોંટી રહેતી હતી.

પોતાના દીલમાં શું થાય છે તે તો રોશન કેવારની પામી ગઈ હતી પણ બાવાજી આ સઘળો ફેરફાર સમજતા હશે કે નહી તેના તે અંદેશામાં પડી હતી.

"હમણા સમજતા હોય કે નહી હોય પણ પોતાની મેળે સમજવું પડશેજ. હું કાંહાં વાત છુપી રાખવા માંગું છું." એવા તેણીના મનના તુરંગ હતા.

આ પ્રમાણે દહાડા પાણીના પ્રવાહની પેરે ચાલયા ગયા. રોશન અને બેહેરામ રોજબરોજ મળતાં અને સુખ

દુઃખની વાતો કરતાં. રોશન ખુશાલ અને સંતોશી હતી કારણકે આ સઘળાંનું પરીણામ શું આવશે તે સારી પેઠે જાણતી હતી પણ બેહેરામ—ભીખારી બેહેરામ—જે થાય તે ખરૂં એવી નીરાશીથી છાતીએ ગાંઠ બાંધીને ફરતો હતો.

એક દહાડે સાંજના તે અચબુચ ફરામરોઝના બંગલામાં આવી ચઢયો. તેની સ્કુલમાં પરીક્ષા ચાલતી હતી તોયે પાંચ મીનીટબી રોશનને મળ્યા વગર તેનો જીવ ઠર્યો નહી. જોયછ તો બાગમાં ઝાડની તળે અરદેશર અને રોશન બેસીને ગપ્પા મારતાં હતાં. આ જોઈ હંમેશના ધીરજવંત બેહેરામનાં પેટમાં અદેખાઈએ ઘર કર્યું. રોશન ઉઠી અને ઝડપમાં બેહેરામ આગળ ગઇ અને તેના ઉપર ઘણું વહાલ બતાવવા લાગી પણ બેહેરામનાં ભેંજાનું ઠેકાણું ન હતું. તે મન મુકીને બોલ્યો નહીં અને ઉભાં ઉભાંજ બે ચાર બોલ બોલીને ભરેલો ને ભરેલો ત્યાંથી ચાલ્યો ગયો.

ચતુર રોશન આનો ભેદ તુરત પામી ગઈ અને મન સાથ બહુ મુંઝાઈ. જો બેહેરામ પોતાના મામાનો વારસ અને તવંગર હતે તો કદાચ રોશન તેને આએ તુંદાઈ અથવા અદેખાઇનો સ્વાદ દેખાડતે પણ બેહેરામ લાચાર હતો—પર આધીન હતો—એટલે તેના માટે રોશનનો જીવ જળતો હતો.

જારે તે પાછી અરદેશર આગળ જઈ બેઠી તારે તેણીના રૂખસાર ઉપરનો ગુલાબી રંગ ઉડી ગયો હતો. શીઆણી

અરદેશર તેનો ભેદ પામી જઈ અચબુચ એક ઠરાવ ઉપર આવી ગયો.

"રોશન, હું ધારૂંછ કે આપણે આ પ્રમાણે પેચવન નાસાગોસાની રમતમાં ગુચવાયા કરીએ તે કરતાં એકવાર ખુલાસો થવાની જરૂર છે. આપરે બચગીથી સાથે રમેલાં છૈએ અને એક બીજાને સારી પેઠે ઓળખયે છૈએ. આજ સુધી મારા દીલની બાફ મેં કહાડી નથી. પણ ગામનું લોક આપરી અગાઉનું તે સમજી ગયું છે. હવે જે રંગ હું જોઉંછ તે ઉપરથી મને મારે વીશે કંઈ આશા નથી. તારે બોલી દે કે મારે આશા રાખંવી કે નહી રાખવી ?.

ઘણા ગમગીન ચેહેરે રોશન બોલી "અદી, તારે બદલે બીજો કોઈ હતે તો તેને કેમ જવાબ દેવો તેનો મને વીચાર પડતે પણ તેં એવી લાયકીથી મારી મુશ્કેલી દુર કીધીછ કે તુંને કોઈબી રીતે હુંબગ કરવાની મારી ખુશી નથી. જો સાંભળ એક વખત એવો હતો કે તારા ઉપર મારી માયા દોડતી હતી અને મને લાગતું હતું કે એ લાગણી આગળ વધીને કોઈ દહાડો વધારે મજબુત રૂપ પકડશે. પણ તેમાં હું ઠગાયલી જોઉંછ. તું હજીબી મને સગા ભાઈ જેવો વહાલો છે પણ તેથી આગળ એકબી પગલું ભરવાને હું તૈયાર નથી બલકે મારી તાકાત નથી. વાસતે તારા મનમાં બીજા કાંઈબી ખ્યાલ હોય તે દુર કરજે."

"તારા બોલવાનો મને ગુસ્સો નથી. હું આએ વાત ઘણા દહાડા થયા પામી ગયો છું. પણ રોશન યાદ રાખજે

કે તારા મનની મુરાદ હાંસલ નહી થાય અથવા તું ને એક ખરા મદદગારની જરૂર પડે તો હું સદા તારી સેવામાં હાજર છેઉં."

"અદી, તારી ઘણી મેહેરબાની—તેં આજે મારી છાતી ઉપરથી એક મોટો પથ્થર ઉંચકયો છે."

---

## પ્રકરણ—૭.

બેહેરામ જયારે રોશન આગળથી ભરેલાં દીલે ચાલી ગયો ત્યારે તેનું મન અદેખાઇથી ખવાઇ ગયું હતું. તે બચારો ઘણેલા પછાડા ખાતો કવખતે રોશનને મળવા દોડી આવ્યો તો તે વખતેજ આ કવાબમાં હાડકું નડયું. એ લોક એકલાં બેસીને શું વાત કરતાં હશે, એક બીજાની સોબતથી કેટલી ગમત મેળવતાં હશે એવા વીચારથી તેનાં કપાળ ઉપર પરસેવાના ઝરાં છુટયાં. ત્યારે ગામનું લોક કહેતું હતું તે ખરૂં કે આ બે જણનું જોડું સંધાવાનું છે. બેહેરામ ઉપર રોશન હેત કરતી હતી પણ તે તેની પડેલી હાલત તરફ જોઇને દયાને ખાતર!

બેહેરામ કેવાં મોટાં મનનો હતો તે તેના નીચલા ખ્યાલ ઉપરથી જણાશે. રાતના પોતાના ઓરડામાં તે એકલો વીચાર કરે છે:—

"પણ મને અદેખા થવાનો હક શું છે? કાંય નહીં રોશન પોતાને લાયક ભરથાર સાથ પરણે! અરદેશર કરતાં હું કઇ રીતે વધારે લાયક છું. તે પૈસાદાર છે હું ગરીબ

છુ઼ં. તેબી ખાનદાની છે અને જયાં સુધી હું જાણું છુ ત્યાં સુધી ભલો છે. નહી—નહી બેહેરામ, જરા તારાં મન સાથ વીચાર કર અને ઇનસાફની રાહે ચાલ. મને લાગેછ કે ભલી રોશનને પોતાને ખાતર મારે ઘડી ઘડી ત્યાં જવું નહી જોઇયે. એ બચારીના ગોઠવાયલા કારભારમાં મારે કોઇબી વાતનો ખતરો નાખવો ન જોઇયે. રોશનના બાપ, અરદેશરને પોતાને ત્યાં આટલી છુટથી આવવા દે છે એટલે તેવણબી તેના ઉપર ખુશી દેખાયછ. હું મારા જાનથી રોશન ઉપર ફીદા છું, પણ તે સારૂં રોશન પોતેબી મારા ઉપર ફીદા હોવીજ જોઈયે એવો દાવો કરવાનો મને કશો હક નથી. મેં હવે પક્કો ઠરાવ કીધો છે કે કાલની મેચ પુરી થવા પછી હું એના કાન ખોલું કે મારેથી હવે વારેઘડીએ અવાશે નહી. એ ચતુર છે એટલે સમજી જશે.”

આવો ઠરાવ કરીને બેહેરામ સુવા ગયો પણ તે રાતે તેને અને ઉંઘને વેર વસ્યું હતું. બીજે દીને મોટી પ્રેસીડન્સી મેચ હતી. તેમાં બેહેરામ કેપટન હતો એટલે તે સવારના પોહોરમાં ઉઠયો અને નાહી ધોઇને તૈયાર થયો. મેદાનમાં લોક વચ્ચે બેહેરામ ઘણો માનીતો હતો અને તેના દાખલ થવા સાથ તાલીની ગર્જના થઇ રહી. પોતાની વ્હાલી ક્રીકેટની રમતની ખુમારીમાં જરા વાર રોશનબી વીસરાઈ ગઈ. અલબતે બાનુઓના તંબુમાં રોશન પહેલાંથી આવીને બેઠેલી તેણે જોઈ. તેણીની આંખ ઉલટને મારે ચમક ચમક થતી હતી. પાસે એક બાજુ તેણીના બાપ અને બીજી બાજુ પેલું ‘વેહાનું નરીએર’ અરદેશર બેઠેલા હતા. આજે

મારવું કે મરવું એવા વીચારથી બેહેરામ ત્રીજો "હેંડ" લેવા, ગયો. રોશન, ફરામરોઝ, અરદેશર, સઘળાં હુવામાં ઉડી ગયાં. બેહેરામ પુર પ્રાકટીસમાં હતો અને જરા વારમાં ૬૩ રનનો ફાળો આપીને લોકના હર્ષ વચ્ચે તંબુમાં પાછો ફરયો. રોશન ઘણીજ ઇંતેજારીથી તેના ગમ જોયા કરતી હતી કે તેને ઇસારત કરીને તંબુમાં બોલાવે પણ બેહેરામે તે તરફ જોયુંજ નહી.

જયારે હરીફો "હેંડ" લેવા ગયા ત્યારે તેઓની વીકેટ ઝપોઝપ પડી પણ એક જણ ખુબ ટકી રહ્યો અને માર માર કરીને બેહેરામની પાર્ટીને હારવાની નોક ઉપર લાવી મુકી. પોતાની પાર્ટી હારે અને તેબી વળી રોશનની નજર આગળ ! બેહેરામના માથામાં વારૂં આવ્યું અને દાંત પીસીને "બોલીંગ" પોતાના હાથમાં લીધી. તેને ભુત ભરાયો હતો. પહેલાજ બોલે તેણે પેલા રમતીઆળને ખખરાવી કહાડયો અને બીજી ઓવરમાં બીજા બેને પાણીચું આપી પોતાની બાજુને જીતાવી. તાલીઓની ગડબડ અને ઉસકેરણી ઠંડી પડી ત્યારે બેહેરામની આંખમાં પાણી આવી ગયાં. આહ ! ગયે વરસ તે જયારે ક્રીકેટ ફીલ્ડમાંથી મામાજીની ગાડી તરફ પાછો ફર્યો તેમાં અને આજનામાં કેટલો ફેર !

બેહેરામ નીચું ડોકું રાખીને પોતાના તંબુ ભણી જતો હતો પણ રોશનથી રહેવાયું નહી. તેણીએ ફરામરોઝને મોકલીને બેહેરામને ખાસ બોલાવી મંગાવ્યો. જવા વગર હવે છુટકો નહી. રોશન એટલી ઉસકેરાયલી હતી કે કંઇ

બોલી શકી નહી. પણ ફરામરોઝે તેને રાતના સાથે જમવાનું આઝરખવાહીથી ઇજન કીધું. રોશને આ ઇજનને ટેકો બી આપ્યો નહી. શું અરદેશર સાથ સગાઈ ગઈ કાલની નક્કી થઇ ગઇ હશે! બેહેરામ તારા ગઇ કાલના ડાહ્યા ડાહ્યા વીચાર કયાં ગયા? હશે, જે હશે તે રાતના જણાશે.

સાંજ પડી ને અંધારૂં થવા આવ્યું હતું એટલે કપડાં બદલવાને બેહેરામ ઘર દોડયો. રોશનને તાંહાં જતાં નજર આમ તેમ ફેરવી તો અરદેશર દીસ્યો નહી. ઠીક, રોશન સાથ વાત કરવાને પા કલાક મળશે ખરો.

ખાણા ઉપર સર્વેનો જીવ ખુશાલ હતો. ફરામરોઝને બેહેરામ ઘણોજ ગમતો હતો એટલે તેવણની જબાં કાતરની પેઠે ચાલતી હતી. જમીને ઉઠયા પછી હાલમાં સર્વે વાતે બેઠાં. વીસેક મીનીટ જવા પછી ફરામરોઝ ગેરહાજર જણાયા. બેહેરામે વીચાર કીધો કે પોતાના જીવ ઉપર કશટી ખેંચીને ફરીથી રોશનને ઘેર નહી આવવાનો પોતાનો ઠરાવ જાહેર કરી દેવાનો લાગ આવો ફરીથી આવશે નહી. વાત શરૂ કરવાની તેણે ઘણીબી તજવીજ કરી પણ સાદ નીકળે નહીં. તેનો ગુચવાડો જોઇ આખરે રોશન બોલી:—

"કેમ બેહેરામ, કંઇ મારી ઉપર ગુસ્સે છેઓ?"

"ગુસ્સે? કાંય વારૂં? એવો સવાલ નાખવાનો કંઇ સબબ?"

"આખો દહાડો તમે મારી આગળ આયા નહી તો નહી પણ મારી તરફ આંખોને જોયુંબી નહી."

"હું જાણું કે તમારી પાસે અરદેશર ભરાઇને બેઠેલા ઉતા, તેથી મારી દરકાર નહીં હશે."

"બેહેરામ!"

બેહેરામના પેટમાંથી આ શબ્દોની વરાળ નીકળી ગઇ ખરી પણ રોશનનો ચમકેલો ચેહેરો જોઇને તે મનમાં ઘણો પસ્તાયો.

"બેહેરામ! તમે શું એમ ધારોછ કે તમે આવતે તો હું તમોને ઝંઝેરીને કહાડી મુકતે?"

"નહીં–નહીં–માફ કરો, રોશન–મારેથી ઉતાવળમાં બોલાઇ જવાયું. તમારી તો મારા ઉપર એટલી મેહેરબાની છે કે હું તમને ખાસ કહેવા આયો તો–કહેવા આયો તો કે–

"શું કહેવા?" બેહેરામના ઝરદ ચેહેરા ઉપરથી રોશન તુરત પામી ગઇ કે તે શું કહેવા આયો હતો.

"હું કહેવા આયો હતો કે મારે હવે તમારે ઘેર આવવાનું બંધ કરવું જોઇયે અને–અને પુનેથી નીકળી જઇ કોઇ બહાર દેશાવર નોકરી શોધી કહાડવી જોઇયે."

"ઓ" રોશને આવા શબ્દોની વકી રાખી ન હતી. બેહેરામનો ગમગીન દુખી ચેહેરો જોઇ તે બોલી.

"પણ કાંય–તેમ કરવાનું કાંઇ કારણ?"

"કારણ એજ કે–કે તમને દરરોજ જોઇને મારો જીવ બળીને ખાક થઈ જાય છે ને હું તો ભીખારી માણસ છેઉં એટલે હવે મારી બધી આશા ધુળ મળી ગઇ છે."

"એટલે ?"

"એટલે એમ કે તમારી ભોળાઇનો લાભ લઇને તમારા હકમાં નુકસાન કરવા જેવો લફંગો હું નથી." આટલું બોલી બેહેરામે નીસાસા સાથે પોતાનું ધડ નીચે નાખી દીધું. રોશન પણ દબાઇને ઉભી થઇ રહી. જરા વારે તેણીએ બેહેરામના હાથ ઉપર હાથ મેલ્યો. બેહેરામ ડોકું ઉંચકી જોયછ તો રોશનની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં અને તેણીની છાતી ઉછળાતી હતી. તે આખરે રડી પડી અને બોલી "ઓ બેહેરામ, મને તું કેવો જખમ કરેછ તેનો તુને જરાબી ખ્યાલ હોય તો તું એમ બોલે નહી."

રોશનનો પ્યારો ચેહેરો જોઇ બેહેરામથી વધુ વાર થોભાયું નહીં. તે અચબુચ રોશનને ભેટી પડયો અને તેણીને પસવારીને બોલ્યો "મારા જાન, તારી એક આંગળીને ઇજા થાય તો હું મારો જીવ કહાડી નાખું."

"આંગળી ? તું મારા જીગરને ચીરી નાખવા તૈયાર થયોછ. બેહેરામ એક છેલ્લો બોલ સાંભળી લે. જો તું જતો રહેશે તો હું જીવથી મરી જવશ."

"રોશન"—આટલો શબ્દ કહાડી બેહેરામને આંખે તમ્મર આવવાથી તે કોચ ઉપર બેસી ગયો. રોશને તેના મોંહ ઉપર પાણી છાંટયું અને હુશીઆર થયો એટલે બોલી. "બેહેરામ, બીજો કોઇ હતે તો હું તુરત મદદને સારૂં

માણસોને બોલાવતે પણ હું જાણું છ કે ખુશાલી માણસને મારતી નથી."

"ઓ પ્યારી, તારા સખુનોએ મને ચેરવી મુકયો છે. પણ તારા બાવાજીનું ને—અરદેશરનું કેમ ?"

"ગઈ કાલે તું રોહોસાબર ચાલી ગયો તેની પાંચ મીનીટજ અગાઉ મેં અરદેશરને પચાસમી વખત ના કહી કે તેની હું મોહોરદાર થનાર નથી વાસતે જો તે બાબદમા તારી ફીકર હોય તો તે ખોટી છે. મારા બાવાજીની આંખમાં તું અજબ જેવી રીતે સમાઈ ગયો છે ને તું જો અહીંથી ચાલી જાય તો તેવણનો જીવબી ઘણોજ ઉદાસ થશે. કેમ બેહેરામ, તું હવે સમજીઓ કે નહી ?"

બેહેરામે કેવી જાતનો અને કયા આકારમાં ઉતર દીધો તે અત્રે લખવાની જરૂર નથી.

પા કલાક પછી બેહેરામ ફરામરોઝ શેઠના ઓરડામાં ગયો અને ત્યાં કાયદાની રીતે રોશનના હાથનું માગું કીધું. ઉતરમાં ફરામરોઝ ઉઠીને બેહેરામને ભેટી પડયા. બેહેરામની ગરીબી વીશે તેવણ સારી રવેશે વાકેફ હતા પણ તે વીશે બેહેરામે કશી ચીંતા રાખવી નહી એવો તેવણે તેને સધીઆરો આપ્યો. તેઓએ ઠરાવ કીધો કે આ ગોઠવણ હાલ તુરત ખાનગીજ રાખવી.

"દીકરા બેહેરામ" સસરાજી બોલ્યા. "મારી તુને ભલામણ છે કે હાલ તુરત તો તું આટલાથીજ રાજી થા અને પછી આઠેક દહાડા જાય ને તારા મામાને મળ. પછી જોઇયે શું થાય છે."

"હાજી, તમારી સલાહ પ્રમાણે ચાલવાને હું રાજી છેઉં. મેં કોઇનું કશું બગાડયું નથી ને મારા મામાજી એવા ભનસારી છે કે કોઇનું જાણી જોઇને નુકસાન કરે એવા નથી. હું એક વરસ થયાં એવણુની અરાસે ગયો નથી એટલે હવે એવણુનો ગુસ્સોબી ઉતરી ગયો હશે."

"ઠીક છે, પણ તું જાય તારે તારી શોભતી મામી આગળ નહી હોય તેની તપાસ રાખજે નહી તો ફાંચડ મારશે. એ તારી સગી વીશે કાંઇ વીચીત્ર વાતો મારાં સાંભળવામાં આવી છે! કહેછ કે એ તારા મામા ઉપર ઘણો જુલમ પાડેછ."

"બાવાજી, મને મારા મામાને માટે રાત દીવસની ફીકર છે. તેવણે બચગીથી મારા બાપની જગા રાખીછ તે હું ભુલી જઈ શકતો નથી. જો તેવણુના જીવને સુખ થાય એવું હોય તો મારી મામીનેબી હું નમી જઇને મોટી વડી કરૂં. પણ શું કરૂં તે મને સમજાતું નથી."

જયારે ફરામરોઝના ઓરડામાંથી બેહેરામ બહાર પડયો ત્યારે રોશન પાસેના આરડામાં ઇંતેજારીથી ઉભેલી હતી, બેહેરામનો ખુલી ગયલો ચેહેરો જોઇને તે પામી ગઈ અને તે દીવસથી આ બે જણાનાં દીલ મળી ગયાં.

આ બનાવ પછી આઠમે દહાડે બેહેરામ પોતાના મામાના બંગલા તરફથી ઢડકતી છાતી સાથે આવી લાગ્યો. બગીચો સદાની રીત પ્રમાણે સફાઇદાર હતો કારણકે જે મીલકતને માટે મામીએ પોતાનું બદન અને સ્વતંત્રતા વેચ્યાં હતાં તે મીલકતને સ્વચ્છ રાખવાને તેવણ ઘણી મેહેનત લેતાં હતાં.

એટલા ઉપર ઉભેલા એક છટાદાર નોકરને બેહેરામે પુછયું "શેઠ ઘરમાં છે કે?"

"અરે હોય નહી તો બચારા કાંહાં જાય?" નોકરે જગાર ચકીત થઇને જવાબ દીધો.

"કાંય? તેવણ બહાર જતા નથી શું?"

"નહી સાહેબ, તેવણ તો આજે બે મહીના થયા ખાટલે પડેલા છે ને હવે બહાર તો ખોદાય લઈ જાય તારેજ તો."

બેહેરામને ફાળ પડી. પણ ઠાવકો જીવ રાખી બોલ્યો "ઠીક છે, હું એવણને જરા મળી આઉં."

"તમે કોણ છો સાહેબ? બાઇનો સાફ હુકમ છે કે હકીમનું માણસ આવે તે સીવાય બીજા કોઇને અંદર જવા દેવો નહી."

"હા—હા—બરાબર—ઠીક છે." આમ બોલી બેહેરામ ઝડપમાં બબે ફાંદીએ ઉપર ગયો. એક નાના ઓરડામાં કોચ ઉપર મામાજી સુતેલા હતા અને દુરથી ભોંય ઉપર એક મઘરાજી આયા ભર ઉંઘમાં પડેલી હતી. તેણીનાં મોંહમાંથી બ્રાંડીનો મજબુત વાસ આવતો હતો. બચારા મરવા સુતેલા મામાજીને આ છાકટ ઓરતના સ્વાધીનમાં રાખીને શેઠાણી તો ફરવા ગયલાં હતાં. પણ મામાના હાલ શું? તેવણ ચીમડાઈ ગયલા અને ઉજળા પુણી જેવા થઈ ગયલા હતા અને ચાર પાંચ દહાડાની દાઢી કીધેલી ન હતી. તેવણની આંખમાં આવડા આવડા ખાડા પડેલા હતા. બેહેરામને જોઇને તેવણ ઉભરાઈ ગયા અને પછી રડી પડ્યા.

"આ બેહેરામ, મારા દીકરા, તું આખરે આવ્યો ખરો. હું જાણું કે પેલી તુંને આવવા નહીં દેશે."

"મામાજી તમુને મારી જરૂર છે એમ જાણતે તો હું કે દહાડેનો આવતે પણ તે દહાડે તમે મારેથી મોહોડું ફેરવ્યું તારે હું નાચ્ચાર થઈ ગયો."

"દીકરા તેં પેલો ચેક ખોટો બનાવ્યો હતો કે? પેલીએ મને સમજાવ્યું કે એ તારૂં કામ હતું પણ જયારથી હું અહીં પટકાઈ પડયોછ ત્યારથી મને વીચ્ચાર આવ્યોછ કે એ તારૂં કામ નહી હોય."

"ચેક? શાનો ચેક? હું ખોટો ચેક બનાઉં! મામાજી એ શું બોલોછ?"

"મેં તુંને પાંચસો રૂપીઆનો ચેક આપ્યો તે તેં પાંચ હજારનો વટાવ્યો."

"તોબાહ! મામાજી. તમે મને પાંચ હજારનો ચેક મોકલ્યો ને તે મેં વટાવ્યો. જો કોઇએ આંકડા ફેરવ્યા હોય તો તે પેલીનુંજ કામ. હું મારી મરનાર માતાના સમ ખાઇને કહુંછ કે હું કશું જાણતો નથી."

"હા, તેમજ, તેમજ. પણ સબર, પાસેના ઓરડામાં શું ગડબડ થાયછ. રખે પેલી છોકરી આયા મને દવા આપવા આવતી હોય. જારેથી હું એ દવા પીઉંછ કે મારો જીવ બેતાબ મારી જાયછ. ગઇ રાતના ને આજે સવારના એ ઘણી પીધેલી ઉતી તેનો લાભ લઇને મેં દવા ઘોળી નાખ્યા કીધી તારથી જરાએ મને ઠીક લાગેછ."

અરેરે! આ બધા શું ઢંગ. બેહેરામને લાગું કે આ તો મામાનું કાટલું કહાડવાની સઘળી ગત હતી. પણ આયાને બદલે મામાના પુરાણા અને વીશવાસુ ડાકટર ઓલીવીઅરા દાખલ થયા.

"અહલો, જમશેદજી શેઠ મેં હમણાજ સાંભળ્યું કે તમારી હાલત ઘણી લોથપોથ છે. હું બે ચાર વાર આવવા નીકળ્યો પણ તમારી શેઠાણીએ મને આવવા દીધો નહી ને કહેવાડયું કે તમારો કેસ કોઇ ગામડી હકીમના હાથમાં સોંપેલો છે ને તેનો સાફ હુકમ છે કે તમને છેડવા નહી. હમણા તમારા બેહેરામને દાખલ થતો જોઇ મને લાગું કે શેઠાણી બહાર ગયાં હશે તેથી હું ચાલી આવ્યો."

"અરે મુવો હકીમ, કોણ જાણે શું ડોહરાં પાયછ. એની દવા પાઉંછ કે મારી છાતીજ બંધાઇ જાયછ."

"અંહ! જોઇયે દવા કાંહાં છે?" આમ કહી ડાકટર ઓલીવીઅરાએ દવા સુંઘી જોઇ અને જરા જીભપર મુકીને બેહેરામને છુપી ઇશારત કરી.

"જમશેદજી શેઠ, તમને જો સારા થવું હોય તો હું નવી દવા આપું, પણ સરત એ કે બેહેરામે તમારી આગળથી ખસવું નહી અને તમે એના હાથ સીવાય બીજું કાંઇ ખાવું પીવું નહી."

"કબુલ—મારે કબુલ છે—પણ એમ કાંય? આએ હકીમની દવામાં શું છે?"

"ઝેર! એમાં સોમલનો મોટો ભાગ છે. જો મેં આજે એ દવા જોઇ નહીં હતે તો તમે બીજા બે દહાડા કહાડતે નહી."

"તોબાહ—તોબાહ—હીલ્લાં તેં આય શું કીધું? મારાં સઘળાં હેતનો આય બદલો? પણ ડાક્ટર, મારે ખાતર આએ વાત ઉપર ઢાંકણું ઢાંકજો. મારી બેવકુફીને લીધે જગમાં હસી થાય તેમ થવું નહી જોઇયે."

"જમશેદજી શેઠ, ગુનેહગારોને કંઇબી તરેહની સજા થવી જોઇયે. એ ઓરતને હવે આએ બંગલામાં રાખવી નહી જોઇયે. હું આએ દવા ખાલી કરીને લઇ જાઉંછ અને તેને સરકારી રસાયણી પાસે તપાસાઉંછ. તેટલાં આએ છાકટી આયાને વહેમ નહીં પડે તે સારૂં એમાં સાદું પાણી ભરી મુકીશું."

"ને મારા વકીલનેબી તેડવા મોકલો." જમશેદજી બોલ્યા.

"ઠીક છે, હવે તમે કરારે સુઇ રહો. બેહેરામ તારે એવણુ આગળથી ખસવું નહી. હું એવણને સારૂં કાંજી વગેરે મારે ઘેરથી તાળાં કુંચીના કરંડીયામાં મોકલીશ તેજ માત્ર આપવું. જો એવણની ઓરત વાંધો લે તો કહેજો કે ઘરમાં પોલીસ અમલદાર તૈયાર રાખેલા છે."

ડાક્ટર ગયા પછી રાતના આઠેક વાગતે આયાનો દારૂ ઉતરી ગયો. બેહેરામ ઓઠે બેઠો હતો. તેને તેણીએ જોયો નહી. તેણીએ પેલી શીશીમાંથી ગલાસ ભરીને શેઠને દવા આપી પણ અલબત વાંચનાર જાણે છે તેમ તેમાં ફકત સાદું પાણી ભરેલું હતું. આયા બહાર જમવા ગઇ એટલે

બેહેરામે બહાર આવીને બીમારને કાંજી વગેરે પાઈ. રાતના ૧૦ વાગતે ડાકટર પાછા આવ્યા, અને તેવણુની સાથેજ જમશેદજીના વકીલબી આવી લાગ્યા. ડાકટરની સાથે એક સાદા દેખાવનો મરેઠો હતો. પણ તે ખરેખર છુપા લેબાસમાં ડીટેક્ટીવ હતો. તે લોકોએ પહેલું કામ એ કીધું કે આયાને ગાંસડા પોટલા બાંધીને ઘર છોડી જવા ફરમાવ્યું. આયાએ પહેલાં વાંધો કહાડયો પણ ડીટેક્ટીવ તેણીને ખુણામાં લઈ જઇને ખુબ દમ આપ્યો "તું મુગી મુગી અહીંથી જા. હું પોલીસવાળો છું ને જો જરાબી ગડબડ કીધીછ તો ઝેર દેવાના વાંક સારૂં તુંને પકડેજ કરીશ."

આયાને બીજીવાર કહેવું પડે તેમ નહી હતું. તે તેજ ઘડીએ નાઠી. આ પછી પોલીસવાળાએ, ડાકટરે અને વકીલે મળી હીલ્લાંનાં ખાના કબાટ તપાસ્યાં તો તેમાંથી સોમલનાં દસ પડીકાં નીકળ્યાં પણ આ સઘળી વાર શેઠાણી પોતે કાંહાં હતાં? તેવણ તો રાતના નાટક જોવા ગયાં હતાં અને ત્યાંથી પાધરાં પોતાનાં સઇઓ અને મીત્રો સાથ વાંદરે જઇને બીજે દીને સાંજના પાછાં આવનાર હતાં!

બીજે દીને સવારના પોહોરમાં મામાજી ઘણા સુધરતા જણાયા અને તે વારે બેહેરામે પોતાની અને રોશનની વાત માંડીને કહી જે સાંભળી મામા ધસાધસ રહ્યા.

"દીકરા—બઇ આવ, એ છોકરીને મારી નજરે જોઇને મારી આંખ ટાઢી કરૂં. મેં રાતના મારૂં વીલ ફેરવી નાખ્યુંછ અને હવે તું કોઇનો ઓશીઆળો નહી રહેશે.

મેં તુંને ઘણો ગેરઇનસાફ કીધો અને તે માટે હું તારેથી દરગુજર ચાહું છ."

આ પ્રમાણે વાત વગતમાં ચાર વાગ્યા કે ધડધડ કરતી ગાડી આવી અને ભુતારી માતાની પેઠે હીલ્લાં છલાંગ મારીને ઓરડામાં દાખલ થઈ.

જમશેદજી ગમ ડોળા કકડાવી તે બોલી "એ બધા શું ભાવટા? આયા કાંહાં છે? આએ ચોરને ઘેરમાં કોણે ઘાલ્યો?"

"એ નાપેકાર—"

મામાજી ઉસકેરાઈને બોલવા જતા હતા તેવણને બેહેરામે અટકાવ્યા અને પોતેજ હીલ્લાં આગળ જઈ બોલ્યો:—

"કમબખ્ત ઓરત— તારાં પાણી ભરાઈ ચુકાં છે. જે ધણીને તું ચોર કરી કહે છે તે જો બે કલાક મોડો આવ્યો હતે તો તારૂં નામ ખુનીની સંકમાં લખાતે પણ જો હજુબી તારૂં નસીબ જોરાવર છે, જા, તારૂં કાળુ કર. એક કલાકમાં તારે અહીંથી જવું અને તને દર માસે રૂપીઆ પચાસ પહોંચાડવામાં આવશે."

"હંબગ! એ બધી તારી ખોટી ઉસકેરણી છે. હું કંઇ જવાની નથી."

"તો ઠીક છે." આમ બોલી બેહેરામે તાલી પાડી કે ડીટેકટીવ પોતાના ફુલ ડ્રેસમાં આવીને સામો ઉભો. ટેબલ ઉપર પેલાં દસ પડીકાં સોમલનાં મોહોરબંધ મુકેલાં હતાં અને પાસેજ "કેમીકલ એનાલાઇઝર"નો રીપોર્ટ પડેલો હતો.

હીલ્લાંએ એકવાર પોતાનાં ચરીત્ર ખરડા જમશેદજી ઉપર અજમાવી જોવાની તજવીજ કીધી અને હાથ જોડીને ગુઠણપર પડવાના સોંગ કીધા પણ તેવણે પોતે ઉઠીને હીલ્લાંને ઓભાંમાંથી પકડીને ઘરની બહાર કહાડી. ત્યાર પછી તે કાંહાં ગઈ અને શું થયું તે સાથ આપણને સનાન-સુતક નથી.

ત્રણ માસ ચઢી ગયા. બાગોબહાર રોશનના રોશન ચેહેરાથી ઝકઝકાત થઇ રહ્યું છે. રોશને જમશેદજીની એવી ચાકરી કરી કે તેવણ આ જોડાંના પહેલા બચાને ખોળે બેસાડી રમાડવા પામ્યા પણ પેલાં ઝેરની અસરથી તેવણ ખખડી ગયા હતા અને હીલ્લાંના જવા પછી બરાબર ૧૩ મહીને ગુજરી ગયા.

બેહેરાંમ હજુબી કહે છે કે તેના ઉપર પડેલાં સંકટથી તેને ફાયદો થયો છે તે એ કે **ખોદા ઉપર વીશ્વાસ રાખવો.**



# મુજ માટીડો.

## પ્રકરણ—૧.

આજનો પારસી જમાનોજ વીચીત્ર છે. અગાઉ જ્યારે હું નાનો હતો ત્યારે પાંચ વર્ષનો બુચો અને દોઢ વર્ષની બુચીના આશીરવાદ વહેવાણોના ખોળામાં સરાતા હતા. પણ હમણા તો ત્રીસ વર્ષની બુચીઓ અને પીસતાળીસ વર્ષના ઢીંગલાઓબી પોતાને નાના સમજે છે અને બાર બાર ને ચોવીસ ચોવીસ મહીના સુધી "કોર્ટશીપ" કીધા વગર શાદીનો રંગ રચાયલો સમજતા નથી. ખેર! આવા એક નવા જમાનાનું ચીત્ર રજુ કરવાની આ કથામાં તજવીજ કરૂં છું અને ભુલચુક થાય તો મારો લેખક ગુરૂ મને ક્ષમા કરે.

શેઠાણી પીરોજબાઈ પટેલને ત્યાં છોકરીઓને ભરવા ગુંથવાનું શીખવવા માટે માકી નામે એક જુવાન છોકરીને ચાકરીએ રાખેલી હતી. બચારી અઢાર વર્ષની આ માબાપ વગરની શીક્ષક પોતેજ બચ્ચું એટલે વધુ તે શું કરી શકે પણ પોતાના કામ ઉપર ધ્યાન આપતી અને તેથી શેઠાણી રાજી હતાં. પીરોજબાઈને મનથી માકીમાં બે મોટી એબ હતી. એકતો એકે તે બહુજ દેખામણી હતી અને ઉમ્મરે ઘણી નાની હતી.

એક દહાડે તેવણ પોતાના ધણી સોરાબજી આગળ ફર્યાદ કરવા લાગ્યાં " જુઓની સોરાબજી, આપરાં મોટાં નાહલાંના ઘેરમાં એવી છેકજ ઢીંગલાં જેવી છોકરી ચાલે? બધી વાતે તો ડાહી ને ગરીબ છે, પણ એની પુઠે પુઠે ફરયા કોણ કરે?"

"તે ખરૂં. પણ આપરે તાંહાં કાંહાં મોટાં નાહલાંની અ-પજાર છે? ચાલેછ તે ચાલવા દેની. આવી રમકડાં જેવી ને હુશીયાર છોકરી તુંને બાર રૂપ્યામાં મળવાની હતી કે?"

સોરાબજી પટેલે જવાબ દીધો અને વાતની તે વારતો નાખતી થઈ.

મે મહીનો આવી પહોંચ્યો અને સોરાબજી શેઠનું કુટુંબ સઘળું તીથલ હવા ફેરફાર કરવા માટે ગયું. અલબત માકીનેબી સાથે જવું પડયું. પટેલ શેઠના ત્રણ છોકરાઓ જેમાંનો સર્વેથી વડો ફકત ચૌદ વર્ષનો હતો તેઓના અ-ભ્યાસમાં ખલલ પડે એટલે બે મહીનાની બોલીએ એક માસતર રાખવામાં આવ્યો.

મોટી ભરમલામણથી મી૦ બરજોર દેશાઈ સુરતથી આવી પહોંચ્યા. આ જુવાન ગ્રહસ્થે મુંબઈની કાલેજમાં કેળવણી લઇને એમ. એ.ની પદ્દી મેળવી હતી અને આગળ ચા-લતાં મોટું નામ કહાડે એવી સર્વે વકી હતી. તે ફકત બેજ મહીના માટે રૂપ્યા ૧૦૦ પહીને આવ્યો હતો. કારણ કે તેને પોતાનેબી આસાએશની જરૂર હતી. આવા એક ચોવીસ વર્ષના જવાનને રોજ બરોજ એક અઢાર વર્ષની

ખુબસુરત કુંવારી સાથ મળવું ભેટવું થાય, ત્યારે ફક્ત ઓળખાણનો ગાંઠ આગળ વધીને વધારે મજબુત રૂપ પકડે, તેમાં અચરત થવા જેવું કાંઈ નથી. એક બીજાને પોતાના મનનો છુપો ભેદ કહેવા વીના તેઓનાં દીલ મળી ગયાં.

એક દહાડે સાંજનાં માકી વરંડાપર એકલી બેસીને છોકરીઓના 'ડીક્ટેશન' તપાસતી હતી. શેઠ શેઠાણી દરીયે કાંહે ફરવા ગયાં હતાં, છોકરાઓ આઘે ક્રીકેટ રમતા હતા અને છોકરીઓ માંહે બાલ સાફ કરાવતી હતીઓ એવામાં બરજોર આવી ચહડયો.

માકીનું વર્ણન કરવાની જરૂર નથી. તે મડમ જેવી ગોરી અને ઘટમારી હતી એટલુંજ કહેવું બસ થશે. અજાયબ જેવું છે કે તેણીના બાલ પારસન જેવા કાળા નહીં પણ ઈંગ્રેજ જેવા તદન સોનેરી અને ફરચલીદાર હતા. અને આંખોબી તેને મળતીજ માંજરી હતી. બરજોરને જોતાંજ તે લાલ લાલ થઇ ગઈ અને પોતાનું કામ ચાલુ રાખ્યું.

"કેમ માણેકબાઇ, જયારે જોઇયે ત્યારે કામમાંજ કે? તમે પેલી ચોપડીઓ માંગી હતી તે હું લાયોછ."

માકીએ ચોપડીઓ બાજુએ મુકી અને ડોકું નમાવીને ઉપકાર માન્યો. પણ તે અને બરજોર બેઉ જાણતાં હતાં કે આ ચોપડીનું તો ફક્ત બહાનું હતું.

"આવો સાંજનો ફરવા હરવાનો વખત ત્યારે માથાંફોકણ શું લઇ બેહાંછ." બરજોરે વાત છેડી.

"કામ નહીં કરૂં તો ખાઉં કોણને. અમે ગરીબ મા-ણસને ફરવા હરવાનું સરજેલુંજ નથી. તમે પોતે કાંય આખો દહાડો છોકરાઓ સાથ ભેગું કસોછ?"

"હું તો ફકત બેજ મહીના અહીં છેઉં. મને કંઇ એટલામાં પડી રહેવા પરવડે? મારા વીચાર તો ઘણા મોટા છે."

"ખરી વાત છે, પણ તમે માટીડા છેઓ ને હું તો એક પર આધાર છોકરી છેઉં. તમને મહીને બે મહીના કામ નહીં મળે તો ચાલી જાય પણ મારાં કીઆં માએ બાપ છે કે હું તેઓને માથે જઇને પડું."

"પણ માબાપ નથી તો કોઈ દહાડે બીજો કોઈ ત-મારો મદદગાર આવશે કેની?"

માકી કંઈ બોલી નહીં. જરા વારે બરજોર પાછું પો-તેજ બોલવા લાગ્યો.

"જુઓ, માણેકબાઈ. મેં આએ જીંદગીમાં મોટું નામ કહાડવાનો ઠરાવ કીધોછ અને જરૂર તેમાં ફાવશ એમ મને લાગેછ. મારા મરહુમ બાવાના એક અંગત દોસ્તદાર આનરેબલ ધનજીભાઇ મુંબઇમાં છે તેવણે મારે સારૂં કાંઇબી કરવાની મારા બાવાજીને કબુલાત આપેલી છે. મેં સાંભળીઉંછ કે તેવણ કાઉનસીલમાં જવા પછી તેવણને એક સેક્રેટરી જોઇયેછ ને તે જગા સારૂં મેં અરજી કી-ધેલી છે. બે ચાર દહાડામાં જરૂર હાનો જવાબ આવશે અને હું આએ પંચાતમાંથી છુટી સુખમાં દહાડા કહાડશ. માણે—માકી આ સુખની તું ભાગીઅણ થશે?"

માકીએ ડોકું નીચેજ રાખી મેલ્યું. તેણીના આંગળાં થર થર ધ્રુજતાં હતાં.

"માકી, તુંને કહેવાની જરૂર નહી હશે કે જે દહાડેથી મેં તુંને જોઇછ તે દહાડેથી મારાં મન સાથ મેં તુંને મારી મોહોરદાર ઠરાવીછ. હું તુંને સુખી કરશ. તારી હીમ્મત હશે તો હું કંઇ કંઇ કરી બતાવશ. બસ હા કહે."

આ પ્રમાણે બોલી બરજોરે માકીનો હાથ ધર્યો અને ઉત્તર માટે આગ્રહ કરવાનાં ચીન્હો બતાવ્યાં. જરા વારે ધીરજથી બરજોર તરફ જોઇ માકી બોલી "મારા મનની મુરાદ આજે તેં પોતેજ પાર પાડી છે. હરગીઝ થઈ હું પોતે તારી આગળ વરાળ કહાડતે નહી, પણ જયારે તેં પોતેજ વાત છેડીછ ત્યારે કહુંછ કે તારા સખુનોએ મને આજે નવુ જીવતર બક્ષયુંછ એમ હું સમજુછ."

આ જવાબ સાંભળતાંજ બરજોરને હર્ખ વા થઇ આવ્યો. "મારા જાન, મારા પ્રાણ" કરી તે નાચવા લાગ્યો. જયારે તે જરા ટાઢો પડયો કે માકી લજ્જાથી બોલી "બરજોર, તુંને હજુ તારી જીંદગીમાં નામ કહાડવુંછ વાસતે મારી સલાહ એવી છે કે ઉતાવળા થઇને પરણીને ગળે ઝુસરી ઓળવવી નહીં."

બરજોર જરા ફગલાઇ ગયો પણ તુરત ઠાવકું મન રાખી બોલ્યો "લાખ રૂપ્યાની વાત કહી—મારી મીઠી માકી. હું પૈસાની રેલછેલમાં આઉં ત્યાં સુધી આપરે પરણવાનો વીચાર કરશું નહીં. ખરૂં કહું તો મારે આ વાત અત્યારથી કહાડવીજ નહતી પણ શું કરૂં, મારી ધીરજ રહી નહી. હું બીધો કે રખે તું મારા હાથમાંથી જતી રહે."

ગરીબ બચારી માકી, તે મુગી મુગી બેસી રહી. તેનો જીવ નવી આશાથી ખીલી ગયો હતો પણ શું બોલવું તે સુઝે નહીં. આખરે બરજોરેજ આગળ ચલાવ્યું.

"મેં મારા બેહેસતી બાવાના જાણી દોસ્ત ધનજીભાઇ ઉપર એવણના સેક્રેટરીની જગા સારૂં લખેલું છે ને મારી નવાણું ટકા ખાત્રી છે કે તેવણ ના પાડશે નહીં. તે-વણને લાગવગ ઘણો છે ને એક વખત હું તાંહાં લાગુ પડયો કે પછી છક્કાંજ છે. જો મારા મનની મુરાદ પાર પડી તો પછી એક્કુ બે વરસમાં આપણી શાદી કરીશું અને ચમનમાં રહીશું. મારા પેટમાં એકજ ફીકર છે કે મુંબઇમાં હું કાલેજમાં હતો તારે થોડું ઘણું દેવું કીધેલું છે. ઓ, પણ 'ડોન્ટ કેર,' એ લોક પોતાની મેળે થોભશે. માકી, તું મારી ઉપર વીશ્વાસ તો રાખેછ કેની?"

માકી શરમાઇને બોલી "જો મને વીશ્વાસ નહીં હોતે તો મેં આજે તુંને જે જવાબ આપ્યોછ તે નહીં આપતે. બરજોર મારે મનથી તું હમણા મારી દુન્યા છે, મારો ફી-રેસતો છે. તારી હુશીઆરી અને કેળવણી જોઇ હું મગરૂર છેઉ ને જે કાંઇ તું કરશે તેમાં ફતેહ પામશે એવી મારી ખાત્રી છે."

"શાબાશ, તું તો મને છેક સાતમે આસમાને ચહડાવેછ પણ જોજે હું બી તો ખરો કે તારા બોલબોલ ખરા પાડી આપું."

આ પછી મી૦ બરજોર પોતાની અદરાયલી હકદાર સ્ત્રી પાસેથી અદરાયલા પતી તરીકેની ચોકસ માગણી કરવા જતો

હતો પણ માકી ઉભી થઇ અને આઘે જઈ બોલી "હવે તમે સીધારો—છોકરીઓ હમણા આવશે ને હું તે લોક સાથે બહાર જવાની છેઉં."

"કાંય મને એમ પાણીચું કાંય આપેછ?"

"આપરે ચાકરીદાર માણુસ તેથી આપરે પહેલાં આપરી ફરજ બજાવવી જોઈયે."

આ વાત ચાલે છે એવામાં છોકરાંઓ આવી લાગ્યાં અને બરજોરે ત્યાંથી જરા ગભરાટમાંજ રૂખસદ લીધી. પોતાના ઓરડામાં જઇને વીચાર કરેછ:—

"આપુને તો ટાઢાં પાણીએજ કહાડ્યા. જાણે પેટમાંનું પાણીબી હીલતું નહી. હું કેવો ઉથલાઇ પુથલાઇ ગીઓ ને એ તો ધરણનું બાંધણીયું થઇને બેસી રહી. બાપરે, બીજાજ કાંહાં જાયછ. જાણે બાપ લાખ ચાલીસની છોકરી. મારા જેવો વર એને કાંહાં મળવાનો હતો કે એમ ઉફનાયછ. પાસે ફુટી બદામ તો છે નહી. એમનો મારી પાસેબી નથી, પણ મારી વાત કાંહાં ને એની વાત કાંહાં? એને આએ પ્રમાણે પ્રામીસ આપવામાં મેં જરા ઉતાવળ કીધેલી લાગેછ પણ એનું રંગ રૂપ ઘણું સરસ છે ને જયારે મારૂં ચઢતું પાસું થશે ત્યારે તો એ છોકરીથી મારૂં ઘેર શોભી રહેશે."

આવા આવા વીચાર કરી બરજોરે પોતાનાં મન સાથ ધીરજ મેળવી. બરજોરનો સુવા બેસવાનો ઓરડો સોરાબજી શેઠના ઓરડાની પાસેજ હતો. જયારે તે પોતાની બારી

આગળ વીચારમાં ઉભો હતો ત્યારે પાસેના શેઠના ઓરડામાં બારી આગળ કોઈ વાત કરતું હોય એવો સાદ તેને કાને પડ્યો.

ધ્યાન ધરી સાંભળતાં નીચલી વાતચીત તેને કાને પડી.

"આહ, મકન, એ લોકને તાહાં આટલા બધા રૂપ્યા કોણ જાણે કાંહાંથી આવેછ? જેની બાઇની પાસે ખાંડી દસેક જણસ છે તે કોઇ દહાડે એવણ ઝાંખીને જોતાંબી નથી. પેલી એવણની સુનાની સાંકળી આજે એક વરસ થયું એવણની લખવાની પેટીમાં પડી રહીછ તો તેને કોઇ ઉંચકીને જોતુંબી નહી, હું જાણુંછ કે બીજાં દસ વર્ષબી પડી રહેશે તો કોઇ પુછવાનું નથી."

"પણ આયા, અજબ છે કે બાઇ આમ હુણાની જણહ ઉંધારી લાખી મુકે." મકને ઉત્તર દીધો.

"અરે એ લોકને બલ ફકર પરીછ. પાસે પૈસા ઘણા ખખરાઆ કરે તારે કરેબી શું? બાઈ જાણેછ કે એવણના મુકેલા મેલેલાં ને કોઇ હાથ લગારવાનું નથી."

"કેમ આયા, મકન—શું તમો લોકોએ શેઠના ઓરડામાં બજાર માંડીછ કે? એ શું ઢોંગ? તમે લોક રજા વગર અહીં કેમ આયાં? હેં?" બરજોરે દાખલ થઇને ઉપરાં વાત કરનારાંઓને ચમકાવ્યાં.

"નહીંજી, અમે તો સેજ વાત કરતાં હતાં. મકન ઝાડૂ કહારવા આયો તેનો સાદ સાંભરીને હું અમથી આવી. જી બાઇ જો જાણશે તો ગુસ્સો કરશે તેથી કંઇ બોલતા

ના, એમ ગરીબ માણસના પેટપર લાત પડશે." આયાએ કરગરીને માંગી લીધું.

"ઠીક છે—હમણા તો જવા દેઉં છ પણ ફરીથી એમ ચાલશે નહી—જાઓ".

પેલાં ચોટટાંની પેઠે નાહઠાં અને બરજોર પોતાના ઓરડામાં ચા પીવા બેઠો. આ વાર માકીની સુરત તેને પાછી યાદ આવ્યાથી તેનાથી હસાઇ હસાઇ જવાયું. કેવી મજાની, કેવી તાબેદાર. પેલી નવી નોકરી મળી કે—અંહ! પેલા માંગનારાઓને જરા થોભવું પડશે. ચાહેનો સહરકો લેતાં તેની નજર ટેબલ ઉપર પડી તો ટપાલમાં આવેલાં બે કાગલો પડેલાં દીઠાં. ઝડપમાં પ્યાલુ ટેબલ ઉપર મેલી દઇ પહેલુંજ કાગલ ઉખેડયું તો તે નીચે પ્રમાણે હતું:—

"સાહેબ—આનરેબલ શેઠ ધનજીભાઇ તરફથી તમને જણાવવાને મને ફરમાસ થઇ છે કે તેવણુને હસતકની સેક્રેટરીની જગા પુરાઇ ગઇ છે.

લા૦ સેવક,

જે. ડી. કોસ્તા,

શેઠનો કલારક.

ઓજાજા! જે. ડી. કોસ્તા કોણ? શેઠના હુકમથી લખાવેલાં એવાંજ પંદર વીસ કાગલ માહેનું આ એની એક હશે. બરજોરના હોશકોશ ઉડી ગયા. આ જગા ઉપર તો તેણે કેવી કેવી ઉમેદ બાંધેલી ને આએ તો ફેસ્તો નંબર વન! તે ડઘાઇને ખુરસી ઉપર બેસી રહ્યો. ધનજીભાઇએ

તેના બાપને મરતી વખત કબુલાત આપેલી ને એમ કેમ? નહી? તો ઓછી પીડા. આ રાસકલ મોટાં લોકનો કાયદોજ એવો. એ નહીં તો બીજી જગાના શું ટોટા પડ્યાછ?

આ પછી બરજોરે બીજું કાગલ ઉંચક્યું. તે ઉઘાડીને વાંચતાંજ તેના મોહ ઉપરનો રંગ ઉડી ગયો.

"સાહેબ—અમારા કુળ જોરાવરમલ પારૂમલ તરફથી તમને જણાવવાની ફરમાસ થઈછે કે તેના નીકળતા લેહણાંના રૂપ્યા આજ આઠ દીવસની મુદતમાં જો વીયાજ સીકે ભરી નાખવામાં નહીં આવશે તો તમારી ઉપર ફરીઆદી માડીશું. બીજું, તમોએ અમારાં કુળને કાંઈબી લખીને કંટાળો આપવો નહીં કારણકે તેવણ તમારી તરફથી કોઈબી કાગલ લેશે નહી.

લા૦ સેવકો,

ડનકન અને સેમર

તે જોરાવરમલ પારૂમલના વકીલો."

આઠ દહાડામાં પાંચસો રૂપ્યા અને વ્યાજ! લાવે કીઆ કાકાના. બાંધી મારે તો પચાસ દોઢીઆં નહી નીકળે. વળી એવા સાબુ સુકાલીઆને ધીરેબી કોણ? માગનાર પાસે જઈને જરા વધારે મેહેતલ માંગવાનુંબી ફોકટ કારણ કે લેહેણાને ત્રણ વરસ થવા આવ્યાં હતાં એટલે હવે તે થોભે નહી. કંઈબી કરીને રૂપ્યા મળે તો ઠીક, નહીં તો મુવા છુટા. નામ કહાડવાની શરૂઆત આ કે? બરજોરની મા હૈયાત હતી પણ તે બચારી જેમ તેમ દહાડા પુરા

કરતી હતી. તેણીએ કરજ દરજ કરીને બરજોરને શીખવ્યો હતો અને બીજા બે છોકરાઓને શીખવવા માટે જેમ તેમ કરીને સીવી સાંધીને પગાર ઉભો કરતી હતી.

બરજોર મન સાથ અફસોસ કરવા લાગ્યો "આહ! જરા સેજ વખતની મુશ્કેલી છે રે! જલદીથી કાંઇ દહલો હાથમાં આવી જશે. મારા જેવો માણસ–ઘણા દહાડા એમ રખડે નહીં. હવે કેમ કરૂ? મારવાડી પાસે જાઉં તો એકના બમણા લખાવી લેશે ને પછી તેના હાથમાંથી છુટતા ડોસા થયા. અરે કોઇ પાસે માંગી તાંગીને ચોરી કરીનેબી ફક્ત બે મહીના સુધી પાંચસો રૂપ્યા મળે તો—આહ! સબર—પેલી બાઇની સાંકળી લખવાની પેટીમાં પડી રહે છે ને વરસો સુધી કોઇ ઝાંખીને જોતું નથી—ફક્ત બે મહીના ને હું ઉછીની લેઉં તો!"

---

## પ્રકરણ—૨.

આહા! લોભની માનું પેટ બળે! કેવા શરેસતાનેબી લાલચ કોઇવાર ફાંદામાં ફસાવે છે.

મકન અને આયા વચ્ચે થયલી વાતનો રણકો બરજોર દેશાઇના કાનમાં લાગ્યા કર્યો. "શેઠાણીની સાંકળી, તેવણ કોઇવાર પહેરતાં નથી. અને વર્ષો સુધી ઝાંખીને જોતાં નથી!!"

બરજોરને શેહતાને લલચાવ્યો. "આ સાંકળી તુરત વેળા થોડા મહીના વાપરીને મારી મુશ્કેલીનો અંત આણું તો કેમ?"

પહેલાં તો તે આ પાપી ખ્યાલથી ગભરાયો પણ પછી ધીરે ધીરે તેને લાગ્યું કે એમાં કાંઈ મોટી વાત નથી. તે ક્યાં ખરેખરી ચોરી કરવા માંગતો હતો. એક પડત પડેલી જણસ થોડા દહાડા વાપરી તો તેમાં શું? એ મહીના સુધી ખાણામાં પડી રહે કે બે મહીના કોઇના સ્વાધીનમાં રહે એ સઘળું એકજ હતું કેની. હાલની અડચણ જો ટળી જાય તો પછી માંગનારાઓને સમજાવી લેવાને કેટલું સેહેલું પડે. આએ તીથલની મોસમ પુરી થાય કે મુંબઈ જઈને ધંધો ઉથલપાથલ કરી નાખીને પૈસા મેળવવાના તો ખરાજ. ત્યારે હાલની સંકડાસ મટી જાય તો પછી ચીંતા નહીં—નહીં તો ખાનેખરાબી.

બરજોરે હલવેથી પોતાના ઓરડાનું બારણું ઉંઘાડીને બહાર જોયું. બંગલામાં કોઈ હતું નહીં. માકી પાછલા આંગમાં ચા બનાવતી હતી. બીજાં સઘળાં ભોંયતળીએ હતાં. માળપર બરજોર એકલોજ હતો. જુઓ પાપીને દોજખના ગારમાં ઉતારવાને નાપાક શેહેતાનબી કેવું સવલ કરી આપે છે. બરજોર મન સાથ સધ્યારો લેવા લાગો કે થોડા દહાડામાં તો જણસ લાવીને પાછી જ્યાંની ત્યાં મેલશ એટલે તે ચોરી શાની. વકીલોના ધમકીના કાગલે તેની આનાકાનીને પુરી ઉરાડી મુકી.

તે આસતે આસતે શેઠાણીના ઓરડામાં ગયો અને લખવાની ડ્સકોત્રી ઉંઘાડી તેમાંથી સાંકળી કહાડી અને ડગલાના ખીસામાં નાંખીને વેહેલો બહાર આવ્યો, ને ખુરસી ઉપર બેસી ગયો, કારણ લાજ યાને બીકને મારે

તેના અંગ ઉપર ઝરાં છુટી પડ્યાં હતાં. જો પકડાઇ ગયો તો મુવો છુટો એવા વીચારે તેની છાતીમાં હથોડી વાગવા લાગી. તે એકવાર પાછો ઉઠયો કે જઇને સાંકળી પાછી મેલી આવે પણ તેના પગ ઉપડ્યા નહીં. રખે પાછું જતાં કોઇ નોકર આવી ચહડે, રખે બાઇ પોતે આવી લાગે. એવી બીકથી તે ખુરસીને વળગી ગયો.

અફસોસ! હવે તો વાત બની ચુકી અને જે થાય તે ખરૂં. આખરે પેલા પાંચસો રૂપ્યાની કારસાજી તો થઇ! તેણે ઠરાવ કીધો કે સાંજેસાંજ વલસાડ જઇને આ કમબખત સાંકળીના સંબંધમાં વ્યવસ્થા કરી નાખવી. અગર બે મહીનાની અંદર સાંકળી લાવીને પાછી પેટીમાં મુકે તે અગાઉ વાત જણાઇ ગઇ તો તેના ઉપર કોણ શક લાવી શકે. પણ હાલ તુરત સાંકળીને કયાં મુકવી? શું નીચે જમવા જાય ત્યારે પોતાના ખીસામાં સાથે લઇ જાય? તે દહાડે બે ચાર બહારના મીત્ર જમવા આવવાના હતા એટલે તેમ તો બને નહી. પોતાના ઓરડામાં મુકી જવું બી ઠીક નહી, વખતની ઘડી છે ને સાંકળી ગુમ થયલી જણાઇ અને શોધાશોધ થાય તો માહોકાણ વળે. રખે પકડાઇ જાય તે વીચારથી આ હીચકારો ગુચવાઇ ગયો. રાતના જમીને ફારેગ થવા સુધી કયાં સાંકળીને સંતાડવી એ એક મુખ્ય સવાલ થઇ પડયો.

સબર! ઠીક વીચાર સુઝ પડયો. બહાર ચાલમાં એક કબાટ હતી તેમાં છોકરાંઓની ચોપડીઓ, સલેટ કાગલો વગેરે મેલવામાં આવતાં હતાં અને તેમાં માકીના કપડાંબી

રહેતાં હતાં. આ કબાટની ચાવી માકી સાધારણ રીતે પોતાની કમ્મરે બાંધી રાખતી પણ કોઇવાર ઉતાવળમાં હોય ત્યારે પોતાના શીખવવાના ઓરડાની ટેબલ ઉપર નાખતી. આ ચાવી જો મળે તો ઉપલી કબાટના કોઇ ખાંચામાં તુરત વેળા સાંકળી દાબી દે તો પછી ચીંતા નહી. તે પાછો ઉઠયો અને હળવે હળવે જઇને જોયછ તો સારાં નસીબે કે માઠાં નસીબે માકીની કુંચી ટેબલ ઉપરજ પડેલી. ઝટ કરતી ચાવી ઉપાડી કબાટ ઉંઘાડી અને પેલી સાંકળીને સર્વથી છેલ્લાં ફાંડીઆ ઉપર છેક પાછળ કપડાંની તળે દાબીને ઝડપમાં બરજોર પોતાના ઓરડામાં આવ્યો.

હજુ તો તે બેસીને કપાળ ઉપરના ઝરાં લુછેછે એવામાં બારણું કોઇએ ઠોકયું. બરજોર જાણે બંદુકની ગોળી લાગી હોય તેમ ચમકયો.

"કોણ છે?"

"જી, એ તો હું મકન."

"કેમ; શું કહેછ?"

"સાહેબ, શેઠજી તમને હમણાં ને હમણાં નીચે બોલાવે."

"ઠીક છે, ચાલ અબ ઘડી આયો."

બરજોરના પગ કેરબો લેતા હતા પણ બે ચાર આંટા આમ તેમ ફરીને જીવ ઠેરવ્યો. શેઠ આગળ જતાં તેને બરડે પાણી ઉતર્યું. પેલી માકીવાળી કુંચી તેના ખીસામાંજ હતી એટલે હજુ વાત તો જણાઇ હોય નહી. જ્યારે તે નીચે શેઠના ઓરડામાં ગયો ત્યારે તેનું મોહો લાલ થઇ

આવેલું હતું, ગભરાટનો પાર નહી હતો પણ બરજોરની કાઠી સાધારણ મટીની બનેલી નહી હતી. શેઠની પાસે આનરેબલ ધનજીભાઇ બેઠેલા હતા!!

સોરાબજી પટેલ હસીને બોલ્યા. "આવો બરજોર, તમારા બાવાના પુરાણા મીત્ર ધનજીભાઈ ખાસ તમને મળવા સુરત ઘેરથી આયાછ. ચાંલો, હવે હું જરા જઇ આઉંછ તેટલાં નીરાંતે વાત કરો." આમ બોલી સોરાબજી પટેલ ચાલી ગયા.

ધનજીભાઇએ વાત શરૂ કરી "મારાં કાગલ ઉપરથી તમે મને બેમરવત ધાર્યો હશે તેથી હું દલગીર છેઉં. તમારી અરજી મારા જોવામાં આવેલી નહી ને મારા કલાર્કે બધાંની સાથે તમનેબી જવાબ ચીત્રી કહાડયો. પછી જયારે નીરાંતે મેં બધી અરજીઓ જોઈ તારે તમને ઓળખ્યા. મારા સેક્રેટરીની જગા હું તમને ખુશીથી આપુંછ. વળી તમારા જેવો ચબરાક આસીસટંટ મને બીજો કાંહાં મળવાનો છે? તમારેથી કયે દહાડે આવવાને બનશે? સોરાબજી પટેલ તમારૂં ભલું થયલું જોવાને રાજી છે ને હમણાજ કહેતા હતા કે તમારે ગમે તારે જજો."

બરજોરનો દમ બંધાઇ ગયો. તોબાહ! તોબાહ! પાંચજ મીનીટ અગાઉ ધનજીભાઇ આવી પુગ્યા હતે!

ધનજીભાઈ બોલ્યા "તમારે પગારની ચીંતા રાખવી નહી. તમારા બાપને ખાતર હું તમારી પુરતી સંભાળ લેવશ."

બરજોરે ઉપકાર માન્યો પણ તેનું ધક ધ્યાન માળપર પેલી સાંકળીમાં ભરાયું હતું. ધનજીભાઇ જમીને સીધારવાના

હતા તેટલાં કાંઇબી કરીને પાછું માળપર જઇને પેલી સાંકળી પાછી તેને વગે મુકાઈ જાય તો કેવું ઠર પડી જાય. પણ તેમ બને એવું નહી હતું. ધનજીભાઈ બરજોરને પકડી રહ્યા અને તેની પાંખડી વળગીને તેને જમવાની ટેબલ ઉપર લઇ ગયા. ટેબલ ઉપર બરજોર હસતું મોહો રાખી બેઠો હતો પણ તેની છાતીમાં માંહેથી પસતાવાનો કીડો કોતરી ખાતો હતો.

ખાણું ખલાસ થવા પછી સઘળાં ઉઠયાં. પીરોજબાઇ કસતી કરવા ઉપર ગયાં અને તે વખતેબી બરજોર કાંઇબી બહાને ઉપર સટી ગયો હતે તો આ કથા જનમ પામતે નહી. પણ નહી તેના કીસમતમાં ઉલટીજ વાત હતી. "જગ ધનજીભાઇ સાથ બેશજે હું હમણા આઉંછ" બોલીને સોરાબજી પણ અંદર ગયા એટલે બરજોરને બેસવુંજ પડયું. ધનજીભાઇ પોતાના પુરાણા મીત્રના બેટા ઉપર ઘણું વહાલ બતાવવા લાગ્યા. જો એક બદ કામનો બોજો બરજોરના મિજાં ઉપર ન હતે તો તે પોતેબી આ વહાલને લાયક જણાતે. ધનજીભાઇની વાત ઉપર તેનું ધક ન હતું. કંઇબી કરી પેલી જણુસ પાછી મેલી આવવી. તે હવે વીચારવા લાગ્યો કે તે આમ મુર્ખ કેમ બન્યો હશે? તેની અકકલ યાને કેળવણી કયાં વ્યાજ ખાવા ગઈ હશે કે આ કામ કર્યું?

આખરે ધનજીભાઇ ગયો અને બરજોર ફુસરામાંથી છુટયો. શેઠાણી હજુ માળપરજ હતાં એટલે બરજોરને ઉપર જઇને સાંકળી પાછી મેલી આવવાનું ફાવ્યું નહી, તેણે વીચાર

કર્યો કે બધું શાંત થાય તેટલાં માકીને જઇને પોતાની નવી નોકરીની ખુશ ખબર કહેવી.

માકી છોકરાંઓના લેસન કરવાના ઓરડામાં એકલી બેઠી હતી. તે ગભરાયલી દીસતી હતી અને આંખો જાણે રડેલી જણાતી હતી.

બરજોર આગળ ગયો અને મમતાથી તેની પીઠ ઉપર હાથ મુકીને પુછયું "માકી–શું છે? તુંને આ પ્રમાણે કોણે આજોરદે કીધી!"

"મને આજે મોટું "ઇનસલ્ટ" કરવામાં આયુંછ ને આએ ઘેરમાં હું એક કલાક હવે થોભવાની નથી" માકીએ ડચકાં ખાતાં ઉત્તર દીધો.

"ઇનસલ્ટ? કોણે તુંને ઇનસલ્ટ કરવાની હીંમત કીધી?"

"પીરોજબાઇએ."

"પણ શું ઇનસલ્ટ કીધું તે તો કહે?"

"કહેજે મેં ચોરી કીધી—હું ચોરી કરૂં!"

બરજોરના ચેહેરાનો રંગ ઉડી ગયો પણ શાંત ધ્યાન રાખી બોલ્યો "જરા ધીરી પડ. જરા મને સમજાવતો ખરી કે આએ બધી શું વાત છે."

"બાઈ જમવા આવવા ઉતર્યા તે અગાઉ જણુસ પહેરવા ગયાં ને પોતાની સાંકળી શોધી તો પાઈ નહી. આએ ઉ-પરથી તેવણ નકામા મારી ઉપર છેડાયાં ને મારી કબાટની કુંચી માંગી, હું ફફડીને કુંચી લેવા ગઈ પણ મારી ટેબલ-પર મળે નહી. મેં બાઇને ઘણુંબી સમજાવ્યું કે કુંચી કેયે

મુકાઈ ગઈ હશે ને સવારના જડશે. પણ તેવણ તો લાલ ને પીળાં થઇ ગયાં ને કહેવા લાગાં કે મેંજ સાંકળી ચોરી છે."

"પણ બાઇને એમ એકદમ તારીજ ઉપર શક લાવવાનું કારણ શું?"

"તે હું શું જાણું. બાઇએ બધા માણસોના ખાણાં પેટી તપાસી જોયાં ને તાંહાંથી કંઇ જડયું નહી. સાંજના બતી વખતે હું બાઇના ઓરડામાં કોલાંગવાટર લેવા ગઇ હતી તે ઉપરથી તેવણના મનમાં એમજ વાત ભરાઈ ગઈછ કે એ કામ મારૂંજ. તેમાં મારી કુંચી મળતી નહી એટલે તેવણનો વહેમ પકો થઇ ગીયોછ."

"આએ તે કેવો ગેરઇનસાફ, બાઇને એમ કરવું ઘટે નહી."

"ઘટે કે નહી ઘટે પણ તેવણ મને એકવાર ચોર સમજી ચુકાંછ એટલે આએ ઘેરમાં હું રહેવાની નથી. હું કાલની કાલ અહીંથી જવશ. બાઈ કહેતાં હતાં કે જો સાંકળી એક કલાકમાં તેની અસલ જગા ઉપર પાછી નહી જોવામાં આવશે તો તેવણ પોલીસને બોલાવીને કબાટની કળ ભાંજશે. ભાંજવા દેવો. મારા મનમાં કંઈ પાપ નથી એટલે મને જરાબી બીક નથી."

પણ આ વાર બરજોરની હાલતનું વર્ણન થઈ શકતું નથી. તે ગભરાવા અને કાંસવા લાગ્યો અને તેનું કારણ માકી એમ સમજી કે તે માકીને થકી મુઝાતો હતો.

"પ્યારા બરજોર, તું શું કરવા અકળાયછ, હું બેગુનાહ છેઉં અને બધું પોતાની મેળે આપોઆપ જણાઇ આવશે."

આના ઉતરમાં બરજોર ખુરસી ઉપર બેસી ગયો અને પોતાના બેઉ હાથોથી આંખો ઢાંકીને નીસાસા નાખવા લાગ્યો.

"કાંય બરજોર, એમ બળાપો શું કરવા કરેછ?" માકીએ વહેલી ઉઠીને તેને પુછ્યું.

"હું મુઓ—હું મુઓ—મારૂં જીવતર બળ્યું. ઓ માકી હું હીંગકારો અને બેવકુફ છેઉં. મેંજ એ સાંકળી લાધી હતી અને તે હમણા તારી કબાટમાં છે. હું આય ઘડી જઇને તે પાછી તેની જગાએ મુકી આઉં કે પછી તારી ઉપર વહેમ આવશે નહી."

માકી તો આ સાંભળીને સજ્જડ થઇ ગઇ પણ બરજોરને ઉઠીને જતાં જોઇ તેને પકડી રાખી બોલી "નહી—તારેથી હવે કબાટ આગળ જવાશે નહી કારણ કે બાઇએ તાંહાં એક માણુસ બેસાડેલું છે."

"તારે તો થઇ ચુકું. હવે શું કરૂં! ઓ." માકી તો ગભરાઇને ઉભીજ રહી. તેણીના દીલમાં બરજોર માટે પ્યાર, દયા અને ગુસ્સો એ ત્રણરે સાથે વ્યાપી રહ્યાં હતાં.

"ઓ માકી, તું મારે વીશે શું ધારશે. પણ મારી ઉપર કેવી આફત આવી પડી હતી અને હું કેવો ભીડમાં જક-ડાઇ ગયો હતો તે જો તું જાણે તો મારી દયા કરે." આ પછી બરજોરે પોતા ઉપર વીતેલી બધી હકીકત માંડીને કહી.

"જો હવે માકી, મારી હાલત કેવી અચબુચ સુધરી ગેઇછ. મારા બાપને થકા ધનજીભાઇએ મને આગળ વ-ધારવાનું વચન આપ્યુંછ. તેવણ ચાહે તો આજે મને

નેહાલ કરી મેલ. આએ ખુશ ખબર તુંને કહેવાજ હું આયો હતો અને અહીંથી જઇને પેલી કંગાળ જણુસ પછી મુકવાનો લાગજ શોધતો હતો. પણ હવે તો હું હાર મરી ગયો."

"ઓ મારા બરજોર, તારે ખાતર મારો જીવ બળીને ખાક થાયછ. તારા કરતાં એ જણુસ મેંજ ઉપાડી હતે તો ઠીક થતે તું ખુવાર તો હુંબી ખુવાર."

"હા તેમજ છે મારા જાન, મારી ખુવારી થઇ તો પછી તેમાંથી રસ્તોજ નથી. તારી ઉપર અપ્રાધ આવે તે વાતજ જુદી છે અને લોક તેની દરકારબી નહી કરે."

"વહાલા, મને તો લાગેછ કે તેં જઇને ખરેખરી વાત સોરાબજી શેઠને કહી દેવી. તેવણ ઘણા ભલા છે ને વાત અખાડા કરી જશે."

"અરર—નહીરે—ધનજીભાઇના કાન પર આવે તો મારો ખુરદો થઇ જાય. આએ જણુસ મેં લીધી એમ તો મારાથી કહેવાયજ નહી."

"તારે? તું કરવા શું માંગેછ? શું કબાટમાંથી સાંકળી પકડાઇ આવે તેની વાટ જોયછ? બધાંનાં દેખતાં તું બેઆબરૂ થાય તેના કરતાં તો મેં દેખાડેલો રસ્તો સારો છે."

"પણ કદાચ સાંકળી નહીબી પાય."

"કેમ નહી પાય? બરજોર જરા ધ્યાન ઠેકાણે રાખ. તેં પોતે પોતાને હાથે તાંહાં સાંકળી મુકી ને પાય નહી એટલે શું?"

આ વાર બરજોર માકીના પગ આગળ ભાંયપર ફસડાઈ ગયો.

"માકી, મારવું ને જીવાડવું તારા હાથમાં છે. જો હું પકડાયો તો જીવથી માર્યો જવશ. તું જો ચાહે તો મને બચાવી શકે. તારે ખાતર બાઇ અખાડા કરી જશે. તારી વાત તો વીસરાઇ જશે ને મારૂં તો નખ્ખોદ વળી જશે. માકી, જો તું મને ચાહતી હોય તો મને બચાવી લે—મને જાણે જીવતદાન બક્ષ."

માકી ખીધેલી અને ચોંકેલી હઠીને ઉભી.

"એટલે? તું શું કહેવા માંગેછ? શું હું કબુલ થાઉં કે મેંજ સાંકળી ચોરી?"

"હું કેમ બોલું? તું સમજતી નહીં? જો મારા ઉપર ચાર્જ આવ્યો તો હું આપઘાત કરશ. મારી ખુવારી થશે, હું જડમૂળથી ઉખડી જવશ."

"ને મારૂં શું થાય?"

"તુને એટલું બધું નુકસાન થાય નહીં. મારી ધણી-આણી થવા પછી બધું વીસરાઇ જશે. તું બાઇ માણસ છે એટલે તુને એ લોક કંઇ કરશે નહીં. જો માકી, આ-પરે બેઉને ખાતર આટલું કર. જો હું બેહોરમત થયો તો પછી આપરી શાદીબી કેમ થઇ શકશે. હું તારી પાસ પગે લાગીને એક નાહની ચીજ માગી લેઉંછ."

"નાહની ચીજ! તું મારી આબરૂ વેચવા માંગેછ, તું જો તારો ગુનાહ કબુલ કરી દેતે, તો હું તારી ઉપર જાન કહાડી આપતે—આપરે ગરીબીમાં રહેતે. જુઠાંથી આગળ વધવા કરતાં સચ્ચાઇથી આસતે આસતે ચઢડવાનું હું પસંદ કરતે."

બરજોર ઉઠીને ઉભો થયો.

“તારે તું મને ખરેખર ચાહતી નથી. તું તારૂં પોતાનું નામ બચાવવા મારો જીવ જાય તેની પરવા કરતી નથી. હું જીવ જાય તોબી ગુનાહ તો કબુલ કરનાર નથી. જો તું મારી આરે નહી આવશે તો હું જીવપર કરશ. ઓ માકી આપરાં હવે પછીનાં સુખને ખાતર મને આ વખત બચાવી લે. જો હું તારે પગે લાગુંછ.”

બરજોરની કાકલુદી હવે માકીથી ખમાઇ નહીં.

“બસ, બસ, હું તુને મદદ કરવા તૈયાર છું. હું જુઠું તો નહીં બોલું પણ હું એટલી કબુલાત આપુંછ કે તારે ખાતર હું એક બોલ બોલનાર નથી. હું મુંગી રહીશ.”

“ખોદા તારૂં ભલું કરે. તેં ખરેખર મને જીવતદાન બક્ષયુંછ તે મરતાં સુધી હું તુને વીસરનાર નથી.”

“લે જા, બરજોર. હવે તારા ઓરડામાં જા. કોઇના આવવાના પગલાં સંભળાયછ. મારી કુંચી આપતો જા.”

ગરીબ બચારી ભોળી માકી. બરજોરને પોતાના દીલ સાથ ચાંપીને જવા દીધો અને તુરત પારોજબાઇ આવીને ઓરડામાં ઉભાં તેવણ ઘણાજ ગુસ્સામાં હતાં યાને કજીઓ કરવા માટેજ આવ્યાં હતાં.

“કેમ માકી, હજુ તારી કુંચી પાઇ કે નહીં?”

“હાજી, આય રહી.”

બાઇ તો ચાટ પડી ગયાં પણ કુંચી લઇને માકીની કબાટ આગળ દોડયાં અને પાંચ મીનીટમાં હાથમાં પેલી ગુમાયલી સાંકળી લઇને પાછાં આવ્યાં.

---

# પ્રકરણ—૩.

શેઠાણી હાથમાં સાંકળી લઈ પાછાં ફર્યાં ત્યારે તેમનો દેખાવ જોવા જોગ હતો. તેવણના ડોળા ટગર ટગર થતા હતા અને મોહ લાલચોળ થઈ આવ્યું હતું.

"નાપાક ગુનેહગાર—આટલી લવંગ જેટલી છોકરીમાં આટલાં ફેલ! તેં તો ચોરી નહીં કીધી તી ને આએ શું?"

માકી ડોકું નીચું રાખીને ઉભી રહી અને મોહમાંથી એક તુકારો કહાડયો નહીં.

"બોલની, રૂંધાઈ શા વરે ગેઈ? સાચ્ચું કેહ, નહીં તો અબઘરી મારી નાખશ, પોલીસના હાથમાં પાંખરૂં આપશ—બોલ વહેલી."

"જી મેં ચોરી કીધી નથી."

"તેં નથી કીધી? તેં નહીં તો કોણ તારા બાપે? ગુનેહગાર, ચોરી ઉપર સરજોરી કરેછ?"

આ ગડબડ સાંભળીને સોરાબજી ત્યાં દોડી આવ્યા "શું છે, શું છે? બચારી છોકરીને કાંય નકામી ગુંગરાવેછ?"

"જુઓ સોરાબજી, આએ મીંઢી મસુકલી થઈને નાકે જીબ લગારતીતી ને આએ શું. આપરે જમવા બેઠાં તારે એવણે આએ કામ કીધું. એને કેહો કે પોતાનો વાંક કબુલ કરે, નહી તો હું પોલીસને બોલાવશ—હું સાફ કેહુંછ."

"અરે પણ—જરા ધીરાં પરો. બચ્ચું છે, વખતે લાલચ થોભાઇ શકાઇ નહી હોશે.—"

"ઓ વાય, સોરાબજી, તમે એમજ ઘેરના બધાં માણસોને બગારીને કોરીના કરી નાખોછ. આજે એટલી વાત જવા દઇયે તો કાલ ઉઠીને આપુને કોઇ કાપીબી નાખે. એવી વાતની તે કંઇ નાખતી કરવાની છે? ચાલ વેક વહેલી. મારી જણસને હાથ શું કામ લગારીઓ. બીજું શું શું સાંતીઉંછ?

"જી મેં નથી લગારીઓ" બસ માકીના મોહોમાંથી બીજો કશો ઉતર નીકળ્યો નહીં. પીરોજબાઇ તો ચીરડાઇને નરાં ઘેલાં દેવાના જેવાં થઇ ગીયાં. તેવણુ માકીને દમ ભરાવવા થકીને લાગલો જમાદારને બોલાવી મંગાવ્યો અને માકીને ચોકીમાં લઇ જવા કહ્યું. પીરોજબાઇ દમતો કરવા ગયાં પણ તેવણુને થોડીજ ખબર હતી કે એકવાર જમાદારે બંધવીને પકડી કે પછી તેને જતી મુકવા ધસીને ના પાડી.

પોલીસવાળા આવી પહોંચ્યા, ધરપકડ થઇ પણ માકી એક શબ્દ બોલી નહીં. તેનો જીવ જાન બધો બરજોરમાં ભરાયલો હતો. બરજોર હવે જરૂર આવીને વચ્ચે પડશે. શું તેણીને પોલીસમાં જવા દેશે કે?

જમાદાર ફોજદારને તેડવા ગયો તેટલાં માકીને ભોંયતળીયાંના એક નાના ઓરડામાં બેસાડીને બારણું બહારથી બંધ કર્યું હતું. તે એકલી બેશીને રડવા લાગી. શરમને મારે તેણીનું મોત થઇ જતૂં હતું.

જરા વારે બારીના કટેરા આગળ બરજોર આવીને ઉભો.

"ઓ માકી, આઆ તારા ઉપર શું આફત!"

"જમાદાર મોટા સાહેબને તેડવા ગીઓછ તેટલાં હું અહીં કેદ છેઉં."

"જો માકી, મારૂં માને તો કંઇબી કરીને અંહીથી છટકી જા."

"છટ! એમ કીધામાં શું ફાયદો થાય? હું અહીંથી નીકળીને કાંહાં જાઉં—જઇને પછી ખાઉં કોણને? નહી—નહી—હવે તો જે થાય તે એમાંથીજ. શું એ લોક મને ખરેખર કેદ પકડી જશે બરજોર?"

"હા—મને તો એમ લાગેછ. ઓ હવે શું કરૂં—બધું કબુલ કરી દેઉં? મુઓ હું—કોણ જાણે મારૂં ભેજું કાંહાં ચરવા ગીયું'તું."

"પણ શું કરવા ચીંતા કરેછ. જે બની તે બની. હું પકડાઇ ધરાઇ તો ગેઇ એટલે હવે તું કબુલ કરીને તારા પોતાના જીવ ઉપર શું કરવા જોખમ તાણેછ?"

"એબી ખરી વાત. તારૂં તો એવું કોઇ નથી કે તેને બેજાલત લાગે પણ મારી માએ જો જાણે તો તેવણ તો કુવોજ પુરે. તુને કેદમાંબી લઇ જશે પણ હું કેવો છેઉં. તું જેવી બહાર પડશે કે તેજ દહાડે આપણાં લગન કરશું ને સુખમાં રહીશું. હું જો એમાં ભુલું તો મારા મુવા બાપના સમ."

"મારા વહાલા, તુને બચાવવા ખાતર તો મેં આજે મારી, છાતી ઉપર પથ્થર મુકીઓછ, ને તે વીચાર યાદ રાખીને તું મને પાછળથી સુખ દેખાડશે એવી મારી પકી ખાત્રી છે. તારે મનથી એક છોકરી ચોરીના વાંક સારૂં કેદમાં જાય તે કાંઇ ઘણી મોટી વાત નથી પણ મારે મનથી તો તારે ખાતર હું મારો જીવ આપુંછ. તું સમજે તો ઘણું છે?"

"સમજું નહી તો શું હું જાનવર છેઉં? તું શું મને છેકજ નીમકહરામ, નાલાયક સમજેછ કે હું તારી આએ નોકરીને ભુલી જવશ? માકી આજના દીવસને થકી હું તારો સદાનો ગોલામ છેઉં."

"ખોદા તારૂં ભલું કરે અને તુંને સારી બુધ્ધી સુઝાડે—જા હવે." આટલા સખુન બોલી માકી પાછી ખુરસી ઉપર જઇને બેઠી અને તેજ ઘડી પોલીસનો ફોજદાર આવી પહોંચ્યો.

---

## પ્રકરણ—૪.

છેલ્લી વાત કીધા પછી છ મહીના નીકળી ગયલા સમજો. મુંબઇમાં ધુમધામ ચાલતી હતી. પાર્ટી અને પાર્ટીનો પવન ફુંકતો હતો. આનરેબલ ધનજીભાઇએ તે રાતના પોતાના હમશરીકોને મોટી ડીનર પાર્ટી આપી હતી. દીવા બતી અને રીજમીટના બેંડથી સઘળું મકાન ગાજી રહ્યું હતું. સઘળી મેનીજ શેઠના માનીતા આસીસટંટ બરજોરના હાથમાં હતી. બધા મેહેમાનોની વચ્ચે તે હસી હસીને ભળાતો અને

શેકહાંડ કરી જાણે ઘરનોજ છોકરો હોય તેમ ખુલાસાથી ફરતો હતો.

ધનજીભાઇ અને તેમના મીત્ર આનરેબલ મી૦ ગ્રાંટ એક ખુણામાં ઉભા રહી વાત કરતા હતા.

"મી૦ ધનજીભાઇ, આએ તમારો નવો સેક્રેટરી ઘણો હુશીઆર છે. એને કાંહાંથી શોધી કહાડયો ?"

"મારા એક મરહુમ મીત્રનો એ છોકરો થાય. યુનીવરસીટીનો ગ્રાજ્યુએટ છે ને ઘણોજ લાયક છે. જો જો, મારો બોલ યાદ રાખજો, આગળ ચાલતાં ઘણો વધી જશે." ધનજીભાઈ બોલ્યા.

"તે ખરૂં, પણ એ છોકરાને એમ તમારી પાસે ગાંધી રાખશો તો એ આગળ શું વધવાનો છે ?"

"નહી—નહી—મારો તેવો વીચાર છેજ નહી. મેં એને પહેલાં તો બારીસટર કરવાનો ઠરાવ કરયોછ. ને પછી જોઇશું. એના બાપ મને સોગંદ આપીને એ છોકરો સોંપી ગીઆ હતા તેથી હું તો એને મારા પોતાના છોકરા પ્રમાણેજ ગણુંછ."

"તમારી ઘણી ભલાઇ છે મી૦ ધનજીભાઇ. મને લાગેછ કે એ આગળ ચાલતાં તમારી મહેનતને જશ આપશે."

અત્રે આ બે મીત્રોની વાત પુરી થઇ. હવે આપણે કોટ-કોટના ધનજીભાઇ શેઠના કુશાદે મકાનની ખબર લઇએ.

સાંજના પાંચનો સુમાર થયો હશે એટલે એક જુવાન બાનુ બની ઠણીને બાંયતળીએ ઉતરયાં.

નાજાં ધનજીભાઈ ખ્યારસી સાડાપાંચ ફીટ ઉંચી અને હસમુખી હતી. તે ખુબસુરત તો ન કહેવાય પણ ઈંગ્રેજી શબ્દ વાપરૂં તો તેને "પ્રીટી" ની ઉપમા આપું. તેનો સ્વભાવ એવો ભેસરાઉ અને નમાનો હતો કે સઉ કોઇ તેના મીત્ર થવાને તૈયાર રેહેતાં. નાજાં પોતાના બાપની એકપુત્રી બેટી હતી અને કોઈ દાહાડે પાંચ પૈસાની વારસ થશે એવી સઉને વકી હતી.

નાજાંના મા તેણીને ફકત ચાર વષની મુકીને ગુજરી ગયાં હતાં અને તે દહાડેથી ઘેરમાં વડાં વડેરાંમાં નાજાંના ફુઈ આવાંબાઇ, જેવણને સારૂં ઘેર આલીફુઇને નામે ઓળખતું, તેવણ માત્ર હતાં.

નીચે જમવાના ઓરડામાં એક મોટી આરસી ટાંગી હતી ત્યાં ઉભી રહીને નાજાં પોતાની સાડીની કન્ની સરખી કરતી હતી તેટલાં કોઇના દાખલ થવાના પગલાં સાંભળીને ડોકું ફેરવ્યા વગર બોલી ઉઠી "ઓ ફુઇમાય, આજે જલદી નીચે ઉતરયાં, હજુર ગાડી કાંહાં આવીછ."

"હું ફુઈમાય નથી. એ તો હું છેઉં" એમ બાલતાં બોલતાં હસતે ચેહરે બરજોર દાખલ થયો.

નાજાંએ ખી હસીને ઉતર આપયો "હું જાણું કે ફુઇમાય આજે એટલાં જલદી કેમ આયાં. એવણને તો બહાર કાહારવા સારૂં ઢોલ તાસા જોઇયે."

"પણ એ સાડીની કન્ની સાથ શું કરીઆ કરોછ. હવે રેહેવા દઓની, મજેની છે. ગાડીમાં કોણ જોવા આવવાનું છે."

"બરજોર, તમુને ધયાન છે કે? આએ ઘેરમાં તમે પગ મેલીઆને આજે બરાબર છ મહીના થયા."

"તે કેમ ભુલાશે? તમે શું કાંઇ મને બચ્ચું સમજોછ? જારે ધનજીભાઇ શેઠ મને પોતાની સાથે લેઇને આયા તારે હું જાણે મારા પોતાના ઘેરમાં આયો હોઉં તેમ તમે મને આવકાર દીધો તે મારા દીલમાંથી ખસવાનું છે કે?"

"તમુને મળેલા આવકારથી તમે રાજી થયા તે જાણી હું ઘણી ખુશી થઇ, પણ તમારા બાપ ને મારા બાવાજી ઘણા જીવેજાનના દોસ્ત હતા એટલે તમુને અણજાણું લાગવુંજ શું કામ જોઇયે."

"કાંઇ બધાજ જુની દોસ્તી યાદ રાખેછ. પઇસા ગયા એટલે દોસ્તી ને ખોસ્તી. એ તો ધનજીભાઈ ઘણાજં મોટા માણુસ છે, બાકી મારા જેવાને કોણ પુછે?"

"તમુને શું છે? પૈસા શું મોટી ચીજ છે? પૈસા આજે છે ને કાલે નહી."

"એ બધું નાજામાય ધનજીભાઇ જેવાં લખપતીને બોલવું સેહેલું લાગે પણ જયાં પૈસાની તાણ હોય તાંહાં જરા નજર કરો કે પૈસા વગર કેવા હાડમાર થઇયેછ."

વાત આવી રસપર ચહડેલી હતી એવામાં કવાબમાં હાડકું કુઇમાય આવી લાગ્યાં અને ગાડું અટકી ગયું.

જતાં જતાં નાજાં બરજોર ગમ ફરીને બોલી. "તમુને એમ રોજ રોજ ઘેરમાં એકલા નાખી ને ફરવા જતાં મને

ઘણી અફસોસ લાગેછ પણ શું કરૂં, મારી વીકટોરીઆમાં સામી સીટ નથી."

"ચીંતા નહી. મારો વખત વાંચવામાં નીકળી જાય છ. મને ઘણું કામ છે. તેથી હાલ તો ફરવા હરવાને અભરાઇ ઉપર ઉંચું મેલ્યું છ."

નાજાં અને તેના ફુઈ બહાર ગયાં પછી બરજોર પોતાના ખાનગી ઓરડામાં જઇને બેઠો. પોતાનું ધક લગાડવા તે કાંઇ વાંચતો હતો. રાતના અગીયારનો અમલ હતો એવામા ધનજીભાઇ બહારથી આવી પહોંચ્યા. બરજોરે ચોપડી મેલી દીધી અને ઝડપમાં ઉઠીને શેઠને સારૂં ખુરસી મેલી. શેઠે માયાથી તેનાં ખભાં ઉપર હાથ મેલીને ઉપકાર માન્યો. આ વાર તેઓ વચ્ચે જે દેખાવ હતો તે શેઠ અને વાણોતરને બદલે બાપ અને બેટાને વધારે મળતો આવતો હતો.

"કેમ બરજોર—વાંચવામાં ખુબ ચકચુર છે. આટલી મોડી રાત સુધી આંખ તાણવાનું કાંઇ સારૂં નહી."

"હાજી—પણ શું કરૂં. વાંચવા ઉપર તો મારી જીંદગીની ફતેહનો આધાર છે. તમે મારી ઉપર આટલી બધી નવાજેશ કીધી તારે હું આળસુ કેમ રહું?"

"નવાજેશ શાની દીકરા—તું કાંઇ જુદો છે? મારે મનથી તો તું મારા દીકરા સમાનજ છે. તારી ચઢતી ઉપર હું ખુબ બારીક નજર રાખું છ?"

બરજોર કાંઇ ઉપકારના સખુન બડબડયો પછી જરા વારે અચમ્બુચ ધનજીભાઇ બોલી ઉઠયા. "પણ તું ઠર કારે પડશે?"

અરજોર હબકીને બડો બેઠો "તે શું સાહેબ? શું મારી શાદી વીશે પુછોછ?"

"હા, હવે તું અઠ્ઠાવીસ વરસનો તો થયો. હવે તારે કંઇ વીચાર કરવો જોઇયે."

બરજોરે સર નીચું નમાવ્યું અને પછી અચકાઇને બોલ્યો "બાવાજી, હું કેમ વીચાર કરૂં, મારૂં "પોઝીશન" શું? મારી પાસે કઇ દોલત છે કે પરણવાનો વીચાર આવે?"

"ખરી વાત છે. પણ તે તો કાંહાં પરણે તેપર આધાર છે. એમ સમજ કે કોઇ પીસાવાળી ને માટે ઘેરની છોકરી મળી તો પછી?"

બરજોરે ડોળા ઉંઘાડયા. તે સમજી ગયો કે ધનજીભાઇ ચોખ્ખો ચાંપી જોતા હતા.

"સાહેબ મને કહેતાં ઘણી આનાકાની લાગે છે કે એક માણસે પોતાની બૈરીના પૈસા ઉપર મદાર બાંધવો એ સારી ચીજ નથી."

"બરાબર—પણ છોકરાની તરફથીબી કંઇ હોવું જોઇયે. તારો પોતાનોજ દાખલો પકડ. તું ખાનદાની છે, તનદરોસ્ત છે, દેખાવલો છે ને વળી શીખેલો છે. આગળ ચાલતાં તું જરૂર ખીલી નીકળશે. તારી ધણીયાણીને તારે માટે મગરૂર રહેવાનું કારણ મળશે. હું તુને પોતાના છોકરા દાખલ કે દહાડેનો ગણી ચુકોછ. તારે હવે બોલ કે તું કોઈ બીજે ઠેકાણે બંધાઇ ગયલો તો નથી?"

બરજોર ચમકયો. ધનજીભાઈ શું કહેવા માગતા હતા તે તે સારી પેઠે સમજતો હતો. નાજાં સાથ જો તેની શાદી થાય તો તેની હાલતમાં કેવો ફેરફાર થઈ જાય તે તે અચ્છી રીતે જાણતો હતો. આહ! પણ છાતીનો ડંખ જબ્બર છે! આહ! પણ કંઇબી કળ વકળથી માફીથી છુટાય તો?

આખરે જરા વાર વીચાર કરીને તે બોલ્યો.

"સાહેબ—મારે એક વાર માફી સાથ વાત થઇ હતી ખરી. સોરાબજી શેઠને તાંહાં છોકરાંને શીખવવા પર હતી તે તો તમુને યાદ હશે?"

ધનજીભાઈનાં ભવાંનો ચીલ્લો ચઢયો. તેવણ નાખુશીથી બોલ્યા:—"તે છોકરી? તું કાંઇ ઘેલોબેલો થયોછ? તેને તો ચોરી કરવા સારૂં જેલમાં મોકલી હતી નહીં? સેશન્સમાં તેને શું સજા થઇ?"

"નવ મહીના, સાહેબ." બરજોરે લજવાઇને જવાબ દીધો.

"હા—હવે મને યાદ આવી. છોકરી રમકડાં જેવી હતી પણ બધું બહારનું જોવાનું. આવાં લોકને તો સજા થવીજ જોઇયે. પણ મારાં મત પ્રમાણે એમાં પીરોજબાઇ નોબી વાંક હતો. જણસ એમ તેમ નાખે ને પછી હલકાં લોકની નજર બગડે તેમાં નવાઇ શું?"

"સાહેબ, એ છોકરીએ કોર્ટમાંબી સેવટ સુધી ના પાડી કે તેણીએ ચોરી કીધી નથી."

"છટ, છટ—ચોરી કીધી નહીં તો શું રમવાને સારૂં સાંકળી છુપાવી? ગમે તેમ હોય પણ એ હવે ડામીસ થઈ અને તેના જેવી સાથ તારૂં નામ જોડાય તો તારી કારકીરદી ધુળ મળે એટલું તો તારે સમજવું જોઇયે."

"સાહેબ તમે કહોછ તેમાં ઘણું વજુદ છે—પણ—

"પણ બી નહી ને બણ બી નહી. એ વાતમાં બે મત હોયજ નહી. જો તું એવું પગલું ભરે તો હું કહું કે તારૂં માથું ઠેકાણે નથી. વળી એ છોકરી પોતેબી હવે તારેથી કશી આશા રાખે નહી."

"પણ હું કબુલાતથી બંધાઇ ગીઓછ."

"તેણીના ગુનાહે આવી કબુલાતને ધોઈ નાખીછ. હવે તેનો કશો હક નથી. શું તું ખરેખર એ છોકરીને ચાહતો હતો?"

બરજોર ગુંચવાયો. તે પોતાનાં મન સાથ જાણતો હતો કે તે માકીને ખરાં દીલથી ચાહતો હતો પણ હવે એ મુજી માટીડો તેણીને પરણવા રાજી નહી હતો અને તેનું ચીત હવે નાણાં ઉપર ચોંટયું હતું. જો ધનજીભાઇનો ઘર જમાઈ થાય તો પૈસા ટકા, માન અકરામ સઘળાં તેને માટે તૈયાર હતાં.

ભીખારી માકીના બ્રથાર દાખલ તેને શું મળવાનું હતું. એક જેલમાં જઇ આવેલી ઓરતનો ધણી! પણ આ છતાંબી માકીને મુકી દેવી! તેણીએ એ કોરગા શખ્સ માટે આપેલા ભોગ તરફ જોતાં તેણી તરફ આવી દગલબાજી! બરજોર આવો નુજી અને બેમરવત કેમ કરી થઇ શકે!

ધનજીભાઇ ઉઠયા અને જતાં જતાં બોલ્યા :—

"ભાઇ, તું ધીરે જીવે જરા બરાબર વીચાર કરજે, આવી સ્ત્રી સાથ તારૂં કીસમત જોડીને સદાનો ખુવાર થવા અગાઉ ખુબ દરીઆફ્ત કરજે. તુને શરમીંદગીના સાગરમાં ખેંચીને તે છોકરી પોતે સુખી થનાર નથી. તારાં નસીબમાં વધારે સારા દહાડા લખેલા છે. જરા ધીરજથી વીચાર કર.—બેટા બરજોર—હાલ તો સાહેબજી."

---

## પ્રકરણ—૫.

મુંબઇની મોસમ ખલાસ થઇ અને આનરેબલ ધનજીભાઇ પોતાના કબીલા સાથે ચોમાસાંની સીઝન સારૂં દેવલાલી ગયા. અલબતે તેવણનો સેક્રેટરી મી૦ બરજોરબી સાથે હતો. બરજોરને અવારનવાર નાજાં સાથ સમાગમમાં આવવું પડે, એ તો દેખીતું છે. ધનજીભાઇની તો ઘણી મરજી તેને ઘર જમાઇ કરવાની હતી પણ તે વીચાર ઉપાડી લેવો કે કેમ તેના મોટા અંદેશામાં બરજોર હતો.

આહ! માકી જો વચમાં નડતી ન હતે તો કેવું સઘળું ચોકઠું ખુશાલ બંધ બેસતે! આ વીચારને લીધે જયારે તે અને નાજાં સાથે ફરતાં હતાં ત્યારે બરજોર દલગીર અને વીચારવંત રહેતો. નાજાં હસમુખી હતી, મિસરાઉ હતી અને બરજોર સાથ ઘણી મળતાંપણાથી વર્તતી પણ કોણ જાણે શું કારણને લીધે બરજોરનું દીલ તેના ઉપર દોડતું ન હતું. તેઓ જયારે કંઇબી અપસઅપસની વાત કરતાં

ત્યારે માકીનો પવીત્ર અને ગમગીન ચહેરો બરજોરની આંખ આગળ જાણે સામો આવીને ઉભો રહેતો અને તેને મુંહેથી ડંખતો હતો.

માકીને આવી રીતે કેમ પડતી નખાય!

પણ સબર, તેની સાથ પરણવામાં આખી જીંદગી ભીખારી હાલતમાં જાય અને નાજાં સાથ જો સગાઇ થાય તો ગાડી ઘોડા અને માનઅકરામ પોતાની મેળે ચાલ્યાં આવે. માકીને કબુલાત આપેલી તે તો પાળવીજ જોઇયે. પણ તે કબુલાત આપી તો કીર્તી અને જીંદગીની ફતેહને છેલ્લી સલામ.

આવા આવા તુરંગમાં તે ગુંચવાયા કરતો હતો. નાજાં સાથ ફરવા હરવા અને મીત્રાઇ રાખવાનું છોડી દેવાની આ કોરગા શખ્સમાં હીમત ન હતી. અગર ધનજીભાઇની ખુશી પ્રમાણે તે કરે તો કોઈ દહાડે માકી સઘળી વાત કહી દે એવી તેને ધાસ્તી હતી. પણ તેનું માનનાર કોણ હતું? બરઝોર સાફ ના પાડે અને માકી તો ગળે પડે છે એમ એકરાર કરાવવા તેને કોણ અટકાવનાર હતું? જે છોકરીએ તેના ઉપર વીશ્વાસ મુકીને તેને બચાવવા થકી પોતાની જીંદગી ધુળમાં રગડોળી તેના ઉપર એટલો જુલમ વધતો!

આટલું છતાં સેવટના શબદો નાજાં આગળ બોલીને પોતાના નામ ઉપર હીચકારા અને મુળજી માટીડાનો ડાઘ લગાડતાં બરજોર ઘણો અચકયો.

દેવલાલી આવી પહોંચ્યા પછી ખાણા પીણા અને ફરવા હરવામાં દહાડા પાણીના પ્રવાહ પેરે જવા લાગ્યા. આ દરમયાન એવું બન્યું કે એક જુવાન ખાનદાની ગ્રહસ્થ નામે નસલી વહાડયા ધનજીભાઇને ત્યાં આવતો જતો થવા લાગ્યો. વાત વધતાં વધતાં એટલી આગળ ચાલી કે જે દહાડો જાયછ તેમાં નાજાંના હાથની માંગણી આ નસલી વહાડયા કરશે એવો મામલો દીસવા લાગ્યો. નાજાંબી ખાઇ પીને ખાસ્સી તનદરોસ્ત બની હતી અને ઘણી મજાની લાગતી હતી. એક રાત્રીએ તેણીએ ખુલ્લા બ્લુ રંગની સાડી પહેરી હતી અને બાલના પફ કહાડીને મડમ જેવી લાગતી હતી. બરજોર એક ખુણામાં બેઠો બેઠો તેને બારીકીથી જોયા કરતો હતો અને તે જાણવા છતાં નાજાં નસલી સાથ જાણી જોઇને બીબી બાબા કરતી હતી. ખરી વાત એ હતી કે બરજોર તરફથી કશી માંગણી ન થવાથી તે લગાર અધીરી પડી ગઈ હતી અને આ પ્રમાણે બીજા સાથ નાચી કુદીને બરજોરને જરા હુશીઆર કરવાની તેણીની મતલબ હતી.

આ મતલબમાં તે ફાવી. બરજોર વીચારવા લાગ્યો કે માકીને શેકો તાણ્યા કરીશ તો વાત જોતા રહી જઇશું અને તૈયાર લાડવો બીજો ખાઇ જશે. તેથી અધીરો પડીને પોતાનું ભેજું ખોઇ બેઠો. તે વીચારવા લાગ્યો કે નાજા જો હાથમાંથી ગઈ તો એવી બીજી તક આવવાની નથી. આખ્ખી જીંદગી સુધી કલાકના જીવતરે જીવવું પડશે અને ધનજીભાઇનું દીલ ઉતરી જશે તે તો જુદું. વખતે ધનજી-

ભાઈ પછી નોકરી પરથી રજાબી આપે. તેમ થાય તો ભીખારી માફીને પોતાની બદીરી કરીને બેઉજન ખુવાર થાય તેમાં ફાયદો શો? બરજોરના સઘળા ભલા વીચાર હવામાં ઉડી ગયા અને દાંત પીસીને તે ત્યાંથી ઉઠયો. અવાર નવાર તાલ શોધીને તે નાજાંને વરંડા ઉપર લઇ ગયો. જરા વાર પોતાના ઘડીઆળના છેડા સાથ રમત કરી બરઝોર અચખુચ બોલી ઉઠયો.

"નાજાં—હું તમને કંઈ ઘણી અગતની વાત કહેવા માંગુંછ. રજા છે?"

"ઓજજા! તે શું વરી? કંઈ મોહોકાણના સમાચાર તો નથી કેની? તમેબી એમ લોકને ગભરાવીને મારી શું નાખોછ?"

"નહી—નહી—જરા સાંભળશો?"

બરજોરે નાજાંનો હાથ પોતાના બેઉ હાથમાં પકડયો.

"પણ શું છે શું?" શું છે તે નાજાં સારી પેઠે જાણતી હતી તોબી અજાણી થઇ પુછયું.

"આજે તમે મને અર્ધા દીવાનો કરી મુકયોછ."

"મેં? તે કેમ?"

"તમે પેલા નસલી વહાડયા સાથ હસી હસીને વાત કરોછ તેથી મારૂં મોત થઇ જાયછ."

"તેમાં શું? કાંય વાત નહી કરૂં? તેબી માણુસ ને હુંબી માણુસ?"

"પણ તે પૈસાદાર ને હું ગરીબ છેઉં. તમારા જેવી સાથ તેને ચાન્સ છે ને મને નથી. મારી તરફ તમે કાંબીને જોશોબી નહી તેથી મારો જીવ બળીને ખાખ થઈ જાયછ."

નાજાંએ તેને આગળ બોલવા દીધો નહી, પણ પોતાનો હાથ છોડવીને બરઝોરની છાતી ઉપર પોતાનું માથું નાખી દીધું.

"ઓ બરઝોર, બધી તારી હુશીઆરી આટલામાંજ આવીને અટકી કે? તું એટલુંબી જોઈ શકયો કે નહી કે તારા આ સખુનો માટે હું આજે કેટલા કેટલા મહીના થયા ઇંતેજાર ને ઉમેદવાર છેઉં. પણ તું બોલ્યોજ નહી ને ભરેલો ને ભરેલો ફરયા કીધો તેમાં હું શું કરૂં?"

બરઝોર બહારથી હસ્યો પણ અંદર તેને શરમના ટકોરા વાગતા હતા. ગમે તે થાઓ પણ આ પૈસાદાર છોકરી તો હાથ લાગી અને દલદેસરીના દહાડા પુરા થયા. તેઓ પાછાં દીવાનખાનામાં ગયાં અને તેઓના અદરાવાની વાત બાપોકાર જાહેર થતાંજ આલાંફુઇએ આવીને સઘળી મીજ-લસની વચ્ચે બેઉને ઓવરણા લીધા અને આમનસામન વીટીઓની પેહેરામણી થઈ.

---

## પ્રકરણ—૬.

અને માકી ?

માકી આ સઘળોવાર જેલમાં હતી અને બીજાના ગુનાહનો દંડ ભરતી હતી. તેણીને છ માસના સાદાં કેદખાનાની સજા મળી હતી અને ક્યારે છેલ્લો દીવસ આવી પુગે કે પોતાના પયારાને જઇને ભેટી પડે અને તેને માટે જે જે ખમ્યું હતું તેનો બદલો ચાખે, તેની આંગળી ઉપર ગણત્રી કરયા કરતી હતી. જેલમાં તેના ઉપર કશું દુઃખ નહી હતું પણ આવી શરમભરી હાલતમાં રહેતાં તેનો કંઠે પ્રાણ આવ્યો હતો. પણ ચીંતા નહી. પોતાના થનાર ધણીને બચાવી લેવા ખાતર એકબારગી જાનબી આપવો પડે તો શું મુજાખો છે એવી આ નીમકહલાલ ભલી છોકરીની મગરૂરી હતી. તે છતાં જેલમાં તેણીનું મોહ ઉતરી ગયું હતું.

આટલા અરસામાં તેને બરજોર તરફથી ફકત એકજ કાગલ મળ્યું હતું તેમાં જણાવ્યું હતું કે જે દીવસે માકી જેલમાંથી બહાર પડશે તે દીવસે તે તેણીને દરવાજા ઉપર લેવા આવશે. માકીએ પોતાની સજાના દહાડા અમદાવાદની દીવાની તુરંગમાં કહાડયા હતા, જયાંબી તે રોજ ભણતી તેમાં બરજોરનું નામ હંમેશ મોહપર લેતી હતી.

આ કાગલમાં બરજોરે આગલી પાછલી વાતનો કશો ઇસારો કીધો ન હતો અને માકીને મનથી તે વાજબીજ હતું, કારણકે બંધવાઓને માટે આવતાં સઘળાં કાગલ જેલનો સુપ્રીનટેનડંટ વાંચતો હતો. ઠેરવેલે દહાડે બરજોર

આવશે અને તેણીનો સદાનો સાથી થઈ રહેશે એટલોજ સંદીઆરો તેણીને બસ હતો.

તેનો બરઝોર સેવટ સુધી તેણીનો વફાદાર ધણી થઇ રહેશે એ વીશે તો માકીના મનમાં લેશ ભારબી શક ન હતો. તે પોતાના વફાદાર સાચ્ચાં દીલના માપથીજ બરઝોરના દીલનું માપ કરતી હતી. આ બરજોરને ખાતર તેણીએ જે ખમયું હતું તે જોતાં બરજોર જે કાંઈ કરે તે થોડું હતું.

તે જ્યારે એકલી પડતી ત્યારે મન સાથ વીચાર કરતી કે બરજોર તે વાર શું કરતો હશે. તે જરૂર આગળ વધશે એવી તો તેણીની ખાત્રી હતી અને તેને વધારવા માટે પોતે આ ભયંકર ભોગ આપ્યો હતો એ વીચારથી ઘણી રાજી થતી હતી. તે બહાર પડી કે પછી થોડાજ દહાડામાં શાદી થશે અને પોતાના ગરીબ પણ સ્વચ્છ ઘરમાં જઇ રહીશું તેવા વીચારો તેના મગજમાં હરદમ ભમ્યા કરતા હતા.

"આહ! દાદાર હોરમઝદ! અમે કેવાં સુખી રહીશું. મેં એને વાસતે જે કંઈ કીધું છે તેની યાદ રાખીને બરજોર કેવો મને વીલી મુકશે નહીં. એનું નામ ગામમાં વાખ-વાખી સાથે બોલાશે તારે હું કેવી મગરૂર થવશ. પણ હું જેલમાં જઇ આવેલી તેથી તે શરમાય તો નહી? છટ, છટ, મારો ભલો બરજોર—તેના ગુનાહની મેં આએ તોજેશ કીધી તે તે સમજતો નથી શું?"

આ પ્રમાણે માકી મન સાથ વીચારવા અને વમાસવા લાગી. જે દહાડા જાયછ તેમાં પ્રીતી અને સુખ સાથે

આવીને તેણીનાં આ બધાં સંકટનો બદલો વાળી આપશે એવી આશામાં તે જીવવા લાગી.

અરે નાદાન છોકરી, તું થોડુંજ જાણેછ કે જે મોટાઇ મેળવવાને ખાતર પીરોજબાઇની જણસ ચોરવાને બરજોર લલચાયો તે કરતાં વધારે મોટી લાલચના મોહોમાં તે હમણા ઘેરાયલો છે. પણ આ નવી લાલચનો તો સ્વપનેબી માકીને ખ્યાલ અથવા વહેમ કયાંથી આવે.

પૈસાનો નાપાક લોભ એવો જબુન છે કે તેને ખાતર માણસ બદલાઇને હેવાન બની જાય છે. પણ તેનો વીચાર કાચ્ચી ઉમરની માકીને કયાંથી હોય? એ ખાલેસ બચ્ચું દુનીયાની દગાખોર મીથ્યા માયા શું સમજે?

અરે માકી, તું જાણતી નથી કે ભલા ધનજીભાઇ, ખરી વાતના અજ્ઞાનપણામાં આ જુવાન પુરૂશને એવી રીતે લલચાવતા હતા કે તેની સામા ખડા રહેવાની તેનામાં તાકાત ન હતી. અને નાજાંનો હસમુખો સ્વભાવ અને લાંબી જબાં બરજોરના ભેજાંમાંથી તારૂં ચીત્ર છેકી નાખવામાં મદદ કરતાં હતાં.

દહાડા વહી ગયા. છ માસ પુરા થયા અને જેલના બારણા ઉંઘડયાં. પયારથી છલકાઈ જતી આશાભેર છાતી સાથે માકી પોતાનું કપડાંનું બોચકું હાથમાં પકડીને જેલમાંથી બહાર પડી. બરજોર તેણીને પોતાની ગોદમા ચાંપવા બહાર ઉભેલોજ હશે એવી તેને નકકી ખાતરજમા હતી. તે બહાર પડી તયારે એવી ગભરાયલી હતી અને

શરમને મારે એવી મરે હાલ હતી કે ઓટલા ઉપર બેસી જવા સીવાય છુટકો રહયો નહી. ને વીચારવા લાગી કે "સારૂં થયું કે બરજોર આએ ઘડીએ આગળ નથી નહી તો મને આવી હાલતમાં જોઇને દુખી થને."

જયારે તેનો જીવ જરા ઠંડો પડયો ત્યારે પોતાના આંસુ લુછીને તે આસપાસ જોવા લાગી કે જે જીવને માટે છ છ મહીના સુધી તે તલપતી હતી તે કયાં છે.

પણ હોય કયાં? ઝાહનમમાં? રસતો એકાંત હતો અને એક ચલીઉંબી દીસતું ન હતું. માકી ગભરાવા લાગી અને ઓય રડી પડશે તેવું મોહ કર્યું. પણ તોબી હીમત રાખીને વીચારવા લાગી.

"હોશે, બીચારાને કાંઇ કામ નીકળી આયું હોશે— કદાચ વખત બરાબર માલમ નહી હોય તેથીબી આગળ પાછળ થઇ જાય."

આ ભોળી છોકરી આવા અંદેશામાં વાએ જાન ઉભી હતી એવામાં ટપાલનો સીપાઇ પાસેથી ચાલી જતો હતો તે ઉભો રહયો અને પોતાના બંડલમાંથી એક કાગલ ખોળી કહાડીને માકીના હાથમાં મુકયું.

"બાઇ, આ કોણનું સરનામુ છે. કયારનો શોધી વળયો પણ કોઇ મળતું નથી."

માકીએ કાગલ હાથમાં લઇને વાંચ્યું તો તેણીનું પોતાનુંજ સરનામું! અને બરજોરના અક્ષર!

આ કાગલ તેણીને પોતાને માટેજ છે એમ પોસ્ટવાળાને ખાતરી આપીને તેને વીદાય કીધા પછી માકી કાગલ ઉઘાડવા લાગી. તેના હાથ થરથર ધ્રુજતા હતા. આ નામાંકીત કાગલ શું છે તે એમનું એમ નીચે પ્રમાણે વાંચો :—

મારી વહાલી માકી—ઘણો અંદેશો કીધા પછી હું નક્કી ઠરાવ ઉપર આવ્યો છેઉં કે આપરે હવે એક બીજાને નહી મળયે તેમાં બેઉને ફાયદો છે. તારી સાથ શાદી કીધામાં મારૂં તો સત્યાનાશ વળે અને આશા ભંગ થાય એટલુંજ નહી પણ તુને પોતાને મોટી વેઠ કરવી પડે. મારી આગલી દોસ્તીની યાદગારીમાં આ કાગલની અંદર બીડેલું છે તે લેજે. તું તો એકલી બેખલી છે એટલે તુને કાંઈ અલવલ આવવાની નથી પણ મને તો સારૂ ગામ ઓળખેછ એટલે મારે જરા સંભાળ લેવી જોઇયે. ગુસ્સો કરતી ના. ખોદા તારૂં ભલું કરે.

લા૦ બરજોર.

કાગલની અંદર શું બીડેલું હતું? પાનસો રૂપીઆની એક કરનસી નોટ! આસમાન અને ધર્તી માકીની આંખ આગળ ચક્કર ચક્કર ફરવા લાગ્યાં. તેનાથી ઉભું રહેવાયું નહી અને ફેર આવીને તે જમીન ઉપર ફસડાઇ પડી.

અફસોસ! અફસોસ! માકી આ તારા શા હાલ? તે મનથી સમજી કે બસ હવે બધી જગત તેને એકલી અટુલી મુકીને

આવી ગઇ છે. પણ નહી—પરવરદેગારની ગેબી લાકડાનો અવાજ કાને સંભળાતો નથી પણ તે સારૂં કંઇ ઓછો કાદેર નથી.

સામા ઘરની બારીએથી એક ડોસાં આ સઘળો તમાશો પડદાની પછવાડેથી ભરાઇને જોતાં હતાં. માકી પહેલાં હાથમાં ચોચકું લઇને નીકળી તારેજ તેવણને વહેમ પડયો પણ તેવણ કંઇ બોલ્યાં નહી. પણ જયારે ટપાલનું કાગલ વાંચીને તે ફસડાઇ પડી તારે તેવણનું મન માન્યું નહી અને ઝડપમાં તેની આગળ દોડી આવ્યાં.

"શું છે—છોકરી શું છે? આએ કાગલમાં કાંઇ ઘણા ખરાબ સમાચાર આયા હોશે. પણ ધીરજ ધર, માય, સઉ સારૂં થશે. તું હમણા મારી સાથે મારે ઘેર આવ ને જરા ચાહેબાહે પીને હુશીઆર થા, પછી આપરે વાત કરશું."

"ઓ માયજી. મને જવા દેઓ—હું ઠાર મરી ગેઇ— હું તમારી મેહેરબાનીને લાયકની નથી. મને કંઇ પુછો ના. મને આજનુંઆજ મુંબઇ જવું જોઇયે. હું જાંહાં સુધી મુંબઇ જઇને મારા મનમાં કંઇ છે તે પુરૂં કરૂં નહી તાંહાં સુધી કોઇના ઘેરમાં હું પગ મુકવાની નથી."

પેલાં ઘરડાં બાઇએ જોયું કે માકીના મગજ ઉપર કંઇ મોટો બોજો હતો એટલે વધારે જીદ કરી નહી. પણ તેની પાસ કબુલાત લીધી કે જો કોઇ દહાડેબી તેવણનું કામ પડે તો માકીએ સુખેથી પાછું તેવણને તાંહાં આવવું.

એક દેવાના માણસની પેઠે માકી ચાલી. કાંહાં? મુંબઇ જવા રેલવે સ્ટેશન ઉપર.

---

## પ્રકરણ—૭.

નાઝાંની ઘણી ખુશી હતી કે તેની શાદી બરજોર સાથ તા૦ ૧૬ મી જુનને દીને થાય, કારણકે તે દીવસે નાઝાંનાં મરહુમ માતાજીની વરસી હતી. પણ તેજ દહાડો માકીનો કેદખાનામાંથી છુટવાનોજી હતો એટલે બરજોરની હીમત ચાલી નહીં. તેણે જરા આનાકાની કરી પણ નાઝાં એકની બે થઇ નહી. જે દહાડે આશીરવાદ સરાતા હોય તેજ દહાડે માકી જેલમાંથી બહાર નીકળી ને તેની વાત જોતી ઉભી હોય! તોબાહ! પણ ધનજીભાઇના અને તેમની બેટીના આગ્રહ આગળ તેનું ચાલ્યું નહી. એટલે તા૦ ૧૬ મી જુનનો દીવસ નક્કી થયો.

બંગલામાં ધુમધામ મચી રહી છે, બેંડ વાગે છે, ગીતની ગોયનો બેસુર રાગડા કહાડે છે, નાઝાંનો હર્ષ માયો સમાયો જતો નથી પણ એણીમેર બરજોર શું કરે છે? તે પોતાના ઓરડામાં વીચાર કરે છે કે આગલે દહાડે તેણે જે કાગલ લખીને ટપાલમાં નાખ્યું છે તે માકીને મળયું હશે કે નહી.

સાજવારીની ચમનમાં મના નથી. મોટા મોટા શેઠીઆઓ અને કૌનસીલના મેમબરોને તેડાં છે. આલબ્લેસ બાગમાં ઇલેક્ટ્રીક લાઇટ કરવામાં આવી છે અને સઘળાઓ એક મોહોડે કહે છે કે આવી ધામધુમ આગળ કવચીતજ થઇ હશે.

રાતના બતી સળગી અને છ વાગતે ક્રીયા શરૂ થઇ ને પોણા સાત વાગતે પુરી થઇ. નાઝાંને પેહેરામણી કરવા

સારૂં તુટાતુટ પડી રહી હતી. એવામાં દરવાજા ઉપર કાંઈ ગડબડ•સંભળાઈ અને એક જુવાન છોકરી ધસી આવીને પરણેલાં જોડાંની સામે ઉભી, તેણીના ડોળા હીરાની માફક ચળકતા હતા, સાડીની સોડ છેક કમ્મર સુધી પડી ગઈ હતી. અને માથુંબાનું સરી પડીને તેણીના સોનેરી બાલ હવામાં વંત્રીની પેઠે ઉડતા હતા.

બરજોર ગમ હાથ લાંબો કરીને મોટો ઘાંટો પાડીને તે બોલી. "મુન્જી—નીમકહરામ—બેશરમ—મને આએ હાલતે પહોંચાડી ને તું આખરે પરણી બેઠો છે. મને પૈસાની લાલચ આપીને તું મને મુંગી રાખવાની આશા રાખતો હતો?"

આ પ્રમાણે બોલીને માકીએ પેલી રૂ૫૦૦ ની નોટના ચીરીયાં કરી નાખી ને બરજોરના આંગપર ફેંકી.

આસપાસના લોક વચ્ચે પડયાં "શું છે? શું છે?" કરી ચોમેરથી પુછાવા લાગ્યું.

માકી બોલી "એ હું ઠાર મરી ગઇ. એ કોઇ મને બચાવો રે. એ—એ—આએ લુચ્છો કોઇ મોટો માણસ નહી પણ ચોર છે. એ બરજોર, તારી દગાખોર ચાલ સારૂં હું તારૂં લોહી પીવસ—એ કમનસીબ નાજંબાઈ તું આએ હેરૈમન સાથ પરણીને સુખ જોવાની આશા રાખે છે કે? અરે પોતાની મતલબ સારૂં એ તારૂં ખુન કરશે. અમે તીથલમાં ઉતાં તારે એણે બાઇની સાં———

આ ઠેકાણે ધનજીભાઇ વચ્ચે પડયા.

"ચુપ રહે નાદાન છોકરી, આવી ખુશ વકતીના વખતમાં આવીને આએ પ્રમાણે ઢીંગા મસતી શું કરી રહીછ."

"હીંગા મસની! તમે અણજાણ્યા છેઓ—આએ ચંડાલે મને પરણવાની કબુલાત આપીને મારી પાસે——-

"બસ—બસ—ને બધું હું જાણું છું. તું મુગી મુગી અંહીંથી ચાલી નહી જશે તો પોલીસને બોલાવવી પડશે." ધનજીભાઈ આ લગનમાં વધન પડેલું જોઈ ઘણા ખફા થઈને બોલ્યા.

પણ માકી હઠી નહીં. ને વળી પાછું ઘાંટું કહાડીને બોલી "પોલીસને બોલાવો—જોઇયે તો મને મારી નાખો—આએ ધણીએ મારી ઉપર શું જફા પાડી છે તે તમે જાણતા નથી. બાઇના ઘેરમાં સાંકળીની ચોરી થઇ અને આએ મુજીએ પોતાને બચાવવા થકી મારી પાસે——

બરજોર જે આટલો વાર લાકડાં જેવો થઇને ઉભો હતો તે હવે ગભરાયો. માકીના મોહ ઉપર હાથ ઢાંકી તે બોલ્યો "ચુપ—ચુપ—જો એક બોલ વધારે બોલશે તો તારૂં ગળું પીસી નાખશ. સાહેબો આએ છોકરી બચારી માથાંથી ગીએલી છે. એને અહીંથી કહાડો, નહી તો કોઇને ઘેલાપણામાં નુકસાન કરશે."

બરજોર અને માકી સામસામા ડોળા ધુરકતાં ઉભાં હતાં અને સાજનમાં આવેલું લોક આસપાસ ભેગું થઈ અચરતીથી સઘળું જોતું હતું તે ચીત્ર વીસરાઇ જવાય એવું નથી. બરજોર ઉજળો વાખ જેવો થઇને ઉભો હતો અને માકીને જાણે હીસ્ત્રીયા થયો હોય તેમ તખલતી હતી નાજાં ગભરાઇને બરજોરના હાથને વળગીને ઉભી રહી હતી.

ગુસાને મારે માર્ગીના ગાલ ગુલાબી બની રહયા હતા અને તેણીનાં હવામાં ઉડતા છુટા વાલેથી જાણે તેણીને ફીનેવર પરીનું રૂપ આપી રહયા હતા.

ધનજીભાઈ આગળ આવ્યા અને બરજોરને કહ્યું "ગાડી તૈયાર છે, તું તારે નાજાંને લઇને ચાલી જા, આએ ઘેલી છોકરીનો રસ્તો હું હમણા કરૂછ."

ચાર પાંચ જણે માર્ગીને ધરી અને તે છુટવાને તાણા-તાણ કરતી હતી તેની ગડબડમાં બરજોર પોતાની નવી પરણેલી ઓહરદારને લઇને ત્યાંથી વહી ગયો.

ગાડીમાં નાજાંને ગમગીન જોઇ બરજોર તેણીને પસવારીને બોલ્યો "ડારલીંગ, આએ છોકરી દીવાની છે. એ બધું ફાટું ફાટું બકેછ તે તું માનેછ કે?"

બરજોરના ગભરાટનું વર્ણન કરવું મુશકેલ છે. રખે નાજાંના દીલમાં વેહેમ પેસે અને આટલી બધી મેહેનતે રચેલું ચોકઠું ભાગીને ભુસ થઇ જાય એવી બીકથી તે અંદરથી કાંપતો હતો, એટલે ચેરી ઉપર સરજોરી કરવા સીવાય બીજો છુટકો ન હતો.

"વહાલી, તું કંઇબી મનમાં અંદેશો ના કરતી. તારા બાવાજીને એ બધી વાત ખબર છે."

"ખરેખર, આએ છોકરી તદન ઘેલી જેવીજ લાગતી હતી. એ બચારીની મને દયા આવેછ. પણ આપરાં લગનને દહરેજ આએ અપસગન નડયા નહી હોતે તો સારૂં."

બરજોરનો જીવ માંહેથી ધ્રુજતો હતો પણ શું કરે. તેણે નાજાંને પટાવીને હીમત આપી "નહી—નહી—મારા જાન— શરૂઆતમાંજ જરા કડવું ઓસડ પીવું પડે તો પાછળથી ઘણું સુખ જોઇયે. તું તારે બેફીકર રહે. તારા એક બાલને ઇજા આવવા હું દેનાર નથી."

તેઓ ઘેર પહોંચ્યાં, રાતની ટ્રેનમાં તેઓ માથેરાન ઉપડી જનાર હતાં એટલે જલદીથી કપડાં બદલીને તેઓ સ્ટેશન ઉપર ગયાં. લોક ખાઇપીને વગે સગે થઇ ગયું અને લાચાર લાઇલાજ મારી હાંફતી જઇને આલબલેસ બાગની સામે એક ઘેરના ઓટલા ઉપર ફસડાઇને બેઠી.

---

## પ્રકરણ—૮.

હવે આ બરજોર અને નાજાંનો મામલો તુરત વેળા અહીંજ પડતો નાખીને આ વારતાના બીજાં વળાંમાં દાખલ થઇયે. નસલી વહાડયા ગમ આપણે અછડતી નજર કરી ગયા છૈયે. નસલીનો પીતા તો ગુજરી ગયો હતો પણ માતા પુનામાં એકલાં રહેતાં હતાં. નસલી પોતાના માસી સુનાબાઇ વહાડયા સાથે મુંબઇ રહેતો હતો. આ માસી પાસે ત્રીસ લાખની દોલત કહેવાતી હતી અને તેવણ છૈઆં વગરનાં હોવાથી નસલીને પોતાનો દીકરો કરી રાખ્યો હતો. આટલી ઓળખ આપવા પછી હવે આપણી વારતા આગળ ચલાવીશું.

"દીકરા નસલી, આપુને હાંગકાંગ જવાના દહાડા તો નજદીક આવી લાગા ને હજુર કાંઇ ઉજમ થતો નથી. તું એકલો જઇને એટલું કામ કરી આવતે તો કેવું મજાનું કે મને ઘરડાં આદમીને અછાડા પછાડા ખાવા નહીં પડતે."

"માસી એમ કાંઇ બને? તાંહાંની મોટી મીલકતો બધી બેહેસતી માસાજીના નામપર છે ને તેવણનો પવર તમે લીધેલો છે તેથી વેચવા સાટવા સારૂ તમારી સહી પત્રી તો જોઇયે. હું એકલો જઇને શું કરૂં? નોટ, શેરો સઉ વેચવાનું તે તમારી હાજરી જરૂર જોઇયે."

"વારૂં ચાલો—એમ તો એમ. તારા માસા સાથ હું ત્રણ વખત ચીન જઇ આવેલી છેઉં એટલે મને કંઇ નવાઈ નથી. દીકરા, પાછળથી જે છે તે તારૂંજ છે કેની. તારે ખાતર હું એટલી મેહેનત કરૂંછ, નહી તો એવી મીલકત ફીલકતને મારી ઉપરથી ઓવારી નાખતે."

આટલી વાત ચાલેછ એવામાં નોકરે આવીને ખબર આપી કે શીરીનબાઇ નામની કોઇ બાઇ મળવા આવીછ.

"અરે હાજો, ખરીવાત. મારી સાથે લઇ જવા મેં એક છોકરીને શોધાવીતી તે હોશે. કરસન જરા તેવણને માળ-પર મોકલ તો."

બે મીનીટમાં એક ઉંચી જુવાન અને અતી રૂપાળી છોકરી સામી આવીને ઉભી. તેણીએ કાળી સાડી પહેરી હતી તેથી તેના ચેહેરાનો ગોરો રંગ ઓરખી સફેદ મારતો હતો. તે ગંભીર ચેહેરે સુનાબાઇની સાંમે આવીને ઉભી.

"તમારૂં નામ શું માય?"

"જી, શીરીન."

"નસલી, જરા શીરીનને ખુરસી આપો. માય બેસ—બેસ."

"જી મને તમારાં સગાં રતનબાઇએ મોકલીછ કે તમુને સાથે લઇ જવા સારૂં કોઈ બાઇ માણુસ જોઇયે છે."

"હા ખરી વાત છે. પણ તમુને ખબર છે કે મને તો છેક ચીન જવાનું છે જો, ને તાંહાં મને ઓછામાં ઓછું એક વરસ લાગશે."

હાજી, મને તેની ખબર છે. મને પોતાનેવી મુંબઇથી બહાર જવા ગમેછ." માકી પોતાના રૂપેરી સાદે બોલી.

"તમે અગાઉ કોઈ ઠેકાણે ચાકરી કીધીતી?"

"હાજી હું અમદાવાદમાં આઇમાય ઉમરીગરને તાંહાં રહેલી હતી તેવણુની મારા ઉપર ઘણી મેહેરબાની છે."

"તમારાં માબાપ છે કે?" નસલીએ પુછયું.

"નહીંજી, બેઉ ગુજરી ગયાંછ. મારો ભાઈ કે બેહનબા નથી. બાવાજી પંથકાનો ધંધો કરતા હતા પણ છ વરસ થયાં ગુજરી ગીયા. મેં બાટળીવળાની સકુલમાં સાતમાં ધોરણ સુધી કેળવણી લીધેલી છે અને તેની મારી પાસે સરટીફીકેટ છે."

આ પ્રમાણે બોલી માકીએ પોતાને મળેલી સરટીફીકેટ સુનાબાઇ વહાડીયાના હાથમાં મુકી. આ વાર તેણીની

છાતી ઠડકતી હતી કે રખેને તીથળ મધે પારોજબાઇ પટેલને તાંહાં કીધેલી નોકરી વીશે કાંઇબી વાત નીકળે પણ તેવું કશું બન્યું નહીં. સુનાબાઇને આ છોકરી ઘણી ગમી આવી એટલે તેવણે કાંઇ વધારે પુછપરછ કરી નહીં અને લાગલી ગોઠવણ કરવા માંડી.

"બેહન તું કાહારે આવી શકશે?"

"જી તમારો હુકમ થાય તારે. તમે કહો તો હમણા તૈયાર છું."

આ પછી ગોઠવણ થઈ કે માકીએ પરમ દહાડે પોતાનાં કપડાં લઇને આવવું. તેણીનો દર માસે રૂપીઆ પચાસનો પગાર ઠરાવ્યો હતો.

માકીના આવ્યા પછી પંદરમે દહાડે તેઓ મેલ સ્ટીમરમાં ચીન ઉપડી ગયાં. સુનાબાઇને દરીઓ ઘણો લાગતો હતો. પણ સારાં નસીબે માકી જબરી દરીઆ પેલાડી નીકળી અને બાઇની સારવાર કરવામાં ઘણીજ કામ લાગી. સુનાબાઇ જયારે સ્ટીમરના રોલ થવાથી કેબીનમાં પડી રહેતાં તારે તુટક ઉપર બીજો નાટક ચાલતો હતો. કહેવાની જરૂર નથી કે નસલી અને માકી વચ્ચેની મીત્રાઈ રોજ બરોજ વધતી જતી હતી.

વાતચીત કરતાં માકીએ જાણ્યું કે નસલીનાં માઍનુ નામ ગુલબાઇ હતું અને તેવણ કોઈ મધ્યમ સ્થીતીનાં માણસ સાથ પરણ્યાં હતાં. નસલીની ઉમર છવીસ વરસની હતી અને તે માસીનો લાડકો અને વારેસ હતો. તેણે

બારીસ્ટરની પરીક્ષા પસાર કરી હતી પણ હજુ સુધી કાંઇ કામ મેળવ્યું ન હતું. તેના માસા ચીનમાં મોટા વેપારી હતા અને ત્યાં મોટું એસટેટ કીધું હતું પણ તેવણના ગુજરી જવાથી આ એસટેટ વેચી સાટીને સઘળું નક્કી કરવા માટે તેઓ હાંગકાંગ જતાં હતાં.

એણીમેર માકીએ પણ પોતાની આગલી પાછલી હકીકત નસલીને કહી પણ તેમાંથી પેલી તીથળની વાત અને બે વરસનું કેદખાનું ખાઇ ગઇ. આ પ્રમાણે ખુશ ખુશાલીમાં દહાડા નીકળી ચાલ્યા અને તેઓ હાંગકાંગ આવી પહોંચ્યાં.

તેઓ પોતાનાજ બંગલામાં જઇ રહ્યાં અને વેચાણ સટાણમાં બે મહીના નીકળી ગયા. નસલીને ફરવા હરવાનો શોખ ઘણો હતો એટલે આઠ આઠ દસ દસ દહાડા સેહેલ કરવા જઈ આવતો હતો. એકવાર તે કનતાન ગયો હતો ત્યાંથી આઠ દહાડે પાછો ફર્યો. આ વાર માકી એકલી બેસીને કાંઈ ગુંથતી હતી. સુનાબાઈ તો બહાર સીધાર્યાં હતાં. માકી નસલીના આવવાની બેતેજારીમાં રાહ જોતી હતી કારણકે સુનાબાઇની સઘળી મેહેરબાની છતાં તેણીને સોહોવાતું ન હતું.

પાંચને ટકોરે નસલી આવી પહોંચ્યો. માકીએ હાથમાંનું ગુંથવાનું મુકી દીધું અને ઉઠીને ઉભી થઇ.

"આવોજી—કંઇ ઘણા મોટા મુસાફર થઇ ગીઆછ—આઠ આઠ દહાડે આવોછ? બાઇજી તો બહાર ગીએલાં છે."

"હું ઘણો ખુશી છેઉં કે તેવણ બહાર ગીએલાં છે કારણકે મારે તમુને કંઇ કહેવું છે." નસલી ગંભીર ચેહેરે બોલ્યો.

નસલીનો ચેહેરો જોઇને માકી ડઘાઇ ગઇ. તેણે આવતાં વારહમેશની માફક શેકહેંડ કરવાનાબી અખાડા કર્યા હતા. તે માકીની સાંમે ઉભો.

"શીરીનબાઇ, તમે તમારી આગલી વાત છુપાવી અને મારાં માસીને ઠગીને તેવણ સાથ અહીં આવ્યાં એ શું તમે વાજબી કીધું?"

"શું—?"

"તમે સારીપેઠે જાણોછ કે હું શું કહેવા માગુંછ. તમે આઇમાય ઉમરીગરને તાંહાંની ચાકરી વીશે બોલ્યાં પણ તે અગાઉ બે વરસ સુધી તમે કાંહાં ઉતાં?"

માકી હીંમતથી સામી ખડી રહી. "એ શું વળી તમે મેરા કુત્તા તેરી કોહાડી લઈ આયા?"

"એ બધી ધરપચ છોડી દેઓ. તમે જેલમાં જઇ આયાંછ કે નહીં?"

"હા"

"હા! તારે તમે અમને ઠગ્યાં." નસલીએ ઘણી નાખુશીથી કહયું.

"જરાબી નહી. મેં છેલ્લી ચાકરી કાંહાં કીધીછ એમ તમે પુછયું તેનો મેં જવાબ દીધો. (આંખમાં પાણી લાવીને) મારી ઉપર પડેલી સઘળી જફા તમુને કહેવાને હું કંઇ બંધાયલી નહી ઉતી?"

"ઠીક છે, તે હું જાણવા માગતોબી નથી. તમારી આગલી જીંદગી સાથ મને કશું લેવું દેવું નથી. હું

એટલુંજ માગુંછ કે તમોએ માસીજી આગળથી એકદમ જવું."

"અરે નહી—નહી."

"તમારે એકદમ જવું પડશે. તમારે એક મહીનાની નોટીસ આપવી. હું કંઇ વાત એવણને કહેવાનો નથી. તમારા જેમ ધ્યાનમાં આવે તેમ બહાનું કહાડજો. તમુને પાછું મુંબઇ જવા પૈસા જોઇતા હોય તો—

"બસ—બસ—મને પૈસા જોઇતા નથી. તમે આવા કઠણ દીલના છેઓ એમ હું ધારતી નહી હતી."

માકી ઉઠીને ચાલી ગઇ અને નસલીબી ગયો. ત્યાર પછી તેઓનો મેળાપ થયોજ નહી કારણકે બીજેજ દીને સવારના નસલી ફરીથી સેહેલઘા માટે શેહેંઘાઈ જવા સ્ટીમરમાં નીકળી પડયો. તે માકીની ટેબલ ઉપર ચીઠી મુકી ગયો હતો કે—

"હું એક મહીનામાં પાછો ફરશ તેટલાં તમારે કંઇબી કરીને નીકળી જવું."

માકી મનમાં વીચારવા લાગી. "હું એમ જનાર નથી. એ કેવો ઘાતકી! મારો ખુલાસોબી સાંભળ્યો નહી— હુંબી તો ખરી કે એની આગળ બધી વાત કરીને એનાં મનની ખાત્રી કરૂં. પાછો આવે પછી વાત. અહીંથી મને કહાડી મુકશે તો હું શું કરશ, એ મારા ખોદાય મને થયલી સજા શું થોડી છે કે આએ નવી જકા!"

---

## પ્રકરણ—૯.

નમલી વહાડયા કફડીને ચાલી ગયાને આઠ દહાડા થઇ ગયા છે. માણી બંગલાનાં દીવાનખાનાંમાં એકલી બેસીને સીવતી હતી એવામાં એક ગ્રહસ્થ મળવા આવ્યો, તેના સખુનો સાંભળીને માણી બોલી પડી:—

"એ વાત હું માનું નહી! એમ બનેજ કેમ? ઓ માએરે. હવે શું કરૂં? સુનામાએને કેમ કેહું? પણ તમારી ખાતરી છે? એમાં કાંઈ ફેર તો નહી હોય?"

"બેન, હું દલગીર છું કે એ ખબરમાં કાંઇબી શક રહયો નથી. નસલીને બીચારાને ગુજર્યાને આજે પાંચ દહાડા થઇ ગયા છે. આગગાડીની મોટી અથડાઅથડી થઇ તેમાં ચાળીસ જણા માર્યા ગયા તેમાં નસલીબી બીચારો હતો. સઘળાં મુડદાંઓનાં અંગપરનાં કપડાં તપાસી જોતાં નસલીનાં ખીસાંમાંથી તેનો કારડ કેસ અને કાગલો મળ્યાં તે ઉપરથી અમેએ જાણ્યું કે એવણ કોણ છે."

આ ઓચીંતી ખબર સાંભળીને માણી ડઘાઇ ગઇ. સુનામાએ સીક હતાં એટલે નીચે આવી શકે તેમ ન હતું તેથી પેલા ખબર લાવનાર શેઠે રજા લીધી.

એકલી પડી માણી બીચાર કરે છે, "મરી ગયો? મારો મુદઇ! અરે ખોદા! તેના જવાથી વળી મને થોડી મુદત સુધી તો કોઇ હેરાન કરનાર નથી, પણ નસલી મને ગમતો હતો. એ જરા કઠણ હતો પણ સાચા બોલો હતો. મારી વાત કદાચ બાહેર આવશે તો મારો બચાવ કોણ સાંભળશે? હું કહેવશ કે મેં ચોરી નથી કીધી તો તે કોણ માનશે?"

કેવા શબ્દોમાં માશીએ આ ભયંકર ખબર સુનામાએને પહોંચાડી, તેનો ફટકો આ હેતવંતાં માસીને કેવો લાગ્યો, ઘરમાં કેવું ગોબ્યારૂં મચી રહ્યું તે સઘળું વર્ણવવાની જરૂર નથી. સારાંશ કે થોડા દીવસમાં સઘળું વગેસગે થઈ ગયું અને માશીનું ગાડું પાછું અસલની માફક ગબડવા લાગ્યું.

બરાબર માસીસાને દહાડે સુનાબાઈ વહાડયા ને માશી ગમગીન બેઠાં. હતાં એવાંમાં પોસ્ટનો સીપાઇ એક મુંબઇનું રેજીસ્ટર કાગલ લઇને આવ્યો. આ કાગલ નસલીનાં નામનું હતું. સુનાબાઇ તે ફેરવી ફેરવીને જોઈને બોલ્યાં "એ નસલીને નામનું છે, ને ઉપર તાકીદ કરીને લખેલું છે. હું ધારૂંછ કે હવે એ કાગલ હું ઉખેડું તો કાંઈ અડચણ નથી. બેહેસ્તીનાં માએનું હોશે."

માશીએ અચરત થઇને પુછયું "શું બેહેસ્તીનાં માએબી છે?"

"અરે હારે, મારી સગી બેન થાય! બીચારીનો એક-પુરો છોકરો ઉતો પણ મારો વારસ થવાનો એટલે મારી સાથેજ રહેતો હતો. મારી બેન બીચારી દીનબાઇ કેવી રડીને અરધી થતી હોશે!"

આટલું બોલતાંમાં સુનાબાઇએ કાગલ ઉખેડીને વાંચવા માંડયું. વાંચીને ધોલ્યા ઉપર નાખીને તેવણ માથું કુટવા ને રડવા બેઠાં. "અરેરેરે! હવે શું કરૂં? આ કાગલ લખ્યું તારે મારી બેન બચારી જાણુતીતીબી નહી કે છોકરો બેહેસ્તી થયો. ઉલટા ખુશીના સમાચાર લખેછ કે બેહેસ્તીના

કાકા વારસ વગર ગુજરી ગીયા તેવણનું વીલ ઉખેડતાં લાખો રૂપ્યાની મીલકત નસલીને આપી ગીયા છે તેથી માઍ ઉલટમાં આવી દીકરાને "જલદી આવ જલદી આવ" કરેછ. વળી લખેછ કે દીકરાએ હાંગકાંગમાં એક ગરીબ ઘેરની પણ મડમ જેવી છોકરીપર દીલ લગાડયુંછ ને ચંદ-રોજમાં પોતાની બયરીને લઇને વાજતે ગાજતે પોતાની માએને આવીને મળશે! હા, શીરીન, શીરીન, બચારાના દીલમાં કાંઇ કાંઈ ઉમેદ ઉતી તે બધી એમની એમ મુકીને ચાલ્યો ગીયો! એ નસીબવાન છોકરી કોણ હોશે? કોઇ ગરીબજ ભાગયવંત હાથ લાગતે. કારણકે મેં મારાં વીલમાંબી તેનું ચાર લાખ રૂપ્યા નામ પાડયુંતું. વળી પુનામાં બેહેસ્તીના કાકાના મેહેલ જેવો બંગલો "અંજીરબાગ" છે તેમાં જીવે જાગે તાંહાંસુધી રહેવાનું મળતે! પણ તે બચારીનાંબી નસીબ! કાલે બેનને લખ્યું કે તારૂંબી નસીબ ને મારૂંબી નસીબ ફુટું! ઓ શીરીન! પકડ, પકડ, મને ઘર મને ચક્કર આવેછ!" આમ બોલી સુનાબાઈ ઘોલ્યા ઉપર બેભાન થઇને પડયાં, માકી એ તુરત માણુસ દોડાવ્યાં ને ડાક્ટરને બોલાવી મંગાવ્યો, ડાક્ટરે ઘણી સંભાળથી તપાસીને ડોકું હલાવ્યું.

"બાઇ, હું ઘણો દલગીર છું કે આ બુઝરોગ બાઇપર ઘણીજ સખ્ત જાતની બ્રેન ફીવરે ગલબો કીધો છે ને એમાંથી બચવાં મુશકેલ છે. એવણ શું ઘણું થયું સીક હતાં?"

"હાજી, એવણનો ભાનેજ અકસમાતથી રેલવેમાં કચડાઇ ગયાના સમાચાર આવ્યા પછીથી એવણ બીછાનાંપરથી

ઉઠયાંજ નથી, તેવામાં કાલે મુંબઇથી માઠા સમાચાર આવ્યાને લીધે એકદમ ફાળ આઇને પોલ્યા પર પડી ગયાં.''

આ વાર તાવની ઝુમમાં સુનાબાઇ મોટે સાદે લવારો બકારો કરતાં હતાં તેમાં મુખ્ય નામ નસલી અને શીરીનનું લેયાં કરતાં હતાં "જો નસલી, મારી શીરીનને સુખ દેખાડજે, એ મારી પેટની દીકરી થાને આલે છે, ચાલ હવે, તારી બઇરીને લઇને મુંબઇમાં સીધાર નહીતો તારી માએ મારી સાથે ચીથરાં કાડશે, શીરીન, તું બડી નસીબવાન, શીરીન, શીરીન, શીરીન!''

ડાકટરે હળવેથી માકીને પુછયું "એવણ આએ શીરીન, શીરીન કરીને હાંક મારેછ તેવણ કોણ?''

"જી મારૂંજ નામ શીરીન!''

"ઓ હો! હવે હું સમજયો! તમારા જુવાન ભથારના અકસમાત મરણ માટે સાંભળીને હું અત્યંત દલગીર છું. જેમ ખોદાનો હોકમ!''

'ભથાર' બોલ સાંભળતાંજ માકી લાકડાં જેવી થઇ ગઇ પણ ફકત ડોકું નમાવવા સીવાય કાંઇ બોલી નહી.

ડાકટરે રૂખસદ લીધા પછી બે ત્રણ કલાક સુધી અછાડ પછાડ કરીને સુનાબાઇએ પ્રાણ મેલી દીધો. તેવણને હાંગકાંગમાં ઘણી ઓળખાણ ન હતી તોબી ત્યાંના થોડાક જરથોસ્તીઓ માકીની મદદે આવી પહોંચયા. ઘરનો સઘળો કારભાર માકી કરતી હતી એટલે તેઓ તો તેણીને ઘરનીજ છોકરી, આતબગની સગી અથવા નસલીની બઇરી થઇ હોય

કે થવાની હોય તેમ સમજતા હતા. રવાનની સઘળી ગોઠવણું રાતો રાત થવા પછી જયારે માકી માળપર ગઇ ત્યારે મુંબઇથી આવેલું કાગલ પલંગ ઉપર પડેલું જોયું. ઝડપમાં લઇ તે વાંચી જોતાં નીચલો ફકરો તેણીના વાંચવામાં આવ્યો.

"દીકરા, તું હવે દહાડે વારેનો થયોછ, ખોદા રાખે લખોની પુજનો ધણી છે એટલે પરણવાની ઉલટ કરે તેમાં નવાઇ નથી. તું લખેછ કે તારી શાદી તેં શીરીન નામની એક છોકરી સાથે કરવાનું નકી કીધુંછ ને થોડાજ દહાડામાં તું વહુ માયને લેઇને મુંબઇ આવશે તો મારી પુરી ખુશી છે. હું જાણું છું કે તું કાંઇ ખોટો રૂપ્યો લાવે નહી. ખોદાએ મારે ત્યાં દીકરી આપીજ નથી તે ઘેર શોભત વહુ આવશે તેને મારી આંખમાં ચાંપશ, વાસ્તે હવે નકામો વખત લગાડતો ના ને ભલાઇનું કામ કરીને જલદી આવજે."

માકી મનસે વીચાર કરેછ:—"આહ! આ શું ઢંગ! આ નાપાક બરઝોરે પોતાનું નજીસ પાપ મારે માથે ઓળવ્યું નહીં હતે અને લાંબી ટુકી વાત કરીને મને ફસાવી નહીં હતે તો આજે હું કેવી સુખી હતે! અંજીરબાગમાં રહેવાનું અને લાખોની માલેક! બળ્યું મારૂંબી શું નસીબ છે! નસલીએ પોતાની માએને લખ્યું પણ મને કોઇ દહાડે એક બોલ કહ્યો નહીં. બીચારો એક બે દહાડામાં વાત છેડવાનો હશે તેટલાં આએ કેદખાનાની વાત સાંભળી આવ્યો! આહ! આએ બરઝોરને શું કરૂં? શું એને જવા દઉં? મારી પાસે એક દોઢીઉં નહીં એટલે હું એને સજા

કેમ કરૂં? આજ સુધી મેં પૈસાને ઠોકર મારેલી છે પણ બરજોરને એને ફેજે પહોંચાડવા પૈસા જોઇયે."

બારી આગળ ઉભી રહી માકી વીચારવા લાગી. "એ ગાડી ઘોડે ફરે ને હું ચાકરડીની કાની વહીતરૂં કરૂં? એ બંગલામાં ખપે ને હું જેલમાં જઇ આવેલી ગુનેહગાર? કાંઇબી કરીને જે પૈસાદાર મંડળમાં એ ફરેછ ને માથું ઉંચું રાખેછ ત્યાં જો મને ભેળાવાનું થાય તો પછી એને દેખાડું? આહ! હું જો મીસીસ નસલી વહાડયા થઇ હતે તો બરજોરનો તો એવો રંગ મચાવતે."

પણ સબુર, અચચુચ માકીનાં ભેજાંમાંથી એક નવોજ ખ્યાલ પસાર થઇ ગયો. હાંગકાંગમાં તો તેને કોઇ ઓળખતું નથી બલકે જે થોડા ઘણા જાણેછ તેઓ તો તેણીને નસલી સાથે, અદરાયલીજ સમજેછ. ડાકટરબી એવાજ ખ્યાલમાં હતા ત્યારે માકી નસલી વહાડયાની વીધવા દાખલજ મુંબઈ પાછી ફરે તો કેમ?

આ વીચારથી માકી લાલચોળ થઈ ગઇ. સારા બંગલામાં તે એકલી હતી. તે વીચારવા લાગી કે "દીનબાઇને કશો વેહેમ નહી આવે તે સારૂં સુનામાયનું કાગલ કે લગનની સરટીફીકેટ કે બીજું કાંઇબી ઓઠું જોઇયે ઓહો? તે કાંઇ ઘણું મુશકેલ નથી. સુનાબાઈના દસકત હું આબેહુબ નકલ કરી શકું છું. ફકત હીમત જોઇયે. છાતી ધાડી રાખીને એક તોલ્લો મારવાનો છે!"

માકી રાતના સુવા ગઇ પણ ઉંઘ અને તેણીને વેર પડયું હતું. તે એકલી પડી પડી વમાસવા લાગી કે

"જો એક વાર હીમત કરૂં તો આએ દલદેસરીમાંથી છુટીને સુખ જોઉં. પૈસો ટકો તો બાજુ રહ્યો પણ પેલા ચંડાળ બરઝોરને જમીનપર પાડું. જો આએ વખતે હીમત હારી તો જીંદગી સુધી હાડમાર થવાનો સોદો છે. વહીતરૂં કરી કરીને મારગ લાગીશું અને બરઝોર ખરો પાપી તે છુટી જશે. માફી, માફી, તું આએ પાપ કરે છે પણ તેમાં તારો ઘણો વાંક નથી. તેં ઘણું ખમ્યું છે ને આએ પગલાંથી તું કોઇને નુકસાન કરવાની નથી. બસ હુંબી તો ખરી કે બરઝોરનું લોહી પીઉ! તેની લેવરી દાનાદાન કરૂં તોજ મારો જીવ ઠરશે."

સવારના પોહોરમાં માકીએ વીધવાના કપડાં સજીને ડાકટરને પાછા બોલાવી મંગાવ્યા. ડાકટર આગળ તે ઝાર ઝાર રડી અને પોતે એકલી પડી જવાનો બળાપો કીધો. ડાકટર એનડરસન ઘણો દયાળુ દીલનો હતો તેણે ઘણો દીલાસો દીધો ને પોતાથી બનતી મદદ કરવાની ખુશી દેખાડી. માકી લાગ જોઇને કરગરીને બોલી.

"ડાકટર, મારાં સંકટમાં ખોદા સીવાય મારૂં બીજું કોઇ મદદગાર નથી. જુવો હું કેવી કમનસીબ છું. ઘરી ધામીને હું સુખી થવા સારૂં બેહેસ્તી સાથે મુંબઇ વેરથી અહીં આવીને હજું તો અમારી શાદીને દોઢ મહીનો થયો નથી તેટલાંમાં તો પરવરદેગારે મારા ઉપર આએ ગજબ પાડયો. પણ જયાં સુધી માસીજી મારી સાથે હતાં ત્યાંસુધી તો હું ગળે ગાંઠ વાળીને બેસી રહી હતી. પણ તમે પોતેજ જોયું કે કેવી રીતે મને દગો દઇને તેવણુબી અચબુચ

ચાલી ગયાં. હવે હું પુને જઈને મારાં સાસુને મોઢું શું દેખાડશ? તેવણ જરૂર કહેશે કે મેં માસીની કાંઇ દરકાર કરી નહીં હશે ને તેવણને નાખી મુકયાં હશે, મારૂં અહીં કોઇ એવું ઓળખાણનું નથી કે મારી તરફથી બે બોલ બોલે. મુંઇ હું મુંઇ!" આમ બોલી માકીએ પોતાના મોંહ ઉપર બેઉ હાથ ઢાંકયા ને ઝાર ઝાર રડવા લાગી. ડાકટર મુગા મુગા દલગીર ચેહેરે બેસી રહ્યા. જરા વારે માકી બોલી.

"મારે વીશે સાસુજી ગમે તે ધારે પણ મેં તો મારી ફરજ કેવી બજાવી છે તે મારો ખોદા જાણે છે. પણ ડાકટર, એક મારી અરજ છે તે મંજુર રાખશો તો મારા ઉપર મોટો ઉપકાર થશે.'

"તે શું છે? મોટી ખુશીથી."

"એટલુંજ કે હું આજે મુંબઇ મારાં સાસુને બધું વીગતવાર કાગલ લખુંછ તેમાં તમારી તરફની એક સરટીફીકેટની જરૂર છે કે શું બીમારીથી માસીજી એટલાં જલદી દબાઇ ગયાં?"

"ઓહ? તેમાં શું? કેસમાં કશી વાતની મુશકેલી હતીજ નહીં એટલે મોટી ખુશી સાથે એવી સરટીફીકેટ આપવા હું અબઘડી રાજી છું."

માકી ચુપચુપ ઉઠી અને ખડીઓ કલમ ને સાહી ડાકટર આગળ લઇ આવી. ચશમો ચહડાવીને ડાકટર લખવા બેઠા. માકી બોલી, "ડાકટર સાહેબ, જો તમને અડચણ નહીં હોય તો તમારે જે કાંઇ લખવું હોય તે એક સરટીફીકેટના

આકારમાં લખવા કરતાં મારાં સાસુજીને એક કાગલના આકારમાં લખશો તો મને વધારે સારૂં લાગશે."

"હા, તેભી ઠીક છે." આમ કહી ડાકટરે નીચલું કાગલ લખી કહાડયું.

**નેકનામ બાઇજી સાહેબ દીનબાઇ,**

તમારાં વહુ શીરીનબાઇ આજે તમને તમારાં બેન સુનાબાઇનાં ગમગીન મરણનું કાગલ લખનાર છે તે ટાંકણે બેહેસ્તીના તબીબ તરીકે મારી તરફથી પણ બે બોલ લખવાની હું જરૂર જોવું છું. આજે વીસ દીવસ થયા મરહુમની તબીયત ઘણી બીમાર ચાલતી હતી, તેમાં તમારા દીકરા મી૦ નોશીરવાનના અચબુચ ગુજરવાની ખબર સાંભળીને તેવણને સનેપાતનું જોર થઇ આવ્યું અને દેહ નબળી હોવાથી યારી આપી નહી, અને પોતાના પેદાના કરનાર પાસે ચાલી ગયાં છે. એ કેસમાં હું અગાઉથી તેમજ છેલ્લે દીવસેબી હાજર હતો અને મારેથી બનતી સઘળી તજવીજ કીધી પણ તાવનું જોર અચબુચ વધી જવાથી સઘળી મેહેનત વ્યર્થ ગઇ. હું તમારાં દુઃખમાં દીલોજાનથી ભાગ લઉંછું.

આ ઠેકાણે મારે જણાવવું જોઇયે કે મરહુમની માંદગી વેળાએ તમારી વહુ શીરીનબાઇએ તેવણની જેવી દીલ સુઝીને ચાકરી કીધીછે તેવી પેટની દીકરીબી કદાચજ કરતી હશે. એક પરાયા મુલકમાં તેવણની

આવી એકલી હાલત માટે હું ખરેખર દલગીર છું અને આશા રાખું છું કે તેવણ તમારી તરફ પાછાં ફરવા પછી તમે એક બીજાંની સોબતમાં દીલાસો પામશો.

લા૦ સેવક,

**જે. જે. એનડરસન,**

લફટનંટ કરનલ ઇંડયન મેડીકલ સરવીસ.

તાલમેલથી ડાક્ટર પાસેથી આ કાગલ લખાવી લઇ માકીએ નસલીનાં માએ દીનબાઇને નીચલું કાગલ પુને લખ્યું.

**નેકનામ માતાજી બાઈ દીનબાઈ,**

હું શું લખું તે મને સુઝતું નથી. ધણીનાં સુખની કેવી ઉમેદવાર, તે આજે આએ હાલતે પહોંચી છું. પણ તમારા પોતાની ઉપરબી જે ગજબ પડયો છે તે ધ્યાનમાં લઇ વીરજની હાય મારીને બેસી રહેવા સીવાય છુટકો નથી. અમે બીજા એક માસમાં તો અતરેથી નીકળી તમો માતાજીને પગે લાગવાની પુર ઉમેદમાં હતાં પણ ખોદાનો એવોજ હુકમ હશે તે તમારી આગળ કાળું મોઢું દેખાડવાને હું એકલીજ જીવતી રહી. માતાજી પાખડું વળગીને તમારી આગળ મને રજુ કરવા બેહેસ્તી કેવા નાચી કુદી રહેલા તે જયારે મને યાદ આવેછે ત્યારે મારી છાતી ફાટી જાયછે

પણ વધુ લખીને તમારા રંજીદા જીવને વધારે આજેજ કરવા હું ઇચ્છતી નથી. અહીંનું બધું બાળી મુકીને હું એક મહીનામાં નીકળી પડશ ને બચગીથી જે માતાનું સુખ જોવાને બેનસીબ છું તેને બદલે તમોને પગે પડવાની આશા રાખુંછું. આએ મધે અહીંના મોટા ડાકટર કરનલ એનડરસનનું કાગલ બીડયું છે તે તપાસી લેજોજી.

લા૦ તમારી દુવાગીર દીકરી,

**શીરીન નશરવાનજી વહાડયા.**

---

## પ્રકરણ—૧૦.

હવે માકીને જરા બાજુએ રાખીને આપણે પાછા બરઝોરની પરણેલી જીંદગી ગમ નજર કરીયે.

"વહાલા, શું કરેછ? હું આઉં કે?" આમ નાજ નખરાં કરતી નાજાં ઓરડાની બહાર ઉભી રહી બોલી, બરઝોરે જરા ખંખાર માર્યો કે તે લાગલી દાખલ થઇ અને પછવાડેથી બરઝોરનાં ગળાંને વળગીને ઘેલાં ચેડાં કહાડવા પડી.

બરઝોર હવે નાજાંથી કંટાળવા માંડયો હતો. તે જયારેબી આવતી ત્યારે બરઝોર મોહ કુમળાવતો હતો અને તેને એક જાતની પીડા સમાન સમજતો હતો. પણ તેની હજુરમાં હસ્તું મોહ રાખ્યા વગર તો ચાલે નહી.

આપણે અગાઉ જોઇ ગયા છૈયે કે નાજાં કોઇબી વાતે ખુબસુરત તો કહેવાય નહી પણ કપડાંના ઠાઠમાઠનો પાર ન હતો. લેસની બાંહેના લટકતા પોલકા અને બુટા ભરેલી સાડીના ઝમકાટથી તે એક કાપડીઆની ચાલતી દુકાન જેવી હતી. તેમાં વળી પરણ્યાને અઢી વર્ષ થયાં તેમાં કેટલો ફેરફાર! તે અગાઉ પતળી અને સોટા જેવી હતી તે હમણાં બરાબર પોખાઇને બેવડી થઇ હતી. અગાઉ છોકરવાદી હતી તે હમણા જરા મોટાંમાએ જેવી લાગતી હતી ને વળી થોડાંમાં બોરૂ—તેની જીભ તસુ સવા તસુ વધી હતી અને તેજ પ્રમાણે કટકટનું કામ બજાવતી હતી.

આહ બરજોરની આંખે જુઓ. રમકડાં સરખી માકી અને આ ઢેબરાં સરખી નાજાંમાં કેટલો ફેર! એક તો નાજાં આવી સકરડલ્લા જેવી તેમાં વળી બરજોર ઉપર એટલું વહાલ કરે કે તેને ધધરીને તાવ ચહડતો હતો. તે જો બરજોરને સખે પડી રહેવા દેતે તો ગાડું જેમ તેમ ગબડતે પણ તે આખો દહાડો તેની આગળથી ખસતી નહી અને ખાનગી તેમજ જાહેરમાં બરજોર ઉપરથી ઉથલાઇ પુથલાઇ જતી એટલે બરજોરનો દમ ઉપર આવી જતો હતો.

આ વાત આપણી ચાલે છે તે વારે બરજોર અને નાજાંનો બુચો એક વરસની ઉમરનો થવા આવ્યો હતો. તે જ્યારે પેદા થયો ત્યારે બરજોરના જીવને જરા કરાર થયો હતો કે આ નવું રમકડું હાથમાં આવ્યાથી નાજાં તેનો પીછો છોડશે. પણ બુચાને ત્રણ ચાર મહીના થયા કે

તેને આયાઓના સ્વાધીનમાં છોડીને આ બલાગત બરઝોરને પાછી વળગી હતી.

નાજાંને દાખલ થતાં જોઇ બરઝોરે પુરો મુકયો કે હવે એ પીડા કાંઇ સેહેજમાં પતવાની નથી.

"કેમ નાજુ, કેથે મળવા ગેઇતી કે?"

"હા—બચારા નસલી વાહડયાના માએ દીનબાઇ પોતાની વહુ શીરીનને લઇને મુંબઈથી પરમ દહાડેનાં આયાંછ તે લોકને મળવા ગેઇતી."

"અહં! તે લોક કાંહાં રહેવા આયાંછ?"

"કોનવેનટ સ્ટ્રીટમાં મી૦ એલીઆઉનો બંગલો છે કેની તેજ આખો લીધોછ. બીચારા નસલીને અકસમાતથી ગુજરવાને એક વરસબી થઈ ગયું. મરેરે કંઇ દહાડા જાયછ—જાણે પાણીનો રેલો."

બરઝોર કંટાળીને બોલ્યો "પણ નસલીની દયા શાની કરવી જોઇયે. જાની, ગીઓ તો આબરૂમાં સુખી થયો."

"પણ બચારી શીરીનના શું હાલ. પરણીને એક મહીનામાં તો કારૂં કફન છાતીએ બાંધયું. ઓ માયરે, મારા બરઝોર, તમે મારે માથે જીવતા રહેજોજો. તમારા વગર મને તો એક ઘડી ચેન નહીં પડે." આમ બોલી નાજાં વળી પાછી બરઝોરને વળગીને વહાલ કરવા લાગી.

બરઝોર તો એવું ઘરણનું ખાંધણીયું થઇને બેઠો હતો કે અવરીઓ કે વવડીઓ નહીં.

"લે ચાલો હવે ઘણા ભીખાજી તીતી ના કરો. મને હમણા ઘણું કામ છે."

"પણ કામ તો રોજનું છે. વહાલા. તમે જરા મારી સાથ મન મુકીને વાત કરતા નહીં તારે મને કંઈ પુછવું કરવું હોય તો કાંહાં જાઉ?"

"પણ ભસની—મકુંજે બોલની શું છે તે? દાઢમાં ઘાલીને વગોળ્યા શાની કરેછ."

"અરે પ્રીત! આજે સવારના ઉઠતાંને વાર બીલાડીનું મોહોડું જોયું તું કે! નહીં તો ડાબો પગ ઉંબર પર પેહેલાં મુકયો હોશે—મકું જે પેલી શીરીન મુંબઇથી આવીછ તેના રંગ રૂપની શું વાત કેહું! આહાહા! જાણે મડમો તો તેની આગળ પાણી ભરેછ. કાળી દાણાની કોરની સાડી પેહરેછ તો ચેહરો તો એવો ગોરો—ગોરો કે બસ જાણે બે ઘડી જોયાજ કરીયે."

"હોશે, પણ તેમાં આપુને શું?"

"મેં એને કેથે જોઈ હોય તેમ યાદ આવેછ. ઘણોબી વીચાર કીધો પણ યાદ આવતું નહી."

"લે ચાલો હવે, યાદ નહી આવતું તો કોઈ દહાડે આવશે. હવે ટુકું કરોની કહેવા શું માંગોછ."

"એ લોકને મેં આઠમે દહાડે ચા પીવા બોલાવ્યાંછ તેથી વળી તમુને કાંઈ કામ નહી નીકળી આવે તે સારૂં અગાઉથી કેહુંછ. બીચારાં દીનબાઈબી ઘણા મજાનાં છે.

વહુપર તો એવો જીવ પરાણુ છે કે જાણે પેટની દીકરી કરતાંબી વધારે."

આ વાત થવા પછી આઠેક દહાડે દીનબાઇ પોતાનાં વહુ શીરીનને લઇને મીસીસ બરજોરને ત્યાં ટી પાર્ટીપર આવી પહોંચ્યાં. નાજાંએ ધામધુમ કરી મુકી હતી અને બીજી પચીશેક સહીઓને બોલાવી હતી. સઘળાંઓ ભેગાં થવા પછી સર્વેથી છેલ્લી ગાડી દીનબાઇની આવી તેઓ દીવાનખાનામાં દાખલ થયાં. નાજાં વહેલી વહેલી દોડી ગઇ અને બરજોરને બોલાવીને ઓળખાણ કરાવી.

"જી આઓ મારા વર, બરજોર. બરજોર એવણ દીનબાઇ વહાડયા, નસલીના માય ને એવણ નસલીના વીધવા ધણીઆણી."

બરજોર હસતું મોંહ રાખીને 'આવોજી' કરીને નમ્યો પણ તેના ડોળા નીકળી પડતા હતા કારણકે મીસીસ નસલી વહાડયા કોણ! માકી!!!

તેની ગમે એટલી ચતુરાઇ છતાં બરજોર ફગલાઇ ગયો. તેના મોંહ ઉપરનો રંગ ઉડી ગયો અને કેમે કરી ગળાંમાંથી સાદ નીકળે નહીં. એણીમેર ઠાવકી માકી એક શબ્દ બોલી નહીં. તેનું એક પાપણબી હાલ્યું નહીં. દીનબાઇ નાજાં સાથ વાતમાં રોકાયલાં હતાં તેનો લાભ લઇ માકી હળવેથી બોલી.

"મને જોઇને તમે ઘણા અચરત થઇ ગયાછ, બરજોરજી?"

"હા—તમે નસલી વહાડયા સાથ પરણ્યાં?"

"હા—પણ મારૂં નામ માકી છે તે તમે સીવાય કોઇ જાણતું નથી. ને હું આશા રાખુંછ કે તે વાત તમારા પેટમાંજ રાખશો." માકીએ એવા પ્યાર ભરેલા ડોળાથી બરઝોર ગમ જોયું કે તે તો ગદગદીજ ગયો.

"અલબત, તમારી આગલી વાત બહાર પાડવામાં મને શું લાભ છે."

બરઝોરના જીવને હવે જરા ઠંડક પડી. રખે માકી ઉલટી પડીને રોરીંઉ મચાવે એવી તેને બીક હતી. પણ તેને બદલે તે તો ઘણી મીત્રાઇ બતાવતી હતી.

સઘળાઓ ચાહાની મેજ પર બીરાજ્યાં. બીસકોટ અને કેકનો કચ્ચડઘાન નીકળવા લાગ્યો. બરઝોરના માથાપરની ઘાસ્તી હવે દુર થઇ હતી એટલે તે બહુજ ખુશાલીમાં હતો. અને લાંબી ટુકી ડીંગ મારતો હતો. માકી પણ ખુબ રંગમાં હતી અને તરેહવાર ટાહુકા પુરીને સઘળાને ખુબ હસાવતી હતી. ટેબલ પર બેઠેલા સઘળા મઘરડાજીઓ તો તેની ઉપરથીજ ઓવરાઇ જવાને તૈયાર હતા. તેણીએ કાળી ભમર સરખી સાડી પહેરી હતી. પણ ગળે સફેદ કાલર લટકાવી તેમાં બીગોનીઆની કળી ખોસી હતી. એટલે તેણીની સુંદરતાનું વર્ણન થઇ શકતું નથી. બરઝોરે પોતાની નજર તેણીના ઉપરથી એક પળબી ખસેડી ન હતી. તે વીચારતો હતો કે અગાઉ ત્રણ વર્ષની વાત કરતાંબી માકી હમણા વધારે ખીલી હતી. તે હવે આ પુતળીને પોતાની ધણીઆણી સાથ સરખાવવા લાગ્યો. આ નાજનીન શું ને

પેલી પોહોળો પટેટા જેવા પદેરો શું! આહ! પૈસાને ખાતર આ અદલા બદલી કરવામાં બરજોરે શું બેવકુફાઇ કરી હતી

પણ હવે બની તે બની. તે નાજાંનુ ઝુમરૂં જાણી જોઇને ઉપાડી લાવ્યો હતો અને તેને જે જોઈતું હતું તે મળયું. પૈસા ને પોઝીસન! તો લેઓ. બરજોર ઘણીવાર મન સાથ ખાતો હતો કે રખે કોઇ દાહાડે માકી છટે ખુણેથી ઉઠી આવીને તેનો ફજેતો કરે. પણ જયારે તે આવી ત્યારે તો હસતી હસતી અને દાસતી કરતી આવી એટલે બરજોરની છાતી પરથી ચીંતાનો પથર ઉચકાયો.

શાબાશ માકી! તું આવે સારે ઠેકાણે ઠર પડી. ને તેબી વળી કોણની સાથે—નસલી વહાડીઓ—સુગાત્રો લખપતી જેની પાછળ સેંકડો મોટે ઘરની છોકરીઓ અટવાઇ મરતી હતી તેની સાથે! તે પરણયો તે અગાઉ માકીની વાત જાણતો હશે કે? બરજોરને આ વાતનો મોટો અંદેસો પડયો પણ હવે દુધ ધોળાયું તે કાંઇ પાછું આવવાનું છે.

ખંધી માકીએ તે દીને પોતાના ટાહુકા અને ભાવટાથી આખી ટેબલ ધ્રુજાવી અને તે જયારે ગઇ ત્યારે બધાં વાહ વાહ કરવા પડયાં.

જયારે બરજોર અને નાજાં એકલાં પડયાં ત્યારે નાજાં બોલી.

"કેમ જીગર, શીરીન વહાડયા વીશે શું ધાર્યું. મેં કહી તેવીજ છે કેની?"

"ઓ માઇ ગાડ—ફર્સટ કલાસ—"

"કેમ લાલાજી, કાંઇ ઘણાજ ખુશીમાં આવી ગીઆછ?"

બરજોરે કંઇ ઉતર દીધો નહી પણ મનમાં ને મનમાં હસવા લાગ્યો. નાજાં સમજી કે ધણી લાડ કરેછ. પણ ધણી તો મુવા ઉંડા પાણીમાં ફરતા હતા.

---

## પ્રકરણ—૧૧.

બરજોરનું મકાન શીરીન વહાડયાના બંગલાથી થોડી મીનીટને છેટે હતું. હવે રોજ રોજ સાંજે બરજોરજી ત્યાંજ ધામો નાખતા. મીટીંગમાં જાઉંછ એમ કહીને અઢી વાગે ઘરથી નીકળતા કે પાધરાજ શીરીન વહાડયાને તાંહાં આ પીતા. મુકતાદ લગભગ નજીક આવી પહોંચ્યા હતા અને મુંબઇથી ધનજીભાઇ થોડા દીવસ પુને આવનાર હતા.

માકીની સાથ વાત કરતાં બરજોરના કલાક મીનીટની પેઠે ઉડી જતા હતા. તેનો અસલ પ્યાર જે સાચ્ચો હતો તે હજુ બુજાઇ ગયો ન હતો અને માકી સાથ થોડા કલાકની વાત વગતમાં તે પાછો સજીવન થયો હતો. માકીનો હસતો ચેહેરો અને નખરાં જોઇ બરજોર તો નકી એમજ સમજ્યો કે માકી હજુ તેને વીસારી શકી નથી અને સઘળી બલા હવે દુર થઇને સુખના દહાડા આવી લાગ્યા છે.

આ વાર દીનબાઇ ખહીની બીમારીથી ખાટલે પડેલાં હતાં પણ તેની સારવાર માકી એવાં ખરાં મનથી કરતી હતી કે બરજોર સાથ બેસીને વાત કરવાને તેણીને ઘણો વખત

મળતો ન હતો. દીનબાપ્રને પોતાની આ માનીતી વહુ વગર જરા ચાલતું ન હતું અને તેણીને જ્યારે જોતાં ત્યારે નચીંત પડી રહેતાં હતાં અને તેની ગેરહાજરીમાં તાસવીસ કરતાં હતાં. એણીમેર માકી તેવણને સુખ આપવા સારૂં સારી રાત ખડે પગે ઉજાગરો કરતી અને તેમના ઉપર જીવ આપતી હતી.

એક દહાડે બરજોર બપોરના આવી લાગ્યો ત્યારે માકી એકલી બેસીને ન્યુસપેપર વાંચતી હતી.

"મેં ઘણીવાર તમારી સાથ બે વાત એકલી કરવાનો વીચાર કીધો પણ લાગ ફાવ્યો નહી" બરજોરે વાત શરૂ કરી.

"આંહ ! તે શું છે ?" માકીએ હસીને પુછયું.

"તમે આગલી પાછલી વાત બારી મુકી તેથી હું તમારો ઘણો ઉપકારી છું."

"તમે કેમ જાણીઉં કે બારી મુકી ?"

"તમારી રીતભાતપરથી. ઓ માકી તું એક શીરેસતો છે. તારી સાથ દગો કીધામાં હું એવો પશેમાન થયોછ કે બોલીઆની વાત નહીં. અરે આએ ગધેડાં સાથ મારાં વરસ વચાને હું પોતે ગધેડો બન્યો. જો હું જરા થોભ્યો હોતે—તો હમણાની કાની તું પોતાની શેઠાણી હતે તો—

"તો શું ?"

"તો આપરે કેવાં સુખી થતે.

"બરજોરજી, આવી રીતે વાત કરવામાં કંઇ ફાયદો નથી. તમે મને માકી કરીને ના બોલાવો. મારૂં નામ શીરીન

વહાડયા છે. ને તમે મને અગાઉ ઓળખતાજ નહી હતા તે યાદ રાખજો. તમે તમારી બૈરીને તો કાંઇ કહ્યું નથીની ?"

"મારી બૈરી ! અંહું ! તુને ને મને એવા મેર કે આંખે દીઠાં આવે ફેર."

"ઠીક છે બરજોર—બરજોરજી—હવે તો હું સાસુજી આગળ જાઉંછ—સાહેબ મેહેરબાન."

આ પછી તેઓ ઘણીવાર મલ્યાં—રોજ મળતાં પણ કાંઈ ખાનગી વાત થઇ નહીં. એણીમેર નાજાંબાઇનું નસકોરૂં ચહડવા માડયું હતું. બરજોર રોજ શીરીનને તાંહાં કલાકના કલાક જાયછ એવી તેવણને ખબર પડી એટલે તેવણે સુંધારા લેવા માંડયા. વાત એટલાં સુધી વધી કે આં-ગાઉ શીરીનને નામે નાજાં ગજ ગજ ખુશીથી ઉછળત, હતાં તે હવે તેનાં નામની સેસ ભરવા લાગ્યાં. મંડળીમાં કે પાંચ લોકમાં સાથે મળે ત્યારે શીરીન વહાડયા નાજાંને ખુબ બનાવતી યાને ને કેટલી બેવકુફ છે તે સઘળાંને દેખા-ડીને હસાવતી. મુર્ખ નાજાં તો આ સઘળી ગમત સમજતી નહીં પણ બરજોરનો શરમને મારે મરો થઈ જતો હતો.

આવો બધો રંગ ચાલી રહયો છે. એક રાતે બરજોર અને નાજાં જમીને દીવાનખાનામાં બેઠા છે. એવામાં ચાકર કહેવા આવ્યો કે શેઠને કોઇ મળવા આવ્યું છે.

"કોણ છે, મકન ?" બાઇએ પુછયું.

"કોણ જાણે હેઠાણી, કોઈ પારહી લુછો જેવો છે ને હેઠને મળવા માંગે. મેં કીયું જે કાલે આવજે તો ની જાય ને કેહ હવરાંજ મળવા વીના ચાલે નહીં."

'ઠીક છે મકન, નીચે લાઇબ્રેરીમાં બેસાડ, હું હુમણા આયો."

'કોણ હોસે ડીઅર? એવડી રાતના શું કામ પડયું હોસે?" નાજાંએ લગાર ચીંતાથી પુછયું.

"કોણ જાણે નાજાં, કોઈ કોઇ વખત તું તારી અકક્લ બધી ટોપલા તળે ઢાંકી મુકેછ—હોસે—ઘેર છે—કોઇને કામ હોસે ને આયો હોસે."

બરજોર ફકડીને નીચે ગયો અને જોયછ તો એક દબરડંગ જેવો પારસી બેઠેલો હતો.

"કેમ શું કેહોછ?"

"સાહેબ એવરી રાતે તમુને તસદી આપીછ તેથી દલગીર છેઉં પણ કામ જરા ઉતાવળનું ઉતું."

"પણ શું કામ?"

"મને પૈસાની ઘણી જરૂર છે તે હું આજે લાધા વગર જવાનો નથી."

"એટલે? આએ ફુરતાજી જોઇ કે."

"ફુરતાજી નથી—આજે પૈસા નહીં તોલશો તો જે વાત તમે છુપી ને ભુલાઇ ગયલી સમજીઆછ તે બધી બાહાર આવશે."

"ઓહો! બીજું કંઇ?"

"બીજું ઘણું છે—પણ તે તો વખત આવવે વાત જાહજી પટેલની સાંકળી કોણે ચોરી તે હું જાણુંછ."

"તમે જાણોછ તારે મને કહેવામાં ફાયદો શું? હુંબી જાણુંછ. જેણે સાંકળી ચોરી તે જેલમાંબી જઈ આવી."

"બરજોરજી શેઠ, તમે ઘણા હુશીઆર છેઓ પણ તમારા જેવા બાર જનાને મારા એક ખીસામાં મુકું. ચોરી તમે કીધી, વાસતે તોલો નહી તો બાર વાગશે."

"એમ કરીને તું દમ કસવા આયોછ કે" બરજોરે ગુસ્સાથી કહયું.

"તે તો વાજતે ગાજતે જણાશે. તમારે જોઈયે તો ના કહો—હું અબઘડી ધનજીભાઇ શેઠ પાસે ચાલ્યો."

"તો બાકી ધનજીભાઇ તારૂં કહેલું હમણા માની લેશે."

"શેઠ મારી પાસે શું પુરાવા છે તે તમને ખબર નથી, નહીં તો એમ બોલો નહીં. હું જઈને પોલીસ માજીસ્ટ્રેટ પાસે ઉભો રહીશ અને સોગંદ ઉપર મારૂં 'સ્ટેટમેંટ' કરીશ પછી તે ન્યુસપેપરોમાં છપાઈ જાય તારે તમારી સુધ ઠેકાણે આવશે."

"પુરાવા? શાના પુરાવા? જોઇયે શું છે."

"તમે જયારે સાંકળી છુપાવીને તમારા ઓરડામાં ગયા તારે તમને શેઠના લાલા અને આયાએ નજરે નજર જોયા પણ બીકને મારે તે લોક બોલ્યાં નહીં. તાર પછી તમે માકીબાઇને પગે લાગા ને બચાવી લેવા કાલાવાલા કીધા તે બધું અમે ત્રણડે જણે કાને કાન સાંભરીયું કારણ કે હુંબી તે વખત શેઠનું બજાર લાવવા પર ઉતો તે તમુને યાદ નથી."

બરજોર જરા ધબકયો. તે થોડાજ દીવસમાં મુંબાઇની કોરપોરેશનમાં કોનસીલર તરીકે જવાનો ઉમેદવાર હતો અને તેટલાં આ રોખરૂં જાગે તો કામ બગડે. તોબી તેણે જરા ધરપચથી કામ કહાડી લેવાની તજવીજ કીધી.

"ઠીક છે, તારેથી થાય તે કરી લે."

"બરજોરજી શેઠ, જો આજે હું અહીંથી ગયોછ તો પાછો આવવાનો નથી. હું આજે ઘડીએ પેહેલી વાત તો તમારાં ધણીઆણીને કહેવશ ને સવારના પોહોરમાં માજી-સ્ત્રેટ આગળ ઉભો રહેવશ. તમારા સસરા ધનજીભાઇની ખાત્રી કરશ કે ધસી ધામીને કેવા બીલીઆનના હીરા જેવા જમઇ તેવણ લઇ આયાછ."

"છટ, તારો પુરાવો બધો હુંબગ છે" બરજોર હજીબી ડુબતો ફીણને વળગી રહયો.

"એમ કે, તારે આજે જુઓ. લાલા મકન અને આયાએ લખાવેલી જબાની—સાથે મારી જબાની અને તેથાબી આછું પડશે તો માકીબાઇને પોતાને સોગંદ ઉપર પુછશું"—

બરજોર આ કાગલીયાં તપાસવાને મસે તેમનો નાશ કરવા સારૂં ફાડી નાખવા જતો હતો પણ પેલો મુદઇ હસીને બોલ્યો "નકામા તમારા હાથ દુખવશો. આએ તો ફક્ત ડુપલીકેટ નકલો છે. ખરી સહી સાથના સ્ટેટમેંટ તો વકીલોને તાંહાં છે."

"પણ તુંને જોઇયેછ શું?" બરજોરે હવે આજેજ થઇને. પુછયું.

"દસ હજાર રૂપીઆ!"

"મારી પાસે દસ હજાર પૈ નથી."

"નથી તો કેયેથીબી લાવો. બધા નહી તો થોડાબી મને હમણા જોઇશે. ને બાકીના આઠ દહાડામાં જોઇશે—નહી તો–

"પણ લાઉં કીયાં ઝાહાનમમાંથી?"

"બીજી કોઇ જણુસ ચોરોની. તમુને કાંહાં આવડતું નથી. ચાલો વેહ્રો વેહેલા નહી તો ચાંચડ મારવા પડશે."

"બાપુ જરા ધીરો પડ, હમણા તો આએ મારી પાસે બસો રૂપીઆ છે તે લે—ઓ મારા ખોદાય"

"ઠીક છે–આજની રાત તો એટલા ચાલશે—પણ આઠમે દહાડે બાકીના તૈયાર નહી હોશે તો જુઓ પછી તમાશો."

આમ બોલી પેલો ત્યાંથી હસ્તો હસ્તો ચાલ્યો ગયો.

---

## પ્રકરણ—૧૨.

બરજોર માથે હાથ દઈ માહ અંદેશામાં બેઠો. "મુવો છુટો—દસ હજાર રૂપીઆ! લાઉં કીઆ ચુલામાંથી. કંઇબી કરોને એ રૂપીઆ ઉભા કરવા પડશે, નહીતો જડમુળથી ઉખરી ગીઓ જાણવું."

આ આઠ દહાડા બરજોરના પહાડ જેવા ગયા. તે નીરાંતે એક કલાક ઉંઘાય નહીં ને પલંગપર ધર-

કરી મારે. તેમાં વળી દુ:ખપર ડામ—નાજાં પ્રીત કરીને ડાક્ટરને બોલાવવાની વાત કરે. આએ નાપાક પારસીબી કાહારે આવી લાગ્યો. જયારે બરજોર મુંબઇમાં જઇને મોટું નામ કહાડવાનો હતો ત્યારે! આ પારસી તેની બધી ગુપ્ત મોહોકાણ જાણતો હતો અને તેનું મોહ જો દાબવામાં ન આવે તો નખ્ખોદ વાળી નાખે.

હવે કેમ કરવું. ધનજીભાઈ પોતાની દીકરીને ઘણો સારો લવાજમ આપતા હતા અને તેમાં તો આખું ઘર ચાલતું હતું. લગન વખતે રીતમાં રોકડ તો કશું આપ્યું ન હતું. વળી બરજોરની એવી કંઇ મોઠી આંટ ન હતી કે એકસે હાથે દસ હજારની રકમ ઉછીકી મેળવી લાવે.

તારે ઉપાય શો. "બાપ મુવે બમણા"ના ધોરણ ઉપર તે મારવાડીઓ પાસેથી રકમ કહડાવી શકતે પણ ધનજીભાઇને ખબર પડે તો કાલનો દુકાળ આજે પડે અને મોઠીનાખી વાંધા પડે.

બરજોરે અસેમસે લાગ જોઇને નાજાંને પુછી જોયું પણ તેણીની પાસે ફકત એક હજાર રૂપીઆ હતા. વળી તેણે છુપી રીતે નાજાંની જણસ તપાસી જોઇ પણ તેપરબી કોઈ બે હજારથી વધારે ધીરે તેમ ન હતું. આ પ્રમાણે ધડક બુજારામાં છ દહાડા નીકળી ચાલ્યા. બરજોરને એકજ વાતનો સધીયારો હતો કે માકીને તે મળવા જતો ત્યાં માકી તેને હસીહસીને આવકાર દેતી હતી.

આવું બધું રંધાઇ રહ્યું છે એટલામાં મુંબઇથી ધન-

જીભાઈ આવી લાગ્યા. તે દીવસે નોરોઝ હતો અને બીજે દીને પતેતી પડનાર હતી. પરમ દહાડે તો પેલા પારસીનો આઠ દહાડાનો વાયદો પુરો થનાર હતો એટલે બરજોરના પેટમાં ફાળ પડી. આખરે તે એવી કબસ હાલતમાં આવી પડયો કે ધનજીભાઈ પાસે રકમ ઉછીકી માગવા સીવાય બીજો કશો ઉપાય તેને સુઝયો નહીં.

લાગ શોધીને રાતના જમ્યા પછી તે ધનજીભાઇ ન્યુસ-પેપર વાંચતા હતા ત્યાં ગયો પણ તેની જબાં ઉપડી નહીં. આખરે ધનજીભાઇજ હાથમાંથી પત્ર મુકી દઈ બોલ્યા:—

"આપરે છે તે, બરજોર, હમણા તાજાં કંઇ ઠીક દેખાતી નથી."

"નહીં કંઇબી નહી—જેવી છે તેવી છે."

"હું આશા રાખુંછ બરજોર કે તું તેની સાથ બરાબર ચાલતો હોશે. જો મારી છોકરીને કંઈ થયુંછ તો મારો દમ ઉપર આવી જશે."

બરજોર ફગલાઇ ગયો "પણ શું? તમે શું કહેવા માંગોછ તે હું સમજતો નથી."

"નહીં? હું ધારૂંછ કે તું સારી પેઠે સમજેછ. પેલી શીરીન વહાડયા સાથની તારી નવી દોસ્તીની વાત મારે કાને આવીછે. છેક મુંબઇ સુધી એ બાબેની ચરચા ચાલી રહીછ. વાસ્તે હવે ટુકેથીજ ડાહામો તો સારૂં. મારી છોકરી જેને હાથ પડી હોય તે ધણી તરફથી આવી ચાલની હું વકી રાખતો નથી."

"જી—એ તો ગામનું લોક છે, ગમે તે બોલે."

"નહીં—અહીં ગામના લોકની વાત નથી. મને ઘણું ચોક્સ ઠેકાણેથી ખબર મળીછ. અને હું કેહુંછ કે તારે તારી હુશીયારીમાં રહેવું."

હવે ખરઝોર અકળાયો. તેનું ઘણુંજ ઉભાઇ આવ્યું હતું. એટલે ચીરડાઇને બોલી પડયો:—"શું તમે બધાં જણ મને મારી નાખવા બેઠાંછ? શું હું કંઇ તમારા લોકનો ગોલામ તરીકે વેચાઈ ગયલો છેઉં? મારી પાસે હમણા ઝેર ખાવાની અરધી નથી. હું પૈસા પૈસાને સારૂં મુઝાઉંછ. મને હમણા છોડીક રકમની ઘણી જરૂર છે તોબી હું ઓશીયાળો દોડતો ફરૂંછ."

"ઘણી જરૂર છે? તે શું કરવા?" ધનજીભાઇએ પુછયું.

ખરઝોર ગભરાયો, જરાં અચકયો અને પછી કંઈ સુઝયું નહીં એટલે ગપ મારી દીધી કે "મારા ભાઈને સારૂં. જરા ખાનગી વાત છે ને રકમ નહીં મોકલશ તો મોટી પંચાતી છે."

"શું? કેટલા કહયા? બે હજાર?"

"નહીંજી—પાંચ હજાર" ખરઝોર વધારે માંગતા બીધો. ધનજીભાઇએ ભવાં ચહડાવ્યાં પણ મુગે મોહોડે ચેક બુક કહાડી. 'તુંને આવડી મોટી રકમ અચબુચ શા કારણથી જોઇયેછ તે હું જાણતો નથી ને જાણવા માંગતોબી નથી. જો કે તેં પોતેજ મને બધું ખોલાસાથી કહેવું હતુ. તે છતાં તું મારી દીકરીનો ધણી છે એટલે આએ તારી ગરજ સારૂંછ, પણ તે બે સરતે. એક તો એકે તેં બહા-

રથી બીજા રૂપ્યા કહેરાવવા નહીં અને બીજું તો એકે હવેથી જ્યારે રૂપ્યા જોઇયે ત્યારે તેનું કારણ મને કહેવું પડશે."

બરજોરે ચેક લઇને ખીસામાં મુક્યો અને ધનજીભાઇ બીજી ત્રીજી વાત કરવા લાગ્યા. તેવણને ચેહરાપરથી દીસ્તું હતું કે બરજોર ઉપર તેવણ ખફા થયા હતા.

સોમવારે જ્યારે પેલો પારસી પાછો આવ્યો ત્યારે બરજોર પાસ ફક્ત પાંચ હજાર રૂપીઆ હાજર હતા.

"હું કાંઇ પાંચ હજાર લેવાનો નથી. મેં સાફ કહ્યું હતું કે મને દશ હજાર જોઇશે."

"પણ હું દશ હજાર મેળવી શક્યો નથી."

"તે હું નહીં જાણું. પછી ગામમાં હોહો થાય તો મારો વાંક નહીં, આજે તો એટલા લેઉંછ પણ આવતા સોમવાર સુધીમાં જો બાકીના નથી આયા તો કમબખ્તી આવી જાણજો. હું કંઈ અમથી બપકી કરતો નથી;—"

"પણ આઠ દહાડામાં નહીં બનશે."

"બનશે—બનશે—ને બનવું જોઇશે. આઠમે દહાડે જો રૂપીઆ નથી મળ્યા તો પોલીસમાં ચાંચડ મારવાની ગણત્રી કરી રાખજો—સાહેબજી."

આમ બોલી પાંચ હજાર રૂપીઆની નોટ ખીસામાં દાબીને પેલો ચાલ્યો ગયો.

બરજોર તો ખુરસી સાથ ચીટકીજ રહેયો. હવે કરવું શું? કોણની પાસે માગવા જવું. ધનજીભાઇ ના હવે

આપે નહીં ને નાજાંને તો હમણા થોડા દહાડા થયા ભડકણ ભરાયું હતું. તેણીનો ધણી પડીઓ પાંથરીઓ શીરીન વહાડીયાને તાંહાં રહેતો હતો એટલે તે છેડાઇ હતી.

પણ સબર, બરઝોરને એક ખ્યાલ આવ્યો. માકી પાસ માગું તો કેમ? તે કેવી તેને હજુબી ચાહાતી હતી અને તેને જોઇને ખુશ ખુશ થતી હતી. તેની પાસ પૈસાના ભંડાર હતા. માકી કંઇ ના નહીં કહેશે. બરઝોર ખુશ થઇને ઉઠયો. માકી પાસ રકમ ઉછીકી માંગવાનો તેણે ઠરાવ કીધો. વરંડાહ પરથી પાઘડી લીધી, લાકડી હાથમાં પકડીને શેઠ ચાલીઆ સાસરીએ!

ડ્રાઇંગ રૂમમાં માકી બેસીને કાંઇ લખતી હતી. બરઝોરને દાખલ થતાં જોઇને તેણીએ પોતાની ચીઠી ઉપર બલાંટીંગ ધાંકી દીધું અને હસીને બરઝોરને આવકાર દીધો. સુમારે સાતનો સાંજનો અમલ થયો હતો અને બતીઓ તુરતની લાગેલી હતી.

"આવોજી—આવો બરઝોર—સાંજી વરા કહાંથી આયા. આજે તમારી મોહોરદાર સાથ ફરવા નહી ગીયા?"

"અરે મુઈ મોહોરદાર ને મુવો હુંબી. હું તો કાંઇ તારી સાથ અગતની વાત કરવા આયોછ."

કોણ જાણે શા કારણથી માકીની આંખ ચમકવા લાગી અને તેણીએ બરઝોર નહીં જોય તેમ પોતાના હોઠ પીસ્યા.

"શું છે? જરા સાંભળીએ તો ખરાં."

"માફી, હું મોટી મુશકેલીમાં આવી ગીઓછ ને તારી મદદ માગવા આયોછ. આપરી આગળી દોસ્તીને ખાતર તું મને મદદ કરશે કેની? ના તો નહી કહે?"

"પણ જાણીઆ વગર હું કેમ જવાબ દઉં" આ વાર માફીના ડોળા જાણે એક છેડાયલી વાઘણુની પેઠે ચમક ચમક થતા હતા.

"મને એક રકમની જરૂર છે. પાંચ હજાર રૂપીઆ વગર ચાલે તેમ નથી. એક માણુસને મારી એક ચોકસ છુપી વાતની ખબર મળીછ ને તે મારો દમ લેવા બેહોછ. જો આએ પાંચ હજાર રૂપીઆ નહીં મળશે તો હું જીંદગીથી ઉખડી જવશ."

"ને તે છુપી વાત શું છે?"

"માફી, તું શું તે જાણતી નહી? મારી જીંદગીની એકજ વાત છુપી છે ને તેની તુંને ખબર છે. આપણા જુના પવીત્ર પ્યારને ખાતર તું મને મદદ કરશે માફી. તું તે પ્યાર ભુલી તો ગઈ નથી?"

"નહીં—ભુલી તે કેમ જશે."

"ઓ માફી, મારી ખાત્રી ઉતી કે તું સદાની સાચ્ચી નીવડશે—ઓ—જો હું હમણા છુટો હોતે—

આમ બોલી બરઝોરે માફીનો હાથ પકડયો અને તે ઉપર ચુમી લેવા ગયો પણ એટલી મેર માફી ઉઠીને ઉભી થઇ અને એક આંખના લેહેજામાં બરઝોરના ગાલ ઉપર

તડાક દેતો એક તમાચો ખેંચી કહાડયો તે એવા જોરથી કે ગાંલ ઉપર પાંચ આંગળાં પડી રહયાં.

"નાપાક—બેમરવત—ચશમચોર—હવે મારા જીવને ઠંડક વળી. તું શું મનમાં એમ ખાંડ ખાતો હતો કે તારી મીઠી મીઠી વાતોથી હું અંજાઈ ગઈછ? તારા જેવા ઢેડના પ્યાર માટે એક ટચાકડી જેટલીબી હું દરકાર કરૂંછ? પોતાનું નજીસ આંગ બચાવવા માટે એક નબળી ઓરતને જેલમાં મોકલનાર મુઝી માટીડા તરફ હું માયાની નજરથી જોઉં? થુ પરી તારી ઉપર. ઓ આંધળા, સમજ કે આએ કીનો લેવાને સારૂં હું આજે બબે વરસ થયાં ફાંફાં મારૂંછ. તારી ઉપર ધાડ છે? કોઇને તારી છુપી વાતની ખબર પડીછ? તુંને ફાંસી ચહડાવે તાંહાં સુધી તે તારો પીછો છોડનાર નથી. એક વખત આવશે કે તું પોતાને મુએલો હોય એવું ઇચ્છશે. તુંને બચાવવાને ખાતર મારૂં એક જુનું ખાસડુંબી આપું નહીં."

માકી બોલતાં થાકી ગઈ અને હાંફવા લાગી. બરજોર હવે બધુ સમજી ગયો અને તેણીના તાનાજાણીના સખુન સાંભળીને તે મરવા જેવો થઇ ગયો. આ વાર માકી એક કીનેખોર દેવીના જેવી દીસતી હતી. તેનો ચેહેરો લાલ ભુત જેવો થઇ આવ્યો હતો અને નાકના ફીફડાં ઉડતાં હતાં.

"તું—તું—કુત્રો મારી આગળ લાડ કરવા આયો તો? જે બૈરીના પૈસાને થકી તેં તારો બોલ વેચ્યો તે બૈરીની ગીનીસ હવે મારી આગળ કરવાની હીમત કરેછ? આ

હૈયા ફુટા, મને છોડી દઇને બેમરવત બનયા પછી હું તારાં નજીસ દીલપર થુકસ એવીબી તેં આશા રાખીતી કે? તેં તો મને રસતે ભીખ માંગતી કરવાનો સોદો રચ્યો તોપણ ખોદા જેવો દાતાર છે તે તુંને કેમ ફાવવા દેતે તેનો તુંને વીચાર નહીં આયો? મને જે નુકસાન તેં કીધું તે જોતાં એક ઓરત તુંને માફ કરે એવું કોઇ જમાનેબી તેં સાંભળીયુંછ કે? આહ! હેમક, તું ને હંબગ કરીને ઠગવામાં મને કેવી મજાહ પડતી હતી. તું મનમાં મળકાતો તારે હું કેવી હસ્તી હતી. જ્યારે વખત આવશે તારે તારૂં મોહોનું કેવું કાળું થશે તે જોવાને હું રાત દહાડો કેવી ઇતેજાર હતી. ખુબખ—ફીચકારા—જે બનયું છે તે બનાવનાર બાજીગર હું પોતે છેઉં—હું જેલમાં જઇ આવેલી માકી—જે માણુસ તારી પુઠે લાગોછ ને જે તુંને ખુવાર ને ખાનેખરાબ કરશે તે વકીલનો માણુસ છે ને મારો પગાર ખાયછ. હજુ તો કાહ વાત ને કાંહ વગત. હું તુંને માહુ માહુ બોલાવશ તાંહાં સુધી મારો જીવ ઠંડો પડવાનો નથી. જે જેલમાં તારે જવું હતું તે જેલમાં તેં મને મોકલી પણ તાંહથી જયારની બહાર પડીછ તારની મારી એકજ ઉમેદ છે કે તુંને ખુહાર કરૂં—જા—હવે તારૂં કાળું કર.”

“ માકી—

“ચુપ ગુનેહગાર—તારો સાદ સાંભળીને મારાં બાલ ઉભા થાયછ. એક વખત તેં એમજ કાકલુદી કરીને મને ઠગી, મારાં સારાં નામનું સત્યાનાશ વાળ્યું. તારે તુંને દયા નહીં

આવી? નીકળ અહીંથી—નીકળ—નહીતો માણુસોને બોલાવીને ધક્કા મરાવીને બહાર કહાડશ."

બરસોર શું કરે. તેણે રૂમાલ કહાડયો અને પરસેવો લુછીને મુગે મોહોડે માર ખાધેલા કુત્રાની પેઠે ત્યાંથી નીચી ગરદને ચાલી ગયો.

બરસોરના જવા પછી માકી એકલી વીચારમાં બેઠી. છેલ્લા અરધા કલાકના બનાવથી તેણી ઘણી ઉસકેરાયલી હતી અને હજુર છાતી ઉઠલાતી હતી. બરસોરને પાણી ઉતાર કરવાનો દેખાવ તેણીને યાદ આવ્યાથી તે હવે મનમાં હસવા લાગી. મસાલ બતી સળગાવી ગયો કે અચબુચ ઓરડામાં કોઇ દાખલ થયું. કદાચ મસાલ કાંઇ કામસર પાછો આવ્યો હશે એમ ધારી તે નીચી મુંડાએ વીચારમાં બેસી રહી પણ તેટલાં કોઇએ હુળવેથી તેનાં ખભાં ઉપર હાથ મુકયો અને જોયછ તો નસલી વહાડયા સામે ઉભેલો!

માકીએ એક ચીસ પાડી અને ઝટ ઉઠીને ઉભી થઇ.

"તમે? તમે પાછા જીવતા?"

"હા—હું જીવતો પાછો આવ્યોછ—તમારી સઘળી ગોઠવણમાં હું કવાબમાં હાડકું નડવા આવ્યો તે માટે દલગીર છું. તમે મારાં વીધવા છેઓ નહી?"

લાજને મારે માકી ખુરસી ઉપર બેસી ગઇ અને મોહ ઉપર પોતાના હાથ ઢાંકીને ડાંસવા લાગી.

નસલી ગંભીર ચેહેરે બોલ્યો. "તમે તમારી બાજી ઘણી સેફતથી રચી હતી ને હજુબી મારાં ઘેરનો ફજેતો

કરવા હું ઇચ્છતો નથી. મારાં ખાનદાનનું નામ કાંઈ એવું રેંજીપેંજી નથી કે જગની બત્રીસીએ તેને ચહડવા દેઉં. વાસતે મારી અરજ છે કે તમુને અહીંથી કહાડવા સારૂં કાંઇ બરાબર ગોઠવણ કરૂં ને લોકને વહેમ નહીં પડે તેવો કાંઇ છુટકો શોધી કહાડું તાંહાં સુધી તમારે ખુબ સંભાળથી ચાલવું. ચાલો હવે તમે ઉપર જાઓ ને માએજીને ખબર આપો કે હું આવી પહોંચ્યોછ. એવણને ખુલાસો કરજો કે રેલવેના અકસમાતમાં હું જખમી થયો હતો ખરો પણ બચી ગયો. હું છ મહીના આસ્પીટાલમાં પડેલો હતો અને એવા અજાણ્યા મુલકમાં હતો કે કોઈ મારી ખબર લખી શક્યું નહીં. હાલ તુરત તો એટલુંજ બસ છે. મારી રજા વગર તમોએ આએ ઘેરમાંથી જવું નહીં. હું આશા રાખુંછ કે તમારી આગલી ચાલના પસતાવામાં મારે ખાતર એટલું તો તમે કરશો."

નસલીએ એવા ઠસ્સાથી આ હુકમ ફરમાવ્યા કે માકી એક શબ્દ બોલી શકી નહીં. શરમને મારે તેનું ગળું રૂંધાઇ ગયું. જે ધણીનું નામ તેણીએ દગાબાજીથી અખત્યાર કર્યું હતું તેની હજુરમાં તે ગુનેહગારની પેઠે કાંપવા લાગી. આખરે જરા વીચાર કરી તે બોલી:—

"પણ આ મારગ મેં શા સારૂં લીધો તેનું કારણ તમે મને પુછતા નથી."

"પુછવાની કશી જરૂર નથી. હું તે બધું સમજુછ. તમે ગરીબીમાંથી પૈસાદાર થવા ઇચ્છતાં હતાં અને આ લાગ

તમને ઘણો સેહેલો ફાવ્યો. હાલ એ વીશે વાત કરવાની જરૂર નથી. જાઓ, હવે માઇજીને ખબર કરો."

માકી મુગી મુગી ઉઠી અને માળપર જઇને ઘણી સંભાળથી નસલીના પાછા આવ્યાની ખબર તેનાં માઇને કહી.

---

## પ્રકરણ—૧૩.

માકી ચુપચુપ ઉપર ગઇ અને ઘણી સંભાળથી બીમાર દીનબાઇને તેણીના બેટાના સલામત પાછા ફરવાની ખબર પહોંચાડી. દીનબાઇ પહેલાં તો ઘણાં હપતાઇ ગયાં પણ પછી એકદમ રડી દીધું.

"ઓ મારી દીકરી શીરીન, જો કશાને ખાતર નહીં તો હું તારે ખાતર ખુશી થઇ. તું હવે સુખ જોવા પામશે તે વીચારથી મારા જીવને સધીઆરો છે. શરમાયછ શાની. હું મરી જાઉં તે અગાઉ તમે લોકને સુખી જોવાને ઉમેદવાર છેઉં."

માકી શરમાતી હતી. પણ તેનું કારણ જુદુંજ હતું તે વાંચનાર જાણે છે. તે ચુપચુપ ત્યાંથી નીચે ગઇ અને નસલીને ખબર કરી કે તેની માતા તેને મળવાને તૈયાર હતી.

"હું મારાં માઇ આગળ જાઉંછ—તમે અહીંજ બેસજો."

"તેમ કહેવાની કંઇ જરૂર નહીં હતી? હું કંઇ તમારી સાથે આવવા માંગતી નથી."

"ઠીક છે. હું માળપરથી આઉંછ તાંહાંસુધી મેહેરબાની કરી તમારે અહીંજ રહેવું. હું આવ્યા પછી આપરે બાકી-નો બંદોબસ્ત કરશું અને ત્યાર પછી આપણને ફરીથી મળવાનું કારણ રહેશે નહીં." નસલી લગાર નાખુશીથી બોલ્યો અને પીઠ ફેરવીને ચાલી ગયો.

માકી શરમને મારે આજેજ થઇ ગઈ હતી. આ તે ગેબી બાકડીનો કેવો અવાજ, બીજા ઉપર વેર લેવા જતાં આ શું થઈ ગયું. કોણ ધારતું હતું કે મુએલો પાછો જીવતો થઇ સામો આવી ઉભો રહેશે. નશલીને થયલા અકસમાતની અને તેના મરણની ખબર એટલી સતાવાર અને ચોકસ હતી કે તે કોઇ દહાડે પાછો મળે એવી તો તેણે સ્વપનેબી આશા રાખેલી નહીં. પણ સઘળી ગણત્રી ન ધારેલી રીતે ઉલટાઈ ગઇ. નસલી જે તોરથી અને ના-ખુશીથી વાત કરતો હતો તેથી માકીનું મોત થઇ ગયું. અરે કેવા તીરસકારથી તે તેણીની ગમ જોતો હતો.

કલાકેક ગયા પછી નસલી માળપરથી નીચે આવ્યો અને માકીએ જરા ડોકું ઉંચું કરી જોઈ લીધું કે તે પહેલાં કરતાં જરા ઠંડો પડેલો લાગતો હતો.

માકીની ધીરજ હવે રહી નહીં. તે બોલી ઉઠી—

"કાંય? મારાં—સા—મકું જે તમારાં માએજી મારે સારૂં શું ધારેછ?"

"ગમે તે હો પણ એક વાતને માટે હું તમારો આભા-રી છું. માએજીના કહેવા પ્રમાણે તમે તેવણની ખુબ

ચાકરી કીધી ને કરોછ ને તેવણુ તમારી ઉપર અજબ જેવી રીતે કુરબાન છે."

"મને તેવણુ એક માએ સમાન છે. પણ તેવણુ બોલ્યાં શું ?"

"મેં તેવણુને કંઇ વાત કહીજ નથી. પેહેલી પાંચ મીનીટમાંજ હું પામી ગયો કે તેવણે તો તમને છાતી સાથ બાંધ્યાંછ અને હું બીધો કે તેવણુની એવી હાલતમાં તમારેથી છુટાં પાડવામાં આવે તો પરીણામ વખતે ઘણું ધાસ્તીભરેલું થઇ પડે. એટલા માટે મેં ઠરાવ રાખ્યો છે કે—કે—હાલ તુરતતો આએ ઠગાઇ એમની એમ ચાલુ રાખવી."

"શું તમે એમ કહેવા માગોછ કે મારે આએ ઘેરમાંજ રહેવું ?"

"હા—હાલ તુરત."

"તારે હું કેહુછ કે મારેથી તેમ બનશે નહીં."

"પણ તમે માએજીનો વીચાર કરવો જોઇયે છે. જરા મારીબી આબરૂનો વીચાર કરવો જોઇયે છે. યાદ રાખો કે આ બધું સાંટક આવી પડયું છે તેમાં અમારો કંઇ કસુર નથી. અમે ઠગાઇ કરી નથી. તમે વહુ તરીકે આવીને માએજી સાથ રહ્યાં ને હવે તરછોડીને ચાલી જાઓ તો તેવણુની તબીઅતને કેવું નુકસાન કરશો તેનો વીચાર કરો. તમે એક વર્ષ આ ઠગાઇ ચાલુ રાખી તારે હવે થોડા

મહીના વધારે. અમારા તરફ ઇનસાફને ખાતર એટલું તો કરવાની તમારી ફરજ છે."

"પણ તારે હું શું કરૂં?"

"હાલ તુરતતો તમે માએજીની આગળ રહેવો. ઝાઝું બહાર જતાં ના. હું કામને બહાને અત્રેથી થોડા દહાડા જતો રહેવશ અને હવે પછી કેમ કરવું તેનો વીચાર કરી મુકશ. મારા માએજીની તમે જે નોકરી કીધીછ તેના બદ-લામાં હું તમને કાંઇ આપતું કરવા ધારૂંછ."

"મને તમારા પૈસા જોઇતા નથી. ઓ તમે બધી વાત જાણતા નથી. હું કમનસીબ ઉપર આએ શું જફા." આમ બોલી માકી રડવા લાગી અને નસલી વહાડીઆ ત્યાંથી મુગો મુગો નીકળી ચાલ્યો.

---

## પ્રકરણ—૧૪.

હવે આપણે મીત્ર બરઝોરની પાછી ખબર લઇએ. ઘણાજ ઉદાસ અને ગભરાયલે ચેહેરે તે માકી આગળથી પાછો પોતાને ઘર ગયો. તેણે જે કીલ્લા હવામાં બાંધ્યા હતા તેતો પાનાના કારડના કીલ્લાની પેઠે એક ધુકરામાં ધસી ગયા. માકીને તો પોતાની મોટી સહી અને મદદગાર ધારતો હતો તે તો મોટી મુદઇ અને જીવ લેનાર ઠરી. ત્યારે પેલો જે આવી-ને દમ ઉપર બેઠો હતો તે બધું માકીનું કારેસતાન! તે ધસી ધામીને મદદને માટે ગયો અને તમાચો ખાઇને પાછો આવ્યો.

હવે આ કંગાળ પુરૂષે શું કરવું? કોણની મદદ માગવી?

તે હાય નીસાસા નાખતો પોતાને ઘેર ગયો. અને દાખલ થતાં વીચાર કરેછ કે મારાં પોતાના કરતાં મારા નોકરો વધારે સુખી છે. તે લોકને તો દોર બાંધીયો પગાર મળતો હતો. અને બરઝોરને તો પોતાના પેટને ખાતર સસરા પાસે ભીખ માગવી પડતી હતી.

તે ગમગીન અને લાઇલાજ થઇને પોતાના ઓરડામાં બેઠો. જરા વારે નાજાં આવીને સામી ઉભી અને તેના ખભાં ઉપર હાથ મુકી બોલી "ઓ, તમે આવા કે? આજે સુરજ કેની મેર ઉગયો?"

"મારૂં માથું દુખેછ તેમાં વળી તું કાંહાં ટાહેલું કરવા આવી. જા, જરા પછી આવજે."

"વહાલા બરઝોર, જરા ધીરા પડો. મારી ઉપર ગુસ્સો કરવામાં તમારા હાથમાં શું આવેછ? બાવાજી કહેતાતા કે તમુને પૈસાની કંઇ અચબુચ જરૂર પડીછ. એ સાંભળી મારો જીવ ઉદાસ પડી ગીઓછ. તમુને બધું આઇતું મળેછ તારે પૈસાનું શું કામ પડયું. પૈસાની વાતમાં બાવાજી કેવા સાવચેત છે તે તો તમે જાણોછ તારે નકામી શું કરવા ચુક ઉડારી? મારી પાસે થોડાક રૂપ્યા એકઠા થયલા છે તે લેવા, હું તમારે સારૂં લાવીછ."

"ઠેંક યુ" કરીને બરઝોરે ઝપટ મારીને પેલી નોટો લઇ લીધી અને જોયા વગર ગજવામાં સેરવી દીધી.

નાજાં વાંકી વળીને તેને કોટી કરતાં બોલી "કેમ વ્હાલા, હવે તમારો જીવ ઠરયો? જે કાંઇ મારૂં છે તે તમારૂંજ છે. હમણા થોડાક દહાડા થયા મને તમારી ઉપર ઘણો ગુસ્સો લાગતો તો પણ હવે તે બધો ઉતરી ગયોછ. ખરી વાત કેહું મને પેલી શીરીન વહાડયાને જોઇને તાપ ચહડતીતી."

"પણ કાંય?"

"તે હું કહી શકતી નથી. પણ તમુને તેની સાથ ઘણાં ઘરાંપરાં છે તેથી—

"મુઇ તે. ઝહાનમમાં નાખ તેને—ફરીથી તેનું નામ મારી આગળ લેતી ના."

બરઝોરના લાલ ડોળા અને ઉસકેરાયલો ચેહેરો જોઇને નાજાં ત્યાંથી ચોટટીની પેઠે નાઠી. તેણીના જવા પછી બરઝોરે પેલી નોટ કહાડી જોઈ તો ફક્ત ૨૧૦૦ રૂપ્યા. તેણે મોહોમાંથી અપસપ્પુન કહાડીને નોટ ટેબલ ઉપર ફેંકી દીધી અને નીરાશીથી પોતાનું કપાળ કુટયું.

* * *

આઠમો દહાડો ધમધમ કરતો આવી લાગ્યો અને રૂપ્યા તો તૈયાર હતા નહીં. બરઝોરે બાકીની રકમ મેળવવાની બહાર ઘણીએ તજવીજ કીધી પણ ફોકટ. બરાબર સાંજના ૪) ને ટકોરે પેલો પારસી જમની કાની આવીને ઉભો.

કેમ સાહેબ, મારા રૂપ્યા તૈયાર છે કે?"

"નહીં, થોડા ઓછા છે, પણ મને હજુ થોડા દહાડા-ની મહેતલ આપે તો હું પુરા કરી આપશ."

"જોઉં કેટલા છે. બસ! એકવીસ્સો ? હજુ બીજા બે હજાર નવસો રૂપ્યા ઘટેછ. એ બધી ફુરતાજી મારી આગળ નહીં ચાલશે."

"પણ ભાઇ, તુને સાત હજાર ઉપર તો આપી ચુકયો ને તોબી ધરાતો નથી."

"નહીં—નહીં—મને તો દશ હજારથીબી વધારે જોઇશે. હું તો તારી પાસેથી પંદર હજાર લેવાનો. ને સાંભળો, મને તે ઉપ્રાંત દર સાલ ૩૦૦૦ રૂપ્યાનું વરસાણ જોઇશે."

"તે મારેથી નહીં બને. તું તો મને મારી નાખવ બેઠોછ."

"તમારે જોઇયે તો કુવો પુરો પણ મને રૂપ્યા તો જોઇશે."

"પણ હું એક વાત હા કહું તો તું દોઢ વાત માંગશે ને પછી એમ તો તારી માંગણીનો છેડોજ નહીં આવશે ?"

"હા તેમબી ખરૂં. મારી માંગણીનો છેડોજ નથી"

"ઠીક છે તારે, એમબી મરવાનું ને એમબી મરવાનું. તારેથી થાય તે કર—મારી પાસ રૂપ્યા તો નથી."

"ઠીક છે—કાલે સવારના પોલીસના સીપાઇઓ વાર ૮ બઇને ઘરમાં પકડવા આવે તારે અજબ થતા ના."

"જે થવાનું હશે તે થશે."

"જો હજુ બી એક દહાડો વીચાર કરો—હું કેહો તો કાલે આઉં."

"નહીં—હવે વીચાર કરવાનું કંઇ નથી. જાઓ. જે બાઇએ તમને બાડે રાખ્યાછ તેમને જઇને રીપોરટ કરો કે તે જીતી ને હું હારયો. તેને ખાત્રી આપો કે તેનો કીનો વળયો છે. જાઓ, જઇને આખ્ખા ગામને ખબર કરો.'

આમ બોલી બરજોર ત્યાંથી ઉઠયો અને બારણું જોરથી અફાળીને ચાલ્યો ગયો. તેના જવા પછી પેલો પારસી, પેટ પકડીને હસવા લાગ્યો. બરજોર પોતાના ઓરડામાં ભરાયો અને માંહેથી બારણું બંધ કીધું. પછી કબાટ ઉંઘાડી અને માંહેથી એક નવી ચકચકતી રીવાલવર કહાડી. આ હથીઆર તેણે ચાર પાંચ દાહાડા અગાઉંજ એક ઇંગ્રેજી દુકાનમાંથી વેચાતું લીધું હતું. આ છ બારની રીવાલવરમાં તેણે સંભાળથી ગોળીઓ ભરી અને પછી તેને પોતાની કમરે પટામાં ખોસીને મન સાથ બોલ્યો:—

"હવે બીજો ઉપાય નથી. આ નામોશી સામે મારેથી ટકાઇ શકાય નહીં. હું બધો હેવાલ ધનજીભાઇને અને નાજાંને માટે લખી કહાડું ને પછી—પણ તે પેહેલાં એક મુલાકાત માકીનીબી લેવી જોઇશે."

દાંત કચકચાવીને બરજોર ઘરની બહાર નીકળયો.

સુમારે છ વાગેલા હતા અને માકી નસલી વહાડયાના બંગલાના દીવાનખાનામાં એકલી બેઠી હતી. સાંજ પડવા

માડી હતી પણ હજુ બતી થઇ ન હતી. નસલી વહાડયા માળ ઉપર પોતાની મા આગળ વાતે બેઠો હતો.

નસલીના અચ્યુચ ઉગી નીકળયા પછી માર્કી ઘણા અફસોસમાં દહાડા કહાડતી હતી. નસલીથી તે એટલી લજવાતી હતી કે તેને સામસામુ મળવાના તે બને તાંહાં સુધી અખાડા કરતી હતી. તેઓ ક્વચીતજ મળતાં હતાં કારણકે નસલી તો દરરોજ બહાર જમવા જતો હતો અને તે ઘેરમાં આવે કે લાગલી માર્કી બીમાર દીનબાઇની સારવાર કરવાને બહાને ત્યાં ભરાતી.

માર્કી ખરેખર અસુખી હતી. બરઝોરની ખાનાખરાબી કીધા પછીબી તેના જીવને સંતોશ મળયો ન હતો. બરઝોરનો દગો તેણીના દીલમાં હજુ દગદગતો હતો પણ તે હવે વીચારવા લાગી કે તેને આવી રીતે છેકજ પાયમાલ કરવાની તેણીએ ઉતાવળ કરવી ન હતી. પોતાનાં હાથમાં એક અરધો લખેલો કાગળ પકડીને વીચારવા લાગી. "આહ! આવી રીતે તેનો જમ થઇ લાગવા કરતાં મેં તેને ખરેખર માફ કીધું હોતે!"

માર્કીએ બરઝોરને નીચે પ્રમાણે કાગલ લખી કહાડયો હતો.

"તમે તો મારી સાથ દગા અને ઘાતકીપણાંથી વર્તયા છો. મારી જવાન જીંદગીનો તમે પહેલાંથીજ નાશ કીધો. પણ તેનું તમારી ઉપર મેં જબ્બુન વેર લીધું તે સારૂં હું હવે પસતાવું છું, બસ, હવે મારો કોફ ઉતરી ગયોછે.

મારી તરફથી હવે તમને કાંઇબી તકલીફ પડશે નહી. જે પારસી તમારી પુઠે લાગો હતો તે વકીલનો માણસ છે અને તે મારા હુકમથી તમને સતાવતો હતો. તમારી પાસેથી જે રૂપ્યા તેને મળયાછ તે બધા ધરમ ખાતે આપી દેવામાં આવશે. જે બધી જબાની બાલાની અને આયાની તમને બતાવવામાં આવી હતી તે બધી બનાવટી છે. તેઓએ તેવું કશું લખાવ્યું નથી. તમે હવે સુખે તમારાં કામકાજે જાઓ. મારાં વેરનેબી તમે લાયકના નથી.''

## લા૦ મા.

માકી ઉઠી અને ટેબલ ઉપર એક આનવીલોપ શોધવા ગઇ. તેણીને થોડીજ ખબર હતી કે જે ધણીને તે આ ચીઠી લખતી હતી તે ધણી બહાર બારી પછવાડે છુપાઇને હાથમાં રીવાલવર પકડીને ડોળા કકડાવતો ઉભો હતો.

માકી જેવી ટેબલ આગળ ગઇ કે એક પીસતોલ ફુટવાનો સાદ સાથે સામેના મોટા આરસાનો ચુરે ચુરા થઇ ગયા અને તેજ પળે નસલી વહાડયા ઓરડામાં દાખલ થયો. માકી ભોંય ઉપર પડી ગઇ હતી.

બરજોરે બારીમાંથી ડોકાવીને જોયું અને મનસાથ બોલ્યો. ''હાઆ! ઠાર મારી! હવે મારી વારી આવીછ.'' નસલી હજુતો ગભરાટમાં છે તેવામાં બરજોર ત્યાંથી નાઠો.

નસલી ઝટ માકી આગળ ભોંય ઉપર બેસી ગયો. તે-ણીની આંખો બંધ હતી અને ચાવણીઆં બેસી ગયલાં હતાં. તેણીના છાતીના સવાસોસવાસથી જણાતું હતું કે

તે જીવતી હતી. તે માથુબાનુ બાંધતી ન હોવાથી તેણીના સોનેરી બાલ છુટી ગયા હતા અને ચેહેરાની આસપાસ મોટી ઝાલરની માફક વીખરાઇ પડયા હતા. તેણીનું ગોરૂં ધડ નસલીના ખોળામાં ટેકવી રાખેલું હતું.

નસલીએ સંભાળથી તેણીનાં બદનની તપાસ લીધી પણ જખમ કોઇબી ઠેકાણે દીસયો નહી. માકીને ભોંયપર મુકીને નસલીએ તપાસ કરી તો ગોળી ભીંતમાં ચોંટેલી દેખાઈ. તારે માકીને કશી અલતલ પહોંચી ન હતી! નસલી મન સાથે ખુશી થયો.

જરા વારે માકી હીલવા લાગી અને આંખ ઉંઘાડીને જોયછ તો પોતાનું માથું નસલીના હાથમાં ટેકેલું હતું. તે લજવાઇને ઉઠવા ગઇ પણ ઉઠાયું નહીં.

"શું છે? શું હું બેસુધ થઇ ગઇતી?"

"હા—ચીંતા નહી—હમણા ઉઠતાં ના—હું ધારૂંછ કે કોઇએ બારીએથી પીસતોલનો બાર કીધો."

"અરે હા—હા—હવે મને યાદ આવી. એ મારૂં આંગ કેવુ ધુજેછ—પણ હવે મને ઉઠવા દેઓ."

નસલીએ તેને ઉંચકીને કોચપર બેસાડી "જરા બ્રાંડી લાંઉ?"

"નહીંજી, મેહેરબાની થઇ—."

"તારે હું જઇને બાગમાં જોઉં કે કોઇ ભરાયલું છે. આવી વાત ચાલવા દેવી નહીં જોઇયે. તમને કંઈ ખ્યાલ આવેછ કે એ કોણ હશે?"

"હા હું જાણું છ. પણ હું દલગીર છું કે તે હું કહી શકતી નથી."

"શું હજુ બીજી છુપી વાતો છે? તે સાંભળી હું દલગીર છું. આલો સાહેબજી."

"અહીં આવો—નશરવાનજી—જરા થોભો."

---

## પ્રકરણ—૧૫.

માકીએ કરગરીને નસલીને બોલાવ્યાથી તે પાછો વળ્યો.

"નશરવાનજી—તમારા જીવને નાખુશ કરતાં મારો જીવ રંજીદા થાય છે. પણ તમારો ને મારો મેળાપ થતો નથી તેથી આટલીબી વાત આગળ વધી છે. હું એમ કહેવા માગું છ કે મારેથી હવે વધુ વાર આએ ઘેરમાં રહેવાઈ શકાશે નહીં."

"પણ કાય? એમ કહેવાનું કંઈ કારણ?" નસલીએ અજાયબીથી ખુલાસો ચાહયો.

"કારણ કહેવાની મારી મરજી નથી કારણકે તે કહેવાની મારામાં તાકાત નથી. ચીન મધે મેં જે ચાલ ચલાવીછ તે ખરેખરી ઠપકાને લાયક છે પણ તોબી આએ ઘરમાં જે હીનપસતીમાં હું રહું છ તેટલાં બધાંને હું લાયક નથી. તમારાં માતાજી હવે સારી પખે છે અને હવે અગાઉના જેટલું મારૂં કામ નથી. વાસ્તે હવે કંઈબી કરીને મને જવુંજ જોઇશે."

"પણ કાંહાં જવા માગોછ? તમારૂં કયું ઘેરબાર કે સગું વ્હાલું છે?"

"મારૂં આએ દુન્યામાં કોઈ નથી. હું કાંહાં જવાની છેઉં તે હું જાણતી નથી. પણ જવાની તો હું ખરી."

"હું ધારૂંછ કે તમે જરા ધીરજ ધરો તો સારૂં. હું કંઇ એવી ગોઠવણ કરશ કે તમુને કશી વાતની અડચણ નહીં પડે."

"નહીં—કબ્બુ નહીં—મારેથી હવે થોભાવાનું નથી. હું તો જવાની. આએ જફા મારી ઉપર થોડી નથી. જો તમે મને રાજીખુશીથી રજા નહીં આપશો તો હું અમસી મેરે ચાલી જવશ."

આ પ્રમાણે બોલી માકી બારણા તરફ ધસારાભેર ચાલી. પણ નસલી પોતાની હુશીઆરીમાંજ હતો એટલે આડો પડયો.

"સબર—સબર—જરા—મારૂં સાંભળો ને પછી ગમે તેમ કરજો.

આ વાર નસલીનો ચેહરો ગુચવાયલો અને ગભરાયલો લાગતો હતો. તેના હોઠ ધ્રુજતા હતા અને તેનું માથું ફરતું હતું. માકી ઉભી રહી ગઇ.

"માણેકબાઇ—માકી—જરા ધીરજથી સાંભળો. હાલના સાંટક ઉપર મેં ઘણો લાંબો વીચાર કીધોછ અને હું ઠરાવ ઉપર આવ્યોછ કે તમે મારાં ધણીયાણી ખરેખર થશો તો કાંઇ અડચણ નથી. આપરે ગુપચુપ આશીરવાદ સરાવીશું.

"તમે? તમે મારી સાથ ખરેખર પરણવા માંગોછ?"

"હા—હવે બીજો ઉપાય નથી—તમે આવું બધું રાંધી મુક્યું એટલે હવે હું શું કરૂં."

માર્ઝી ગુસ્સાને માર્યે લાલચોલ થઈ ગઈ.

"એ તમે શું બોલોછ? આ બધું બન્યું તે વખતે મેં તમારી જીવવાની તો ગણત્રી કીધીતીજ નહીં—તમે જીવતા છેઓ એમ જો હું જાણતે તો ———

"તે બધું ખરૂ—પણ તમે મારી ઓરત તરીકે અહીં આવ્યાં નહીં હોતે તો હું કાંઈબી કરીને તમારી ઉપરનો મારો ચાહ દબાવી શકતે. એ કમબખ્ત લાગણીએ મને ઘણું નુકસાન કીધુંછ."

"મારી ઉપર તમારો ચાહ! કમબખ્ત લાગણી?"

"કમબખ્ત નહીં તો બીજું શું. મારાં કુટુંબની ઇજ્જત મને ઘણી વ્હાલી છે અને તે નામને હું કલંક લાગવા દેઉં એવો હું ભુંડો નથી. પણ જ્યારે મારો સમાગમ એક ખુબસુરત સ્ત્રી સાથ થયો, જે મારૂં દીલ જીતી ગઈ પણ જેને મારૂં નામ આપવાને મારૂં મન કમકમે ત્યારે તે કમબખ્તી નહીં તો બીજું શું?"

"પણ તેને તમારૂં નામ આપવા કહેછ કોણ?"

"હા.—ચીનમાં પણ એવોજ સધીઆરો લઈ હું ખસી ગયો હતો. તમારી આગલી વાતની મને ખબર પડી કે હું ઘેરમાંથી છટકી ગયો તે તો તમે જાણોજ તછ મારી યાદદાસ્ત

ભુલી જવા હું માસીજીને પરદેશમાં એકલાં નાખીને દુર રખડતો ફર્યો. તે વાતને કંઇ મહીના નીકળી ગયા અને હું અંહી આવીને શું જોઉંછ? કે તમે તો મારી વીધવા બનીને ઠસી બેઠાંછ. આટલું બધું છતાં હું તમને રસ્તામાં હાંકી કહાડી શકતો નથી. મારાં કુટુંબનું નામ મને વ્હાલુ છે પણ માકી, કોણ જાણે શું છે કે તું મને તે કરતા વધારે પ્યારી લાગેછ, અને તે સારૂં હવે તો જે બને તે ખરી. હું તારી સાથ ખરી શાદી કરવા તૈયાર છેઉં."

આ પ્રમાણે બોલી નસલીએ પોતાનો હાથ લાંબો કીધો પણ તે તરછોડી નાખીને માકી દુર ઉભી રહી બોલી.— "તમારાં કુટુંબનું નામ અને તમારા પૈસા તમને મુબારક. હું કાંઇ તે માંગતી નથી અને તમારા આપ્યાથી લેનાર નથી. જાઓ, મારો ગુનાહ જઇને સારાં ગામને કહો. તેથી તમને કંઇ ખરાબ લાગવાનું નથી. ને મનેબી કોઈ પુછ નાર નથી કારણકે હું તો પુનેથા નીકળીને કોઇ છઠે ખુણે જઈ પડનાર છું. જે ધણી મારી સાથ પરણવા ઇચ્છશે તે કંઈ મારા ઉપર ઉપકાર કરશે નહીં પણ મારી આગળ પગે લાગતો આવશે."

આ વાર માકી એક છેડાયલી વાઘણ જેવી ખુબસુરત લાગતી હતી. નસલી તેને અજાયબીથી નીહાળતો ઉભો પણ તેણેબી પોતાની એંટ મુકી નહીં.

"માણેકબાઇ, આટલો બધો રોહોસો કોણપર કરોછ, તમે આએ મારી માગણી તરછોડી કહાડશો તો રખડી

જશો. તમારી આગલી વાતનો મેં ઇસારો કીધો તેનું તમને દુઃખ લાગું પણ તમે એટલું તો કબુલ કરશો કે તે વાત સેહેલાઇથી ભુસી નખાય એવી નથી. મારી ધણીયાણી જેલમાં જઈ આવી એમ વાત———"

"સબર—હું તમારી ધણીયાણી નથી અને થવા માગતી-બી નથી. જરા ધ્યાનથી સાંભળો—જો મારી જીંદગીના કોઇબી કામથી હું શરમાતી હોઉં તો તે એજ કે તમારી ધણીઆણીનું નામ ધારણ કરીને હું અહીં આવી. તમે એ બનાવ તરફ તીરસકારથી જુઓછ પણ તે કરતાં વધારે તીરસકારથી હું પોતે તે સફા તરફ જોઉંછ. હું મારો બચાવ કરવા માગતી નથી. હું ઘણી કબસ આવી ગઇ હતી અને ખુનપર ચહડી હતી. તમારાં મરણની ખબર સાંભળીને શેહેતાને મને ઘેરી અને—

"પણ હું તે બધું જાણુંછ. તમને કેવી સર્જ્જડ લાલચ થઈ હશે તે હું સમજી શકુંછ અને તમને માફ કરૂંછ. તમે એક ચુક પહેલાં કીધી અને પછી પારકે આશરે જઇ પડવાને તમારી હીમત ચાલી નહી એટલે આએ બીજી લાલચમાં ફસ્યાં. પણ હવે જે બની તે બની એ વાતની કોઇને ખબર નથી એટલે હવે સુતેલો સાપ નકામો છેડવામાં લાભ શો? ચાલ હવે માફી, બધી વાત છોડી દે. તું કહે તે દહાડેથી તુને મારી કાયદાસરની મોહોરદાર કરવાને હું રાજી છું."

"કબુ નહી—જે ધણી કબુલ કરશે કે તે મને પોતાની જીંદગી કરતાંબી વધુ ચાહેછ તેજ મારો ધણી! થશે. જે

ધણી મારો ગુનાહ જાણવા છતાં મને બીજી હજારો બાનુ-ઓમાંથી છાતીએ ધરી રાખશે તેજ મારો ધણી થશે—બીજો નહીં."

"હા પણ હું એક વખત કહી ચુકો કેની કે હું તારી ઉપર કુરબાન છેઉં."

"તે ખરૂં પણ વળી તે મોહોબતને તમે કમબખ્ત મોહોબતનું નામ આપ્યુંછ. તમે મારી ઈજત કરતાં તમારાં કુટુંબના નામને વધારે ગણોછ. મારે એ સરત કબુલ નથી."

"ઓહો—તમારાં માથાંમાં ઘણી રાઇ છે?"

"હા છે. મારી પાસે બીજું શું છે? મારી ખાલેસ મોહોબત સીવાય હું મારા પતીને બીજું શું આપી શક-વાની છેઉં? એટલા માટે જે કોઈ મારો હાથ ધરે તે એક બેમુલું ઝવેર લેછ એમ ધારે નહીં તાંહાં વગર મારે તેને હાથે વેચાવાની જરૂર શી છે? તમોએ જે આફ્રર મને કીધીછ તે માટે હું તમારી ઉપકારી છેઉં. તમે મારી ગઇ-ગુજરી વીસરી જવા માંગોછ ને મારી ૩પર મેહેરબાની કરી મને તમારી ધણીઆણી બનાવવા માંગોછ પણ તે માંગણી હું મોટા ઉપકાર સાથ ના પાડુંછ."

નસલી તો થથરીજ ગયો.

"હું ધારતો હતો કે મારી માગણી સાંભળી તમે ગજ ગજ કુદશો. અત્યાર સુધી હું એમજ મલકાતો હતો કે તમે મારા ઉપર ઘણાં રાજી છેઓ."

"એમ કે? શું તમારી લાયકી? યા ખોદા! મરદ જાતમાંખી કેટલી ગુમાની છે?"

"માકી—તું મને છેક સતાવેછ તે વાજબી નથી. હું જારે તારી સાથ મન મુકીને વાત કરૂંછ ત્યારે તું મારા ઠઠા મશકરી કરેછ. આજ, હવે—

પણ કાંઇબી વધુ સાંભળયા વગર માકી ત્યાંથી અચબુચ નીકળી ચાલી. નસલી તો હવે માકી ઉપર ઘેલો દેવાનો જેવો થઇ ગયો હતો. તેણે પેહેલાં તો મગરૂરીથી અને ભપકાથી કામ લેવા માંડયું હતું પણ આખરે મોહોબતની કમાન છુટી તે રોકી શકાઇ નહી. તે માકીની પછવાડે જઇ તેણીને આજુજી કરવાના વીચારમાં હતો એવામાં એક નોકરે આવીને એક ચીઠી તેના હાથમાં મુકી.

---

## પ્રકરણ—૧૬.

"પ્યારા નસલી—આ ચીઠી વાંચતાંને વાર જલદી આવજે. અમારી ઉપર મોટી આફત આવી પડીછ ને તારી મદદ ને સલાહની જરૂર છે.

લા૦ ધનજીભાઇ."

ચીઠી વાંચતાંને વાર નસલી બહાર પડયો. હજુતો ગલી વટાવેછ એવામાં સામેથી પેલોજ બરઝોરને સતાવનાર પારસી મલ્યો.

"શેઠ કાંહાં જાઓછ—બરઝોરજીને બંગલે કે?"

"હા—ભાઇ મને જરા ઉતાવળનું કામ છે—કંઇ કહેવું છ?"

"જાઓ—બા—જાઓ—બરજોરને તાંહાં તો મગદેસનના ઢોલ વાગેછ. મેં હમણાંજ સાંભળ્યું કે તેણે તો ઝેર પીધુંછ ને ઘડી પળ છે. એ તો કરને જો અહીંનું અહીંજ છે! પણ હું એમ કહેવા માંગતો તો કે એના સસરાને ને બૈરીને કહેજો કે હવે મારેથી બીવાનું કાંઇ કારણ નથી. તમારાં ધણીઆણી શીરીનબાઇએ મને આએ કામ સોપ્યું તું તે મેં બજાવ્યું, હું જાણુંછ કે બચારી શીરીનબાઇનો એમાં કાંઇ વાંક નહી ઉતો અને તે લીધે આએ બરજોર ઉપર મને ઘણી ચીઢ લાગતી હતી તેથી મેં આએ કામ કીધુ."

"પણ એ તમે શું બોલોછ, કામ શું ને વાત શું?"

"શું તમે જાણતા નહી?—તારે જાઓ—તમારાં ધણીઆણીને પુછો—સાહેબ મેહેરબાન."

નસલી અકળાયલો ગભરાયલો ધનજીભાઇની મદદે આવી પહોંચ્યો. ધનજીભાઇ તેની વાત જોતા એટલા ઉપરજ ઉભેલા હતા.

"ઓ નસલી, તું આયો કે—આએ શું આફત, હવે કેમ કરૂં."

"પણ શું છે શું. તમે આટલા બધા અકરાયલા કેમ? જરા ધીરજ રાખો."

"અરે યાર બોલ ના, મારૂં મોત થઇ જાયછ. મારો જમાઇ બરજોર—હવે સમજ પડેછ કે તેને તારી બૈરી સાથ

કાંઇ અસલની પંચાત હોશે. એટલું સમજ પડેછ કે બરઝોરે એને અગાઉ ઘણી હીનપસ્તીમાં નાખેલી અને તેનું વેર લેવા શીરીને કાંઇ સખત ઘાટ ઘડયો. પણ એમાં મારો વાંક છે. મેં બચારા બરઝોરને લલચાવ્યો. હજુબી જો કાંઇ બની શકતું હોય તો હું અખાડા કરાઉં પણ—

"અરે ધનજીભાઇ બા—એ તમે શું બકવા કરી રહયાછ. હું તો એક બોલ સમજતો નથી. બરઝોર શું ને શીરીન શું. એ બધું શું છે?"

નસલી વીચારમાં પડયો કે આ નાપાક દુકતીએ વરી શું નવું રમખાણ જગાડયુંછ. એક બે એબની તોજેશ હજુ કરી નથી તેટલાં આએ વળી ત્રીજી. બરઝોર સાથ શીરીનને સંબંધ કઇ તરેહનો હોય.

તેની ગુચવણ જોઇ ધનજીભાઇ બોલ્યા "દોસ્ત નસલી, મને પેહેલેથીજ કહી દેવું જોઇયે કે એમાં બચારી શીરીનનો જરાબી વાંક નથી. બધો વાંક બરઝોરનો છે. એણ એવી લુછાઇ કીધીછ કે કોઇ ફરેસતોબી નહી સાંખે. ઉલટું શીરીનને સારૂં મારો જીવ બળેછ."

"તોબાહ! તોબાહ! આએ તમારી બીનફાકટની ટકટકથી હું તો બેઝાર થઇ ગયો—એ વાતજ હું જાણતો નથી."

"ઓ, તેમ છે કે? લે તારે આએ વાંચ."

આમ બોલી ધનજીભાઇએ બરઝોરે પોતાને હાથે લખી કહાડેલું એક કાગલ નસલીના હાથમાં મુકયું.

નસલી જેમ તે વાંચતો ગયો તેમ તેના ડોળા તસતસ થવા લાગ્યા. આ કાગલમાં બરજોરે સઘળા ગુનાહનો એકરાર કીધો હતો. કેમ તેણે પોતે ચોરી કીધી હતી, અને કેમ માકીને સમજાવી પટાવીને ફસાવી હતી તે સઘળું આ કાગલમાં વીસતારીને લખેલું હતું. પાછળથી બરજોર, આ લાચાર છોકરીને દગો દઈને ફરી ગયો હતો તે પહેલીજવાર આ કાગલથી નસલીએ જાણ્યું અને તેમાં બરજોરે લખ્યું હતું કે ઝેર પીને પોતાની કંગાળ જીંદગીનો અંત આણવાનો તેણે ઠરાવ કીધો હતો.

નસલીએ ડોળા કકડાવી પુછ્યું "એ બદમાશ કાંહાં છે?"

"ખોદા માલમ. બે કલાક થયા અહીંથી ગીઓછ ને સાથે પોતાની પીસતોલબી લઈ ગીઓછ."

"હું—મારી ધણીયાણીનો જીવ લેવાની એ ચંડાળે તજવીજ કરી તારે હું કમનસીબે હાજર હતો."

"તોબાહ! તે બીચારીને કંઈ ઇજા થઈછ કે?"

"નહીં—ખોદાના શોકરાના કરો કે હજારો ગુનાહ પછી ખુનનો ગુનાહ તેને માથે ચોંટયો નથી."

"જો, નસલી આપરે કંઈબી ગોઠવણ કરીને સમજુતી કરાવીશું, પણ એ છેજ કાંહાં? ચાલની આપરે એને કેયેથીબી શોધી કહાડયે."

"શું કરવા?" નસલીએ બભરીને ઉતર આપ્યો. "એવા મુછ માટીડા મુએલાજ સારા. મારી સલાહ માનો તો એને

પોતાને ગમે તેમ કરવા દેઓ. આપરે વચ્ચમાં પડવાનું કાંઇ કારણ નથી."

"નહીં—નહીં—એની તો મને પરવા નથી પણ મારી છોકરીનું શું થશે?" ધનજીભાઇ બળાપો કરવા લાગ્યા.

"છોકરી એક વખત રડીને રહેશે પણ આવા સાપને ઘેરમાં સપોવ્યોછ તો કોઇ દહાડે તમારૂંબી લોહી પીશે."

આ પ્રમાણે બોલતાં નસલી ઘણો છેડાયલો દીસતો હતો કારણકે તેનાં મનમાંથી આ વાર તરેહવાર વીચાર પસાર થઇ જતા હતા. આહ! આએ ચંડાળે તારે માકીની આનેઆરાબી કીધી. બીચારી કેવી ભલી કે ચીનમા નસલીએ મોહોડે ચહડીને તેણીનું અપમાન કીધું; સગાઇનો ગાંઠ તોડી નાખ્યો તોબી તે એક હરફ બોલી નહી! શાબાશ! ને તેનો બદલો આએ નાપાક પારસીએ કેવી રીતે વાળયો તે જયારે બરઝોરનાં કાગલથી નસલીએ જાણયું સારે તેનો પીત્તો ઉછળી આવ્યો. છેલ્લા કલાકમાં માકીએ તેની આફર કેવી મગરૂરી સાથ ના પાડી હતી તેની હવે નસલીને સમજ પડી.

આખરે ધનજીભાઈ બોલ્યા. "નસલી, દીકરા—મારાં સંકટની વખત તુંબી મારી સાથે એમ કરેછ? હું જાણુંછ કે બરઝોરનો વાંક ઘણો છે અને એણે તારી ઘણીઆણી સાથ અગાઉ ઘણી બેમરવત ચાલ ચલાવીછ પણ મારે ખાતર તારે નાખતી કરવી જોઇયે ને મને મદદ કરવી જોઇયે."

"ધનજીભાઈ શેઠ, હું દલગીર છેઉં કે આવો ગુનાહ આટલો સેહેલાઈથી ભુલી જાઉં એવો હું શ્રારેસતો નથી. હું એને શોધી કહાડવામાં તમને મદદ કરીશ અને જો એ જીવતો હશે તો મારા હોરસ વીહીપથી હું એના બરડાની ચામડી ફાડી નાખીશ."

ધનજીભાઇ આ બેઅદબીનો ગુસ્સાથી જવાબ આપવા જાય છે એવામાં નાજાં દાખલ થઇ.

---

## પ્રકરણ—૧૭. અને છેલ્લું.

### કીસ્સો તમામ.

નાજાં દાખલ થઇ ત્યારે તેણીનો ચેહેરો નરો ચાદર જેવો ઉજળો સપ મારી ગયો હતો, તેણીના ડોળા ધાસ્તીને મારે તગર તગર નીકળી આવ્યા હતા. તે પોતાના પીતા આગળ હાથ જોડીને ધ્રુજતી આવી ઉભી.

"બાવાજી, શું છે—શું છે—જરા મને કેહાની—બરજોર કાંહાં છે?"

"દીકરી જરા ધીરી પડ. તેં પોતે કંઈ સાંભળ્યું છ કે? ગભરા ના—હવે કેમ કરૂં—એને કેમ કેહું—આ નસલી, તું કંઇજ બોલતો નહીં?"

પણ નસલી તો એવો લાકડાં જેવો થઇને ઉભો હતો કે જરા પાપણુબી હીલે નહીં. આખરે ધનજીભાઇ પોતાની

બેટીનો ગભરાટ ખમી નહીં શકયા એટલે તેણીને પોતાની છાતીસે દાબીને પટાવવા લાગ્યા.

"બાવાજી, ઓ હું મુઇ, હું ઠાર મરી ગેઈ. બરજોરે એક પરાયા ઘાટી પાસે હમણાજ મને એક ચીઠી મોકલીછ તેમાં પેલી શીરીન વહાડીયા બાબદની પોતાની બધી હકીકત લખીછ ને પોતાનો ગુનાહ કબુલ કીધોછ. ઓ હવે શું કરૂં. મારો બરજોર કાંહાં છે. મને એની આગળ લઇ જાઓ, નહીં તો વખતે એ પોતાના જીવ પર કરશે તો પછી જીવશ જાગશ તાંહાં સુધી મને બોલવાનું રહી જશે ને મારા સુના જેવા કપડાં લતાં ને જરીઆન બધું ધુળ ખાતું પડશે."

"છટ છોકરી, તું વખત બે વખત એમ શું બોલેછ. આપરે એ કાંહાં છે તે શોધી કહાડવાની તજવીજમાંજ છઇએ તે તું જોતી નહીં? ખોદા કરશે તો બધું સારૂં થશે. તું જરા હીમત રાખ. તારે એમ ગભરાટ કરવાને બદલે અમને શોધવામાં મદદ કરવી જોઇયે."

આ પ્રમાણે પોતાની બેટીને પટાવીને ધનજીભાઇએ નોકરને બોલાવ્યો.

"જાતો મોરાર, જઇને ખબર કહાડ કે તારા શેઠ બરજોર કાંહાં છે—

"છાયબ, તેનાના તો—

"ચુપ રહે—જો પાસે વહાડયાના બંગલામાં છે, નહીં તો વખતે સોરાબજી મામલતદારને ત્યાં હોશે. દોડ વહેલો."

"અરે પણ દોરવાનું કાંઇ કામ નથી. તેનાનાતો કેવા-રના આવાને પોતાના ઓરડામાં ગયેલા" મારારે ખબર આપી.

"શું! બરજોર પાછો આયો? ને પોતાના ઓરડામાં છે? મારાર, કાંઈ ભુલતો નહી કરતો?"

"અરે નારે. છાયબ, મેં મારી નજરે નજર જોયલા અરધો કલાક થાઓ આયવા ને પોતાના ઓરડામાંજ છે. હું હાલમાં છાફ છુફ કરતોથો ને તાંહાંથી ખીછયોજ નથી."

"એમ છે કે? ચાલો શોકરાના, પાછો આયો એટલે હવે વાદળ ઉડી ગીયું. ચાલો આપરે બધાં જન એના ઓરડામાં જઇયે ને એને પટાવી સમજાવીને બાહાર લાવીયે. એ તો માણસ છે. હોય. કોઇ વખત ચુકખી થાય. તેમાં એટલું ગભરાઈ જવાનું શાનું?"

આ મુજબ જીવને સધીયારો દઇને અને પોતાની બેટીના ફકર દુર કરીને ધનજીભાઈ, નાજાં અને નસલી માળપર બરજોરના ઓરડાગમ ગયાં.

માકીના આંગ ઉપર પીસતોલ છોડવા પછી અને માકી ભોંય ઉપર પડી જવાથી તેને મુએલી સમજવા પછી બરજોર ત્યાંથી નાઠો તે સોલજર્સ ગારડનમાં ભરાયો. આ વાર ત્યાં કોઇ હતું નહી એટલે તેણે વીચાર કીધો કે બીજી ગોળી પોતાના માથાંમાંજ મારીને પોતાનો અંત આણવો. પણ જયારે અણીપર બીક વાત આવી ત્યારે આ હીચકારાની હીમ્મત ચાલી નહી. જે હીચકારા મર્દ પોતાનું નજીસ અંગ

બચાવવા ખાતર એક નાજુક છોકરીને ખુવાર કરવાને બીધો નહી, જે મુન્જી પોતાનું ઓછું વેર લેવા આ છોક-રીનો જાન લેવાને ડરયો નહી તે બાયલાની પેઠે પોતાની વારી આવી ત્યારે હટી ગયો.

ગભરાયલો અકળાયલો તે પાછો પોતાને ઘર આવ્યો અને કોઇને મળવા ભેટવા વગર પોતાના ઓરડામાં ભરાયો.

આવતાંને વાર ખબર કહાડી તો જણાયું કે ધનજીભાઇ તેમજ નાજાં ઘેરમાં હતાં અને બંગલામાં કાંઇ ગરબડ ચાલી રહી હતી. તોબાહ તોબાહ, બરજોરે લખેલાં છેલ્લાં કાગલો ત્યારે તે લોકને પહોંચેલાં હોવાં જોઇએ અને તે લોક બધું જાણતાં હોવાં જોઈએ. હવે પાછું બાહારબી કેમ જવાય—હવે તો મરવા સીવાય બીજો ઉપાય નહીં.

બરજોરને ઠંડી ચહડી આવી. તે ઉઠયો અને અડધી દીવાની હાલતમાં પોતાના ઓરડાનું બારણું બંધ કીધું અને પોતાની કબાટમાંથી એક છુપાવેલી શીશી કહાડી. આ શીશીમાં કાતેલ ઝેર હતું. તેણે શીશી હલાવી જોઇ, સુંઘી જોઈ, પણ મોહોડા આગળ લઇ જવાની હીમત ચાલી નહીં. તેણે વીચાર કીધો કે જરા થોભવામાં કંઇ ગયું નહીં. આએ ઠંડી ચહડી આવીછ તે જરા નરમ પડે ને પછી વાત.

"અફસોસ! મારો કેવો જીવ જાયછ, પણ હવે બીજો ઉપાય શું? નાજાં હવે બધી મારી નામરદ હીચકારી ચા-લથી વાકેફ થઈ હોશે. એટલે હવે હું એ બધાંને મોહોડું કેમ દેખાડું. એ તો થઇ ચુકું."

તેણે શીશી ઉંધાડીને મોહોડાં આગળ ધરી. પણ નહીં—તેના હાથ પાછા અચકી ગયા,

"નહીં—નહીં—મારી હીમત ચાલતી નથી—જરા થોભ—એટલી બધી ઉતાવળ શું છે."

તેનાં નીદાર ઉપર પરસેવાનાં ટીપાં ફુટી આવ્યાં. તે ઉભો હતો પણ બીકને મારે તેનાં ગુઠણ અકેકસે અડકતાં હતાં. તેણે બ્રાંડી પીધો હતો તોબી તેના દાંત જાણે ઠંડીથી કક ડતા હતા. તેણે કબાટ ઉંધાડીને બીજો કાચો બ્રાંડી પીધો. ઠંડી નરમ પડી પણ શીશીને જોતાંજ પાછાં લખલખાં આવવા માડયાં.

આવી આધાવુધી હાલતમાં તે ઉભો હતો એવામાં દાદર ઉપર કોઇના ઝડપથી ચહડવાના સાદ સંભળાયા અને તુરતજ ધનજીભાઇનો અને નાજાંનો અવાજ આવ્યો.

આહ! અણીપર ધીક આવી ચહડી. બરજોર અકળાઇ ગયો અને ધ્રુજતે હાથે શીશી હાયમાં ધરી—બારણું ઠોકાયું.

"બરજોર—બરજોર—બારણું ઉંધાડો."

બરજોરે એકવાર શીશી ગમ નજર કરી. બારણા સુધી જવાનીબી તેની તાકાત ચાલી નહી, આખરે બહાર ઉભેલાંઓએ બારણાં ખખડાવ્યાં અને જબરદસતીથી કળ ભાંજવાની તદબીર ચાલી. બારણું હીલવા લાગું અને એક પળમાં ઉંઘડી જશે એવું જોઇ આંખ વીચીને બરજોર દીવાના પણાની હાલતમાં એક ઘેરાયલા ઉંદરની પેઠે લાચાર થઇને શીશી પી ગયો.

આ પળેજ થડાક દેતું બારણું ઉઘડી ગયું અને સઘળાઓ માંહે દોડી આવ્યા. બરઝોરે પ્યાલા શીશી પોતાના ખીસામાં સંતાડી દીધી હતી. નાજાં આવીને બરઝોરને વળગી પડી.

"બરઝોર—મારા વ્હાલા ધણી—મારે ખાતર તું જીવતો રહે—મારે માથે તું સલામત રહે. તારા વગર હું શું કરશ." બરઝોરને ઝેરની કેફ ચહડવા લાગી હતી. પણ હજુ તે હુશયાર હતો.

"નાજાં મારૂં કાગલ તુંને મળયું કેની ?"

"હા પ્યારા, મને મળયું. હું બધું જાણુંછ. પણ તેનું શું થયું. એટલું બધું તે શું છે કે તે સારૂં માણસ પોતાનો કાળજગરો જીવ આપે. બરઝોર મારા સમ, હવે તું તારા જીવ સાથ ચેડાં કહાડશે નહી એવા સમ ખા. જો હું તારે પગે લાગું."

"પણ હું જીવીને શું કરૂં. મારૂં કાળું મોહોડું બધાને કેમ દેખાડું. હું તો મુંજી છેઉંજ પણ સાથે તુંને મારી લયાનતમાં કાંય ઘસડું ?"

"નહી—નહી—ડીયર" પોતાની છાતી ઉપર બરઝોરનું માથું પકડી રાખીને નાજાં બોલી "હવે બધું ભુલાઇ ગયું. જે ઓરતની સાથ તું દગો રમયો તેબી તુંને માફ કરેછ. હવે કોઇ બોલવાનું બી નથી ને જાણવાનું બી નથી. બધાંનું વેર વળી ગયું એટલે હવે મને નાહકનો માર શું કરવા મારેછ."

આ ઠેકાણે ધનજીભાઇ વચ્ચે પડયા. "બેટા, બરજોર, હવે જે બની તે બની. મેં તુંને પહેલાં લલચાવ્યો તેથી થોડો વાંક મારોબી છે. પણ સબર—બરજોર—બરજોર—પાણી લાવ—સુંઘવાની શીશી લાવ."

"ઓ—ઓ—ઓ" કરી નાજાંએ ચીસ પાડી કારણ કે બરજોરના ડોળા આસમાન પર ચહડી ગયા હતા અને તે પોતાના કરતુકનો જવાબ દેવાને પોતાના કીરતારની હજુરમાં જઇ પહોંચ્યો હતો.

નસલી વહાડયા ત્યાંથી મુગો મુગો પણ ઉતાવળે પોતાને બંગલે દોડયો. તેની છાતી અનેક લાગણીઓથી ઉશકેરાતી હતી. દીવાનખાનામાં જતાં વાર તેણે નોકરને હુકમ કીધો કે શીરીનબાઇને બોલાવે.

નસલી વીચાર કરવા લાગો કે "મેં એને છડેચોક અપમાન કરયુંછ એટલે એ આવશે કે?"

પણ માકી ગુપચુપ આવી અને નસલીની સામે દુરથી ઉભી રહી

"જી તમે મને બોલાવો?"

"માકી, હું હમણાજ બરજોરના બંગલામાંથી આયોછ. એ કંગાળ શખસે પોતાનો બધો ગુનાહ કબુલ કરયોછ અને એના સસરાએ અને બૈરીએ એને માફી બક્ષીછ. હું આશા રાખુંછ કે તુંબી હવે એને માફ કરશે?

"જી, હું એને જતો મેલુંછ પણ માફ કરી શકતી નથી. હું જો સુખી હોતે તો કદાચ મારો જીવ એને માફ કરવા

લજ્યાતે પણ એણે મને એવું નુકશાન કરયુંછ કે તેનો કારી ધા છેકના છેડા સુધી રહેશે. મેં એને શીક્ષા કરવાનું કરયું પણ આખરે કંટાળીને તે છોડી દીધું. શા કારણથી હું પુને આવીને આએ ઘેરમાં રહેવાને ક્બુલ તે કદાચ હવે તમે સમજી શકશો."

"હા, હવે હું બધું સમજ્યો. માફી માફી. આજે તું પહેલવહેલું ભેદ ખોલીને બોલી. આએ ખુલાસો તે અગાઉથીજ કાંય નહીં કીધો કે હું અંધારામાં ગોતાં નહીં ખાતે?"

"તેમાં મારો કસુર નથી. હાંગકાંગમાંખી તમે બહારથી સાંભળીને આવ્યા અને મને ખોલાસો કરવાનો ચાન્સબી આપ્યો નહી. બસ મને અપમાન કરીને કાહાર કાહારમાં પડયા એટલે હું બાઈ માણસ શું તમારે પગે લાગું?"

"ખરી વાત છે. હું મારી મુરખાઇ કબુલ કરૂંછ. હું તારી પાસે માફી માંગવાનીબી હીમત કરતો નથી—પણ—પણ—માફી, મેં તારા ઉપર જે અપમાનના વરસાદ વરસાવ્યા છે તેમાંથી કેમ છુટું."

"નશરવાનજી, મેં પોતે તમારાં નામ સાથ કેટલીક ન છાજતી અને અણઘટતી છુટ લીધી છે. એટલે આપરે અરસપરસ એક બીજાની ભુલ દરગુજર કરવી જોઇયે ને સમજુતીથી છુટાં પડવું જોઇયે."

"છુટાં પડવું! તારે તું શું જવા માંગેછ?"

"અલબત—હું કાલે સવારના રૂખશદ લેવશ ચાલો—સાહેબજી."

આમ બોલી માકી તાંહાંથી ચાલી ગઇ. નસલી પસતાવામાં ગરકાવ થયલો ત્યાં બેશી રહયો. તે આખી રાત જાગયા કરયો અને સવારના પોહોરમાં ઉઠતાંને વાર માણુસ કહેવા આવ્યું કે તેના માતાજી તેને મળવા માંગતાં હતાં.

"દીકરા કેમ, આજે રાતના તું બરાબર પોઢયો નથી. હુંબી આખી રાત તખલ તખલ કરયા કરીને કલાકે કલાક ગણુયા. નસલી, શીરીને બધી વાત મારી આગળ કહી દીધીછ અમે આખી રાત સાથે હતાં. ગરીબ બચારી નીરાઆધાર છોકરી. મારી આગળ ખરી વાત કહેતાં ઝારઝાર રડી. ખરૂં કહું તો એને ઠપકો આપવા કરતાં એની દયા ખાવી જોઇયે. આટલી સરખી છોકરી પર કેટલો જુલમ. નસલી મને લાગેછ કે તારે હવે દરગુજર કરવું જોઇયે."

"માયજી—હું દરગુજર કરૂં કે સામું એની પાસે માફ—

"દીકરા, તારી ધણીઆણી થઇને એ અહીં આવીને રહી એમાં એનો મોટો કસુર છે. એ ખરી વાત. પણ જો વીચાર કર. એ કેવી કબસ આવી ગઇતી. વરી તેં એના નામ સાથે મને કાગલ લખેલું એટલે ચોકઠું એવું બંધ બેસી ગયું કે એનાથી લાલચ થોભાઈ નહી—પણ તેમ એના ઉપર જે જફા પડીછ તેનોબી આપણે વીચાર કરવો જોઇયે."

"માયજી—બસ કરો—બસ—બસ—એના ઉપર થયલા ગેરઇનસાફની વાત ના—કરો—તેના વીચારથીજ મારૂં માથું ઘુમેછ. જયારથી મેં બધી ખરી વાત જાણીછ ત્યારથી મારો

જીવ બેતાબ છે અને એ મને એવી વહાલી થઈ પડીછે કે એ જવાની વાત કરેછ તારે મારો જીવ ઉડી જાયછે."

"પણ તારે તું દીલ ખોલીને એને બધી વાત કેહની?

"કહી, ને એ મને તુછકારીને ચાલી ગઈ."

"નહી—નસલી—તું ભુલ્યો. જા, ખરી વાત કેહું? માકી તો તારી ઉપર જીવ આપેછ—જા—જો તેને મેં વાડીમાં મોકલીછ તાંહાં જઇને ફરીથી પુછી જો. ને પછી મારી દીકરીને મારી પાસે લઇ આવ."

નસલી વહાડયા દોડયો. માકી ત્યાં ગળે હાથ ટેકવીને ગમગીન બેઠી હતી.

"માકી"!

"તમે તમારાં માએજીને મળ્યા?"

"માકી, તેવણુે મને બધી વાત કહીછે. મારે ખાતર નહી તો તેવણુને ખાતર તું અહી નહી રહે? મારો ગુનાહ માફ કર. મને સઘળી વાતની ખબર નહી. નહી તો હું તારા પગપર માથુ મેલતે. હું તુને નબળી અને ગુનાહવાળી સમજતો હતો પણ તું તો પીરેસતો નીકળી—માકી હું તારા પગ આગળ પડુંછ—

"ઉઠો નસલી—હું તમારી ફરમાબરદાર છેઊં. મારાં મનથી હું તમારી ઉપર મગન ઉતી પણ તમારી ઓશીઆળી ધણીઆણી થવાને નારાજી ઊતી. મારી કસુર માફ કરો અને

મારી નીમકહલાલ નોકરી અને ખાલેસ પ્યારથી તમને હું જીંદગીના છેડા સુધી બદલો વાળી આપશ."

"ઓ મારા જાન" આમ બોલી નસલી તેને ભેટી પડયો અને ખુશાલીને મારે તેઓએ પોતાના આસું એક બીજા સાથ ભેળયાં. જરા વારે જીવ હેઠો પડયો એટલે તેઓ એકેકની પાંખડી વળગીને માળપર ગયાં અને માતાજીની આગળ ગુઠણ પર પડી તેવણુથી દોઆ ચાહી.—

"જીવતાં રહો—મારાં બચ્ચાંઓ—તમારા મનમાં ચીત-માં જે સુખની આરજુ રાખતાં હો તે પરવરદેગાર તમને આજના નવાં વરસના મુબારક રોજે બખશે."



# સબસે બડી ચુપ!

## પ્રકરણ—૧.

નામ ત્યારે જીભ! આંગળ જેવડી નાની પણ આ નાના ગોશના કકડામાં કેટલાં પરાક્રમ સમાયલાં છે. જીભના એક ઝટકાથી કચ્ચકઇના ડોકાં છટકાઈ ગયાં છે. એ વળવળતી મનુકલીના પાંચ મીનીટના હાલવાથી કાંઇ હજારો ઘર ભાગ્યાં હશે. અને લખો કાર્યો સંધાયા હશે. જીભ—જીભ—પરમેશ્વરે તને માણસના મોહોમાં મુકી છે તે ભલાંને કાજે કે ભુંડાંને કાજે તે કહેવાનું કામ કથાકરનું નથી. પણ હું એટલું તો જાણું છું કે જીવ ઉસકેરાયલો હોય, માથું તણકેલું હોય, ત્યારે આ નાનકડા શેહેતાનને દાંત વચ્ચે ઘડીભર પકડી રાખવાથી ઘણીવાર "શેહેતાન ડાબો" થાય છે.

જીભ હલાવ્યાથી પાપ થાય છે એ ખરૂં પણ કોઈવાર જીભ બંધ રાખ્યાથી કેવી મોહોકાણ વળે છે તેનો કંઈક ચીતાર આપવાની મકસદથી આ નીચલી કથા શરૂં કરૂં છું અને આશા રાખુ છું કે તમારી વાંચવાની મેહેનત ફોકટ જશે નહીં.

* * *

પીઠાંનો મોહોલો તો તમે જોયો હશે. કોટેકોટના ઉજરડા ચોગાનની પછવાડેનીજ ગલીમાં આ પીઠાંના મોહોલાનું નખસતાન છે. બહાર મેદાનની મોટી ઇમારતો અને ટ્રામની ધામધુમ અને પછવાડેની ગલીમાં મરઘાંનું ચરક અને ભાજી તરકારીની સબડતી છાલના ઢગ. મુંબઇની સુંદર નગરીના એવાજ ઢંગ છે. માહેથી કીડા ને બાહેર તમોરા.

પીઠાંના મોહોલામાં એક કંગાલ ઘરની બારીએ આલાંમાએ વીચારમાં ઉભી હતી. સાંજના છ વાગ્યા હતા તોયે એ કંગાળ મોહોલામાં એટલું અંધારૂં પડી ગયું હતું કે જાણે રાતના ૯) વાગ્યા હોય. ગરીબ બચારી આલાં વજીફદાર? સવારથી ખડેખુટ સીવીને પાંચ ફ્રાક તૈયાર કરયા હતા અને દરજી કયારે આવીને પૈસા આપીને કામ લઇ જાય તેની રાહ જોતી હતી.

આલાંએ ચુલા ઉપર ચાની કીટલી ચહડાવી હતી અને પાણીને કકડો આવે તેની વાટ જોતાં તેની આંખમાં પાણી આવી ગયાં અને તે જુસ્સાને નીસાસો નાખતી એવામાં ધરખર કરતું કોઇ માળપર ચહડી આવ્યું.

"આલાં, એકલીજ છે કે? મને જરા ઉતાવળ છે."

"એકલી નહીં તો બીજું કોણ હોય? કાલીને આવતાં તો હજુર ઘણો વાર છે. રતાં, અંદર આવની, આજે એટ-લી બધી દોરાદોરી શાની છે?

નેતા. દાવર—ઉમર વરસ ઓગણીસ, અંગે ભરેલી, રંગે ગોરી, સ્વભાવે હસમુખી, ઓરડામાં દાખલ થઇ.

"કાંય આલાં શું છે? મને તારી ઘણી દયા આવેછ ને હું કાલી આવે તાંહાં સુધી તારી આગળ બેસતે પણ શું કરૂં, મોટલાંબાઈ આસપીટલમાં એક બચારી ઘણીજ ગરીબ પારસણ બાઈ બહીથી પડેલી છે તાંહાં નર્સ કરવા જવાનું છે. પણ મમાઈજીએ હમણાંજ કોલાબેથી મારે સારૂં ગામનું ઘી ને તાજાં ઈંડાં મોકલ્યાંછ તે બધાને શું કરૂં, તેથી થોડું તારે સારે લાવીછ. કાલીનો હાંસો કેમ છે?"

આ સવાલ પુછતી વખત રતાંનું મોહ ઉતરી ગયું. તેની સઈ આલાંએ ઈંડાં અને ઘી ઉંચાં મેલ્યાં અને બોલી:—

"શું કરૂં. ભઈનો હાંસો રોજ રોજ વધતો જાયછ. તે મારા પેટમાં ફાળ પડેછ. કાલે આખી રાત સુતા નહીં ને હોંહોં કરયા કીધી તે પાસેના ઓરડામાં પડી પડી મેં બધું સાંભળ્યું."

"આલાં, કંઈબી કરીને તું તારા ભાઈને ચાકરીપરથી બીસાડીને બે ચાર મહીના મોકલ નહીં તો જોજે કંઈ કાંટાનું કટેશન થશે."

"પણ ચાકરી છોડાવે તો ખાઈએ કોણને. એ બચારો રાત દીસ જીવ પટકીને તીસ રૂપીઆ લાવેછ ને હું સીવી સાંધીને પાંચ છ રૂપીઆ એકઠા કરૂંછ ને તેમાંથી અમે ભાઈ બેન જેમ તેમ દહાડો પુરો કરયેછ. આટા તોલ ઠીકરી જળતી જેવો મામલો છે તાંહાં વરી આસાએશ લેવા કાંહાં જઈયે. મારા ભાઈને ખોદાય સો વરસના આવરડા બક્ષે. પણ હવે આસાએશ તો પેલી દુન્યામાં જઈશું તારે."

રતાંની છાતી ભરાઇ આવી પણ દીલ કઠણ કરીને પોતાની જાની મીત્ર આલાંને પટાવી સટાવીને આસપીટલમાં પોતાનું નર્સનું કામ કરવા દોડી.

*  *  *

હવે આ વારતાના શરૂઆતની ભીતરમાં થોડુંક દાખલ થવાની જરૂર છે. રતાં દાવરનાં માબાપ નહીં હતાં, પણ તેના મમાઇ લગાર સુખી હતાં. આ મમાઇ જેવણને આપણે કુંવરમાસી દાખલ ઓળખીશું તેવણ પોતાની દોત્રી રતાંને પોતાની સાથે રાખવાને પણ ખુશી હતાં, પણ રતાંને ગરીબ લોકનું નર્સીંગ કરવાનું ચેતક લાગ્યું હતું અને તે બીમારોની શોધમાં ઘરેઘર તથા આસપીટલે આસપીટલ ફરતી હતી અને તેને લીધે કોટેકોટ એક નાનો કુશાદે માળ ભાડે લઇને જુદી રહેતી હતી. તેણીના ઘરની પછવાડેજ આલાં અને તેના ભાઇ કાલીનું ઘર પીઠાંના મોહોલામાં આવેલું હતું. વખત જતે તેઓ વચ્ચે દોસ્તી બાઝી. એકવાર આલાંનાં માએ ઘણાંજ બીમાર પડયાં તેવારે બાવીસ દહાડા સુધી રતાંએ તેવણની ખડે પગે ચાકરી કરી અને બીમાર ગુજરવા પછીથી તે આલાંને એક સગી બેન દાખલ ચાહવા લાગી. કાલી સોહામણો, રાંક પણ દેહનો દર્દી હતો. તેના તરફ દયાની નજરે જોતાં જોતાં તેઓ વચ્ચે મોહોબત બાઝી તે એટલાં સુધી કે કાલીને વાસ્તે જો કોઇ જરાબી વાંકુ બોલે તો રતાંને ચચરી આવતું હતું. રતાંને માટે મોટે ઘર પગદંડો હતો પણ આ લાચાર ભાઇ બેન

ઉપર તેનો જીવ અજબ જેવી રીતે દોડતો હતો. રતાં જેવી ફુટડી છોકરી માટે કંઇક સારે સારે ઠેકાણેથી માગાં આવ્યાં હતાં અને આવતાં હતાં પણ તે બધાંને ટચાક-ડીભાર ગણીને તે ગરીબ પણ સાચ્ચા, દર્દી પણ લાયકી-વાળા કાલીને પોતાના મન સાથ હજાર દરજ્જે બેહેતર ગણતી હતી.

ગરીબ બાપડી આલાં. પોતાના બાઇને ઘણો ખરાબ દાંસો થયલો હતો અને કોઇ વખત હાંફણનો જોર થઇ આવે ત્યારે આખી રાત બેસીને કહાડતો તે જોઇને બળી જળી જતી હતી. તેનું કામ ઓછું કરાવવા તે પોતે આખો દહાડો સીવી સાંધીને પોતાનાં નાજુક આંગળાં તુપી નાખ-તી હતી. પણ તમો જાણો છો તો ખરા કે દરજીઓ સીલાઇના શું પૈસા આપે છે! સદરા એકના દોઢીઆં બે અને ઇજાર એકનાં દોઢીઆં ત્રણ! સીવી સીવીને કેટલું સીવે. કોઇવાર કાલી દશ બાર દહાડા સામટો બીમાર પડી જતો ત્યારે આખો દહાડો આલાં વહીતરૂં કરવા છતાં માંડમાંડ રાતના પુરૂં પાધરૂં ખાવાનું મળતું. તેમાં ઘરનું ભાડું, ધોલાઇ, હજામત, ડાકટરની દવા—તોબાહ—તોબાહ—ગરીબી એક અજબ જાતનો શ્રાપ છે. કાલી એક ડુબાસ-ની આફીસમાં કલાર્ક હતો અને તેને સવારના તથા ઘણીવાર રાતના કામે જવું પડતું હતું.

રતાં જેવી પીઠાંના મોહોલાની બાહાર પડી કે સામેથી કાલી મળ્યો. "ઓહો, રતાં, એટલી ઝડપમાં કાંહાં ચાલી? જરા ઉભી તો રહે."

"કાલી તું જલદી ઘેર જા ને આએ વરસાદથી ભીંજાયલાં કપડાં બદલી નાખ, એક તો તબીએતબી એવી ઘરઘર જેવી ને વળી તેમાં વરસાદમાં ભીંજાયછ."

કાલીએ આ વાત હસી કહાડવાનું ડોળ ઘાલ્યું પણ તેવાર તેને ઠાંસાની એવી ગુંચ આવી કે કંઈકવાર તે બોલી શકયો નહીં.

"જા, કાલી, ઘેર જા, જો વરી. તું સીક પડશે—હવે ઘેરમાંથી બહાર ના જતો." રતાં કાળાવાલા કરીને સમજાવવા લાગી.

"પણ કામ કીધા વગર કંઈ ચાલે? ગુસારો ખાઇએછ કે મસાલો ખાઇએછ. રાતના આઠ વાગતે સ્ટીમર "આગશટા" આવવાની સીગનલ થઇછ. એટલે બંદર પર જવા વગર ચાલે નહીં."

"વારૂ—હોશે—તારા નસીબમાં એમ દલદેસરીજ કરવાની હોસ તો હું શું કરશે. ચાલ, હમણા તો ઘેર જા, પેલી આલાં તારની ડોરા તાણી તાણીને તારી વાટ જોતી બેઠીછ."

"પણ તું કાંહાં જાયછ?"

"મોટલાંબાઇની હસ્પીટાલમાં એક ગરીબ પારસણ બાઇ મરવા પડીછ તેની આગળ જાઉંછ. હું સવારના પાછી આવશ."

"શાબાશ, મારી હીમતવાન છોકરી. ખોદાને બાર તારૂ નામ કોણ જાણે કેવા સોનેરી અક્ષરમાં કોતરાવું હોશે.

ખોદા તારો નીગેબાન થાઓ. તું મારા જેવા ગરીબોની દુઆ લેછ તે કોઈ દહાડેબી તુને સફળ થશે."

આ બે જણ મારમારના વરસાદમાં ઉભાં હતાં. કાલી પોતાનો હાંસો અને રતાં પોતાની કાળજી ભુલી ગયાં અને ખરાં પ્રીતથી એકબીજાને ભેટીને છુટાં પડયાં. રતાં વહેલી વહેલી દોડી અને કાલી મન સાથ બોલ્યો "આહ, જીવતી રહે, મારી આંખોના નુર—જીવતી રહે."

બાઇના માળપર ચહડવાના પગલાં સાંભળી આલાંએ પોતાનો ચેહેરો જેમ તેમ હસમુખો કર્યો અને તેના ભીનાં કપડાં કહાડવામાં મદદ લાગી. ઝડપમાં ચુલા આગળથી ગરમ સપાટ લાવીને મુકી અને ચા બનાવવા માંડી. ચા સાથે બે હાફબાઇલડ ઈંડાં અને થોડું તાજુ ઘી ખાંડ અને પાંઉ આણીને મુક્યું.

આ અસાધારણ ઉજાણી જોઇ કાલી બેન તરફ ટગર ટગર અજાયબીથી જોવા લાગ્યો.

"ભાઈ શું જોયછ? હમણાજ રતાં આવી ગેઇ. એની મમાઇએ એને સારૂં મોકલ્યું હોશે તેમાંથી આપરે વરે લાવી. ચાલ પેટ ભરીને જમ, પછી મારી ગમ જોજે."

"હા, મને રસ્તામાં હમણાજ મળી. કયે આસપીટલમાં જતીતી—

"બઇ, તું કહેશે ખોટ્ટી વડાઇ કરેછ પણ આએ રતાં છે કેની તે એક માણસાઈ રૂપમાં ફરેસતો છે. કાંઇને કાંઈ

સારૂં કામ કરે નહીં તાંહાંસુધી એને ચેન પડતું નહીં. એની ભલાઈ જોઇને હું કેટલું નવું શીખીછ."

ચા પીવા બેઠા અગાઉ કાલી પોતાના ઓરડામાં ગયો અને કસતી કરતાં કરતાં એટલો હાંસવા લાગો કે દરેક હાંસાની ગુંચ આલાંના પેટમાં જાણે કાંટા ભોકાતા હોય તેમ અસર કરવા લાગી.

"કાલી, આજે બે દહાડા થયા હાંસાનું જોર વધારે લાગેછ. એમ કેમ ?"

"હા, જરા તેમ છે ખરૂં. હું ધારૂંછ કે આએ નાપાક ચોમાસું ખલાસ થશે ને હવા જરા સુકી થશે એટલે બધું રસ્તે આવી જશે."

કાલીએ આ પ્રમાણે હીમ્મત આપી પણ બેનના પેટમાં જીવ ન હતો. હજી તો ચોમાસું હમણાજ શીરૂ થયું હતું. જો વરસાદ વધુ પડયો અને કાલી વધારે પટકાયો તો પછી કેમ થશે? જે નસીબમાં હોય તે ખરૂં. જે ચીજનો ઉપાય નહીં તેનો બળાપો કીધેલો ફોકટ.

રતાં ઝડપમાં આસપીટલમાં આવી પુગી. દરવાજામાં દાખલ થતાંજ એક ફરંગન બહાર જતી મળી. રતાંએ પુછયું "કેમ મીસીસ સ્મીથ, પેલી પારસન બાઇ કેમ છે ?"

ફરંગને જવાબ દીધો કે પારસન બાઈ ઉપર મેહેનત કીધેલી ફોકટ છે કારણકે તેના તો કલાક ગણાઇ ચુકા છે. કાંઇબી વધારે વાત કીધા વગર રતાં માંહે પેઠી. એક સ્વચ્છ અલાહેદા ઓરડામાં દરદીને સુવાડેલી હતી. અને આઘેથી

એક ખુરસી ઉપર એક નાનો ચાર વરસનો છોકરો. મુગો મુગો દબાઇને બેસી રહ્યો હતો. શું આ છોકરાના રૂપનુ વર્ણન કરૂં. જો તે ઇંગ્રેજી કપડાંમાં હતે તો કોઇ તેને પારસી બચ્ચાં તરીકે ઓળખેબી નહીં. તે ચકીત થઇને રતાંને જોવા લાગ્યો તે વાર જાણે તેનો ચેહેરો ઓળખાણમાં આવતો હોય એમ રતાંને લાગ્યું. છોકરાંના ગાલ પસવારીને રતા પેલા બીમાર બાઇ આગળ ગઇ. તેનો ચેહેરો તદન સોહારાઇ ગયલો અને હાડકાં નીકળી આવેલાં હતાં પણ આંખો હીરાની પેઠે ચમકતી હતી.

"બાઇ, મને ડાકટર એલને તમારી આગળ મોકલીછ. તમુને બધી રીતે સગવડ થાય તેવી ગોઠવણ કરવા હું આવીછ. હવે તમારાં મનમાંથી ફકર કહાડી નાખો."

"ડાકટર એલનને ખોદા સલામત રાખે. બચારો કેવો ભલો માણુસ છે ને મારા જેવી ભીખારીને સારૂંબી કેવી મેહેનત કરેછ. આજેજ [illegible] હાથમાં પાંચ રૂપીઆ મુકી ગીયા કે તુંને ગમે તે ખાજે પણ ખરી મતલબ તો મને મદદ કરવાની હતી."

કાંઇબી વધારે વાત કરવા વગર રતાંએ પોતાનું સફેદ એપ્રન કમરે બાંધ્યું અને ઓરડામાં બધું વગેજગે કરીને દીવા જેવું કરી મુકયું, દરદીની નાડ તપાસી અને ફીવર માપી જોઇને લખી લીધી અને તેણીને વખતસર દવા પાઇને પછી પેલા એકલા પડેલા છોકરા આગળ ગઇ.

"ચાલ બાવા, આપરે હવે મમા સુતાંછ તેટલાં જરા વાત કરીયે. આવ મારા ખોરાપર બેસ—તારૂં નામ શું બા?"

"રૂતી પીરાતતા વજીપદાર !"

રતાં ચમકી "હેં દીકરા ? મારાં એક સગા છે તેવણની ઓખ્ખરખી વજીફદાર, કેવું અજાયબ જેવું."

પણ આ વાર બુચાની મા પડી પડી બધું સાંભળતી હતી તે બોલી "મારા દીકરાનું નામ રૂસી છે—રૂસતમ. અમારી અટક વજીફદાર છે પણ અમારાં સગાં કોઈ નથી. મારા વર ગુજરી ગીઆ તારે આગળ પાછળ કોઇ આયું નહીં. ને આજે ચાર વરસ થયાં હું રૂસી સાથે આએ ગામથી પેલે ગામ રઝરતી ફરૂં છ."

રતાંની આંખમાં પાણી આવી ગયાં અને સુપ બનાવવાને બહાને બુચાને હળવેથી ખુરસી ઉપર બેસાડીને ચુલી આગળ ગઈ. જરા વારે આંખ નુછીને બીમાર બાઈ આગળ ગેઈ.

"બેન, તમારા બુચાથી તમુને ઘણી ધીરજ છે કેની ?"

"અરે હારે માએ, આજે ચાર વરસ થયાં મેં હજારો દલદેસરી ભોગવી પણ એ મારી આગળ ઉતો તો મારે મનથી જાણે આખી દુન્યા હતી. મેં એને એક ઘરી મારી આગળથી ખસારીઓ નથી ને હવે મારી આંખ વીચાઇ જશે તારે એનું શું થશે તે વીચારથી મારી છાતી ફાતી જાયછ. મને મરવા ભાગીની બીક નથી પણ એ મારાં બચ્ચાંને મુકીને મરવા ગમતું નથી." આ પ્રમાણે બોલી આ દુખી માતા રડવા લાગી.

અચબુચ રતાંના માથાંમાં કાંઇ નવું વારૂં આવી ગયું. શું આ માબાપ વગરનું હીરા જેવું બચ્ચું રખડતું થાય.

શું આ જરથોસ્તી માબાપનું ફરઝંદ પાદરીઓનાં આશ્રમ ધરમાં પડે. લેઆનત છે એવા ખ્યાલ ઉપર.

"બેન તમારા વર તરફના નહીં તો તમારા પોતાના કોઈ સગાંવહાલાં હોશેની ?" રતાંએ પુછયું.

"નહીં—નહીં—કોઈ નહીં—આ મારા દીકરા—મારા એકપુરા રૂસી—જાણે એવું થાયછ કે તુને મારી સાથે લઈ જાઉં—આ—હું મુઇ."

પોતાની માને આ પ્રમાણે કકલાટ કરતી જોઇ શેઆનો રૂસી ઝટ ખુરસી ઉપરથી ઉતર્યો અને પોતાની માતાને ડોકે વળગીને પટાવવા લાગ્યો.

"મમ્મા ? હુંબી તમારી સાથેજ આવશ."

આ દયાજનક દેખાવથી ઉભરી આવેલાં પોતાના આંસુ છુપાવવા રતાં એક બાજુ થઇ ગઇ. તે વીચારવા લાગી કે આ નાચાર પણ અંજાણી ઓરત અને તેનું બચ્ચું આ- ટલાં જલદી તેની છાતીમાં સમાઇ ગયાં તેનું અદભુત કારણ શું હશે. રતાંએ ઘણાંક સીક બીછાણા આગળ ચાકરી કરી હતી, ઘણીક માતાઓને હાએવાએ કરતાં જોઇ હતી પણ આ વાર જેટલું તેનું દીલ ભરાઇ આવ્યું હતું તેવું આગળ બનેલું તેણીને યાદ ન હતું.

રાત પડવા આવી અને રતાંએ બુચાને કપડાં બદલાવ્યાં અને ઘર જવા સારૂં તૈયાર થઈ. બીમાર આગળ જઇને જોયછ તો તે રડતી હતી.

"બેન, એમ વખત બેવખત આંખપાણી ભરવામાં શું

ફાયદો થવાનો છે? ખોદા કરશે તો બધું દરદ દફે થઇ જશે ને તમારા બુચ્ચાંને માથે અબ્બાઇ થઇને રહેશો."

"અરે માય, મારો એક દાહરાનો ભરૂસો નથી. હું તો આજે મરવા ખુશી છેઉં પણ મારા રૂસીને એકલો રખડતો નાખીને જતાં મારી આંખ વીચાતી નહીં—ઓ મારા દીકરા તારૂં શું થશે?"

"બેન તમે ભુલી જાઓછો કે સર્વેને પાળનાર તે દાદાર હોરમઝદ છે, એક કીડી જેવી નાચીજને તે સંભાળે તો આવા ફરેસતા જેવા છોકરાને રખડાવશે? જુઓ કદાચ એ નીરદોશ બચ્ચાંને થકીજ ખોદાએ મને તમારી આગળ મોકલી હોશે. જુઓ—સાંભળો—હું કબુલાત આપું કે હું જીવું જાગું તાંહાં સુધી તમારા દીકરાને સાચવશ ને રખરવા નહીં દેઉં, તો તમારા જીવને ધીરજ આવશે?"

બીમાર સ્ત્રી તગર તગર જોવા લાગી.

"શું? તમે? તમે પારકાં આવી કબુલાત આપવા તૈયાર છેઓ? પારકાં બચ્ચાંની ઝુસરી માથે લેવા કહોછ? એ કંઇ બને?"

"બને—ને ફર બને—હું મારાં ગુજરેલાં માઅ બાપની યાદ મોહોનાપર લઇને કેહુંછ કે આજથી તમારો રૂસો મારો દીકરો! ખોદા મારો મદદગાર થશે."

છોકરાની મા કંઇ બોલી શકી નહીં. તેણીએ રતાંના હાથ મુગે મોહોડે પોતાની આંખમાં ચાંપયા અને કોરવાળીને સુઇ ગઇ.

રતાં બતી ધીમી કરીને આસપાટલમાંથી બહાર પડી.

## પ્રકરણ—૨.

વરસાદ જાણે પુઠે લાગ્યો હતો. એક ઘડી જંપીને આચો આય નહીં. કોણ જાણે શા કારણથી આલાં વજીફદાર રાતના બરાબર સુતી ન હતી અને આજે સવારના તેણીનું જરા જરા માથું દુખતું હોવાથી હાથમાં સોય દોરો પકડવાનેબી તે નારાજ હતી. ગઇ રાતના કાલી બંદર ઉપર ગયલો છેક બાર વાગતે ભીંજાઇને તરબોર થઇને આવ્યો હતો અને આખી રાત સખત હાંસાએ બેકરાર રહ્યો હતો. આજે વળી પાછું નોકરીપર જવાનું ને વરસાદ કહેજે મારૂં કામ એટલે કોણ જાણે કેવો હેરાન થશે તે વીચારથી બેનનો જીવ ઉદાસ હતો. ગમે તે હોય પણ તે બહાર જાય તે અગાઉ તેને જમાડીને તો મોકલવો જોઇયે. આલાં રાંધણીમાં ગઇ અને ભરેલી છાતીએ ખીચડી ચહડાવી એટલામાં કાલી માંહે આવ્યો.

"ભાઇ—જો તું મારૂં માન તો આજ બહાર ના જા. વરસાદ કેવો ધમધમ પરેછ ને તું વરી ભીનાશે તો કેમ થશે."

"આલાં, તું એમ મને હીચકારો—

"કાવસજી વજીફદાર! કાવશજી વજીફદાર કોઇ હય!" ભાઇ બેન તકરાર કરેછ એવામાં બહારથી આ પ્રમાણે કોઇએ પોકાર કર્યો.

"ભાઇ એ કોણ છે—જોતો—પોસ્ટનો સીપાઇ છે. કોણ જાણે કોણને પુછેછ."

કાલી બારણા આગળ ગયો તો તાર! ઉપર સરનામું કાવસજી જમશેદજી વજીફદાર—કોટ પીઠાંનો મોહોલો—અરજંટ.

ધ્રુજતે હાથે સીપાઇને સહી કરી આપી કાલીએ તાર ઉઘેડવા માંડયો કોણનો હશે—મને તાર કોણ કરે.

"અમદનગરથી—મોકલનાર હીરજીભાઇ વજીફદાર—તાબરતોબ નીકળી પડજો—વીરજી ગુજરી ગયા છે."

ઉજળોવાખ થઇને કાલી બેન તરફ જોવા લાગ્યો "અરર—શું થયું—બચારા કાકાજીનો દહાડો બળેરે, એકપુરો દીકરો હતો તેબી ઉંચકાઇ ગયો—એવણ તો કોણ જાણે કેવાં રન પારશે."

"ભાઇ પણ તુને તાર કરીને કાંય બોલાવેછ—તું જશે કેની?"

"હાસતો—જવા વગર કાંઇ ચાલે—હું હમણાં જઇને પાછો તાર કરૂંછ ને આફીસમાં જઇને શેઠની રજા લઈ આઉં. ઘણું કરીને આઠ દહાડામાં તો હું પાછો આવશ."

"વારૂં ભાઇ, પણ તું બહાર જાય તે અગાઉ જરા બુક મોહોડાંગમ કરીને જા. કાકાએ આજ સુધી તુંને ઝાંખીને જોયો નહીં, કે એક ખોટું દારીઉં પુછયું નહીં ને હવે તાર કરેછ તેની મતલબ શું? વારેલા નહીં વરીઆ તારે હવે હારેલા વરેછ કે શું?"

"બેન એમ નહીં બોલીએ—તેવણ ઉપર આપરો કશો હક ઉતોજ નહીં. બચારા કેવા હપતાઈ ગીયા હોશે. વડા

છોકરા પીરોશાહ સાથે તો તેવણુને બનતુંતુંજ નહીં મે તે બહારગામ રવરી રઝરીને બચારો મારગ લાગો તારે બધી આશા આએ વીરજીપર બાંધેલી હતી."

"એ પીરોશા કીએ ગામ ગુજરી ગીએલા તુને કંઇ ખબર છે કે ભઇ ?"

"બરાબર ખબર નથી પણ મેં બહારથી સાંભળ્યું કે બાપ સાથ મરાઇને નીકળ્યો પછી ઘણા વરસ મકાઉમાં રહેતોતો ને તાંહાંજ ગુજરયો. પણ ચાલ ડીયર, ટ્રેન બપોરના બે વાગતે જાયછ ને હજુ તો મને કપડાં બાંધવાના છે. હું જાઉં તે અગાઉ રતાં આવી જાય તો કેવી મારા જીવને નીરાંત થાય. તું એકલી રહે તેના કરતાં એ બે દહાડા તારી સાથે આવીને રહે તો કેવું મજાનું."

"એ બચારી કંઇ ના નહીં કહે—હું પુછશ તો જરૂર આવશે. તું તારે નીરાંતે જા, મારી ફકર કરવાની કાંઇ જરૂર નથી."

કાલી પોતાના ઓરડામાં કપડાં બાંધવા ગયો તે વાર તેના હોંસાનો સાદ દર મીનીટે આવતો હતો. આલાં તેના સાથ વપાસવા લાગી "આહા ! આએ તાર મારા ભાઇની ભલાઇ સારૂં હોશે કે ભુંડાઈ સારૂં. મને તો લાગેછ કે અમારી ગરીબી ને દલદેસરીના દાહારા હવે આજથી ખતમ થયા. ઓ માયજી, તમે બીજાં બે વરસ કાંય નહીં જીવયાં કે આજે આએ ખુશબખતી તમારી નજરે જોઇને તમારાં છોકરાંઓને પેટમાં ચાંપતે."

અરધા કલાકમાં કાલી હાથમાં એક નાનો ફાટેલો પોર્ટમેંટો લઇને આવી પહોંચ્યો.

"આલાં, હું જાઉંછું—રતાંને બોલાવીને જરૂર તારી સાથે રાખજે."

"બાઇ વહેલો આવજે, ને જતાંને વાર કાગલ લખજે. જો સંભાળીને રહેજે મારા ડોળા તારી ગમજ તણાઇ રહેશે."

મારમારના વરસાદમાં કાલી ભીંજાતો સ્ટેશન ઉપર આવ્યો પણ બીજો ઉપાય શું હતો. આલાંના મનપરની ઉદાસી ઉડી ગઇ.

"મરેરે—બચારા કાકાજીનાં ઉપર આવી આફત આવી પડી તેથી જીવ દલગીર થવાને બદલે ઉલટી મને કાંઇ નવાઇ તરેહની ધીરજ આવીછ. હુંબી કેવી ગુનેહગાર છેઉં. પણ કાકાજીના આએ વીરજીને મેં કોઇ દહાડે નજરે જોયલોબી નહીં એટલે પછી હેત તે કાંહાંથી આવે. બચારા મારા બાવા રૂપ્યા રૂપ્યાને વરે તખલી તખલીને મરી ગીયા પણ આએ કાકાજીએ પોતાની લખો રૂપ્યાની દોલતમાંથી પાંચ રૂપ્યા પુછયા નહીં. તેરે પછી એમજતો ખોદાએની લાકડીને કાંઇ અવાજ છે?"

તે દહાડે આલાંને કાંઇ કામ નહીં ઉતું તોબી તેની હવે તે પરવા કરવા ન લાગી. તેનાં મનમાં એતુંજ ઠસી ગયુ ઉતું કે હવે દલદેસરી કરવાના દહાડા વહી ગયા.

જરા વારે રતાં આવી પહોંચી અને કાલીની ગેરહાજરીમાં આલાં સાથ રહેવાનું કબુલ કરયું.

"મોટી ખુશીથી—મારાં કીઆં નાહાલાં મોટાં તપાસવાના છે. ઘેરમાંબી સુવાનું ને અહીંબી સુવાનું. પણ દીસના મારેથી રહેવાશે નહીં કારણકે હમણા મારા હાથમાં બે તણ ઘણા ખરાબ કેસ છે. હું જેમ બનશે તેમ જલદી આવશ."

"તું મારી બેનજ છે કેની—બાપની ગેરહાજરીમાં તું મારી બેન—પણ હવે અમારો દહારો ફરવા લાગોછ એટલે—

"દહારો ફરવા લાગોછ? એટલે, તે શું?"

"મને લાગેછ કે કાકાજી એને પોતાનો વારસ કરશે—ને જો તેમ થશે તો પછી બંદર ઉપર ટાઢ તડકામાં રખડવાની જરૂર નહીં રહેશે. એને હમણા ચેંજબી મળશે ને હવે કાકાજી કંઇ એને પાછો આવવાબી દીએ એમ મને લાગતું નહીં."

રતાં આ સાંભળી મન સાથ જરા ગુંગળાઇ. રખે કાલી લખોપતી થાય તો પછી એની મતી ફરી જાય ને મોટે મોટે ઘેરની છોકરી લાવવાના ફીપલા મારે. રખે આએ નવા કાકાજી તેને સમજાવી પટાવીને અથવા દબરાવીને પોતાની મતલબની કોઇ છોકરી સાથે ગોઠવી દીએ.

રતાંની આ ગમગીનીનો અર્થ ચતુર આલા પામી ગઇ. ત તણીને ગળે લગાડાને બોલી "મારી વ્હાલી બેન. ખાતરજમા રાખ કે કાલીની ચડતીથી તારા પોતાના બાબ-

માં એક તસુ ભારનો ફેર પડવાનો નથી. અમારાં ફીઆં સો પચાસ સગાં છે કે તે લોકની પાછળ અફરાઇ મરીએ; અમારે મનથી તું માએબી ને બેનબી."

"આલાં, તે સારૂં મારી ખાત્રી છે. હું કાંહાં ફર્યાદ કરૂંછ. હું બપોરના જમવાની વખતે પાછી આવશ, પછી જો તુને સોવાય નહીં તો મારી સાથે આસપીટલમાં આવજે. તાંહાં તું એવું જોશે કે બધું તારૂં દુઃખ વીસરી જશે. બચારી એક પારસણ બાઇ મોટલાંબાઇની આસપીટલમાં મરે હાલ પડેલી છે તેને તું જોય તો—તોબાહ ખોદાય! પણ ઘણું નવાઈ જેવું છે કે તેનીબી અટક 'વજીફદારજ' છે. બચારી પરી પરી કલાક આંગળાંપર ગણેછ. માથે એકપુરો છોકરો પડેલો છે—કેવો રમકડાં જેવો છે જો કે—મારો તો જીવ બળી જાયછ."

"પણ એનાં કોઇ સગાં વહાલાં હોસેની?" આલાંએ ચમકીને પુછયું.

"નહી રે—મેં ખતી ખતીને પુછયું પણ બચારીનું કોઇ નથી."

"ગરીબ બચારી! રતાં તું બપોરના જાય તારે જરૂર મને સાથે લેતી જજે. હવે કંઇ કામબી નથી તે સોવાતુંબી નહીં. જારનો કાલી સધાવ્યોછ તારથી મારાંબી હાડકાંમાં એવી આળસાઈ આવીછ કે જરા સીવવા સાંધવા ગમતું નહીં."

"મારી શેઆની બેન; તું મારા બોલવાનો ગુસ્સો કરતી ના. તારી જે મનની મુરાદ હોય તે પરવરદેગાર પુરી કરે. પણ

કોઇબી ચીજપર ઘણી આશા નહીં બાંધીએ. તારા કાકા હીરજીભાઇ કાંઇ તરેહવાર ફાંટાના માણસ છે તે તું જાણતી નહીં? જો જરા ઓછું પડશે તો વાત કરતાં કાલીને હવામાં ઉડાવી નાખી પોતાના પૈસા ધરમખાતે આપી જાય એવા દાધા બળીઆ છે."

આ ખુલ્લા શબ્દો સાંભળી આલાં જરા ગભરાઇ ખરી પણ રતાંની વાત તેણીને ગળે ઉતરી નહીં.

"નહીં—નહીં—એમ કંઇ બને નહીં. મારો કાલો એવો છે કે તેને જોતાં વાર કાકા ઉથલાઇ પથલાઇ જશે. ગમે એવા કઢંગાને સમજાવી લેવાની મારા કાલીમાં કુનેહ છે."

"પણ આલાં, મને કાંઇ એવો ખ્યાલ છે કે આએ તારા કાકાનો બીજોબી એક છોકરો હતો."

"હા પણ તે તો દુર દેશાવર ગુજરી ગીઓ."

"પણ વખતે તેના છોકરાં હોય તો?"

"અરે નહીં રે, તે બચારો પરણેલોજ કાંહાં હતો. આજ કાલ કાલીનું કાગલ આવશે તારે આપોઆપ બધો ખોલાસો થશે."

# પ્રકરણ—૩.

આટલી વાત થવા પછી આલાં એકલી પડી ત્યારે તેના મનમાં એકની એકજ વાત ઘોળાયા કરે. રતાંને "વજીફદાર" ની અટકવાળી ઓરત મળી તે કેવો સજોગ. રતાં ચુકતી તો નહી હોય. મજારદાર કે જગાતદાર નામ સાંભળયું હોય પણ કાનમાં વજીફદાર રમયા કીધાથી તેજ ઠોકી બેસાડયું હોય.

બપોરના રતાં જયારે આસપીટલમાંથી આવી ત્યારે તે તદન હાકી ગયલી હતી પણ હાથમાં કામ ઘણું હતું એટલે બુકબાચક ખાઇ લઇને જલદીથી પાછી જવા તૈયાર થઇ.

"આલાં આપરે પહેલાં મોટલાંબાઇની આસપીટલમાં જઇયે. કે તું પેલી લાચાર બાઇ આગળ કલાક બે કલાક બેસશે તો હું બે ચાર ઠેકાણે ઉભી ઉભી જઇ આવશ. બચારી એવી ભલી ને મુગી છે કે તુને જરા દુઃખ નહીં દેશે."

"પણ મને કઇ નર્સનું કામ આવડતું નહીં." આલાં બોલી.

"તેની શી ચીંતા છે, હું બધું કરીને જવશ, તું તારે મુગી મુગી આગળ બેસી રહેજે, પછી હું બહારથી મારૂં કામ પૂરૂં કરીને તુને તાંહાંથી લેતી જવશ."

"ઠીક છે—જોઇયે તો ખરાં તારાં વજીફદાર કેવાંક છે."

"અરે જોજે તો ખરી. એ બચારીનો નાનો બુચો રૂસી કરીને છે તેને તો તું હાથમાંથી ઉતારવા નહીં માગશે. એ બુ-

ચાને છોડીને મરી જવાને કંઇ એની માય ટવલેછ કે જાણે આપરેથી જોવાતું નહીં."

આટલી વાત કરી આ બે બેનપણીઓ બહાર પડી. કેવી ખાસરી જોડી, કેવી રૂપાળી, કેવી સરખી! આલાં કોઇવાર રતાં સાથ અવારનવાર કોઇ દુખી દરદીને જોવા જતી હતી પણ આ વાર જેટલી તે ઉસકેરાઇ તેટલી અગાઉ કોઇવાર ન હુશે. રૂસીના માજરા ડોળા તેણીની આંખમાં જાણે સમાઇ ગયા. રતાંના જવા પછી તે બુચ્ચાને ખોળાપર લઇને બીમાર બાઇ સાથે વાત કરવા બેઠી.

"બાઇ, મુંબઇમાં કોઇ તમારૂં ઓળખાણ પાળખાણ-વાળું નથી?"

"નહીં માય, મુંબઇમાંબી નહીં ને બહારબી નહીં. હુ કોઇને ઓરખતી નહીં. જયારે હું બેહેસ્તી સાથ પરણી તારે અમે કનતાનમાં ઉતાં. એવણે કોઇ દહાડેબી પોતાના સગાંવહાલાંની વાત કીધી નથી. એક વખત ઘણાજ દલગીર ઉતા તારે બોલી ઉઠેલા કે મને તો મારાં સગાંવહાલાંઓએ ઓવાર નીવાર કીધેલો છે. અમે એક બીજા સાથે એખલાં એખલાં એવાં સુખી ઉતાં કે મેં તેની જરાબી કનવાર કીધી નહીં. પછી બુચ્ચાને તીજું વરસ ઉગયું તારે આરેક દહાડા રહીને રસતેના ચાલતા લોક એવણને મુએલા ઉચકી લાયા, કેહેજે મકાઉમાં ચીનાઓએ હુલર કીધું તે જોવા એવણ ઉભાતા તેટલાં એક ચીનાએ છરી મારી. તે દહારેથી હું ને મારો રૂસી એખલાંજ છઇએ."

આ વાર રૂસી માની ખાટલી ઉપર બેસીને તેણીના કપાળ ઉપરના બાલ પસવારતો હતો અને તેની માની આંખમાંથી પાણી ગદ ગદ પડતાં હતાં.

"માઐજી—તમે એમ રરોછ કાંય, લાવો તમારી આંખ લુછું—મારાં માઐજી" કહી રૂસી પોતાની બીમાર માતાને વળગયો તે છોડે નહીં.

"દીકરા, નહીં, હું નહીં રડતી. હવે મારા જીવને ચેરજ છે. પેલી શીરેસતા જેવી પારસણ બાઇ કાલે આવીતી તેણે કબુલાત આપીછ કે મારા રૂસીને રખડાવશે નહીં, તારથી મારા જીવમાં જીવ આવેલો છે. કેવું અજબ જેવું? બચારી પારકું માણસ એવું હેત કરે!"

આલાં બોલી "જુઐોની બેન, મારી રતાં તો ભલીજ છે. પણ અમારી અટક ને તમારી અટક એક સરખી આવી ગીયાથી એનો માયાળુ જીવ વધારે ઉશકેરાયો હોશે. એ મારા ભાઈ સાથ પરણવાની છે. જો ખોદાય અમારી ઉમેદ—"

"શાની ઉમેદ, માઐ?"

આલાં જરા ગુચવાઇ પણ ઠાવકું મન રાખી જવાબ દીધો. "મકુજે મારા ભાઇની તબીએત સારી નથી તેથી ખોદાએ એના આવરદા લાંબા કરે ને હસી ખુશીનાં લગન થાય તારેજ હમારી ઉમેદ બર આવે."

"ખોદાય જેવો દાતાર છે, મારી માય. કર ને જો બધું અહીંનું અહીં છે. તમે ભલાઇ કરશો તો તેજ તમારી આરે આવશે. મારી કેવી ગરીબ ગાય જેવી છોકરી કાલે

આપ્યો દહારો મારી આગળ ખરે પગે ઉભીતી. 'દાદાર હોરમઝ એનું ભલું કરે ને તમારી બધાંની મનની મુરાદ હાંસલ કરે. તમારા ભાઈને મદહને શું છે માય?"

"કોઇ કોઈ વખ્ત હાંફણ થઈ આવેછ ને છાતીનો જરા અજાગરો છે. ડાકટર કહેછ કે એને જો બે મહીના પંચગની કે મહાબળેશ્વરની હવા મળે તો સારૂં થઈ જાય."

"પણ એમ છે તારે જતાં કાંય નહીં?"

"શું કરયે. પૈસા કાંહાંથી લાવયે. હું અગાઉ પૈસાને નામે હસ્તીતી પણ હવે જોઉંછ કે પૈસા વગરનું જીવતરજ બળ્યું."

આ વાર બીમાર સ્ત્રી જરા લાપનમાં હતી. રૂસી ઉંચું જોઇ આલાં તરફ ટીકવા લાગ્યો. આલાં ચમકી. એ બુચાનો ચેહેરો કોણને મળતો આવેછ? જીવ, જરા ધીર ધર, નરી જાણે આલાંના મરહુમ બાપની સીકલ!! અરે કેવુ નવાઇ જેવું મળતાપણું!

આ વીચાર આલાંના મનમાંથી પસાર થઇ જાય છે. એવામાં બીમારે આંખ ઉઘાડી. આલાંથી હવે વધારે વાર થોભાયું નહીં. તે આગળ ગઇ અને હળવેથી પુછ્યું.

"બેન તમારા બેહેસ્તી ધણીનું નામ શું?"

"પીરોજશા હીરજીભાઈ વજીફદાર!!"

આલાંનો દમ બધાઇ ગયો.

"ને મરહુમના કોઇ સગાંને તમે ઓળખતાં નહીં?"

"નહીં."

"પણ મરહુમે કોઇ દહાડે તે વીશેની વાત કીધી હોસેની?"

"નહીં—ફક્ત એટલુંજ બોલ્યા કે—બધાં મુઆં—આપરે બેજ જણ સાથે જીવીશું ને સાથે મરીશું—મારૂં તું સીવાય બીજું કાંઇ નથી."

"તમારી ઓળખાણ પહેલી ક્યાં થયલી?"

"કનતાનમાં—મારા બાવા તાંહાં ઘણાં વરસ થયાં રહેલા ઉતા. મારો જનમબી તાંહાંજ થયલો. મારાં માએજીનેબી તાંહાંજ દાટેલાં છે. પીરોજશા તાંહાં એકલા આવી લાગા ને મારા બાવાને તાંહાં ચાકરી રહ્યા ત્યાર પછી અમે પરણી ગીયાં."

આલાં ઉઠી. તેણીનો સદાનો બાલિસ ચેહેરો ઉતરી ગયો હતો. બીમાર સ્ત્રી તેણીના તરફ અચરતાથી જોવા લાગી.

"તમે આએ બધું પુછોછ તે શું મારાં કોઇ સગાં તમારી ઓળખાણમાં છે? મારી આએ ટરંકમાં મારાં લગનની સરટીફીકેટ મકાઉના બ્રીટીશ માજીસ્ત્રેટના હાથની છે, ને સાથે બેહેસ્તીનાં બે ચાર કાગલોબી બાંધેલાં છે."

"હું ધારૂંછ—કે—કે—મને લાગું કે તમે જો રજા આપો તો હું વધુ ખબર કહાડું."

"મારી આંખોને જોરે. હું તો હવે મુઇ પણ કોઇ વળી નીકળી આવે તો મારા બુચાને કામ લાગે. પણ હાય

ક્રીયાં ભસતાંમાં. હોતે તો બેહેસ્તી મને કહયા વગર રહેતે નાહી'."

આલાંની છાતી અનેક વીચારોથી ધડકતી હતી. તે હળવે હળવે ટ્રંક આગળ ગઇ અને ઉપરજ કાગલનું એક બંડલ બાંધેલું હતું તે લીધું.

"બેન, આએ મારી લગનની સરટીફીકેટ ને આએ બેહેસ્તીનાં કાગલ. જોઇયે તો તમે તમારી સાથે લઇ જાઓ ને નીરાંતે વાંચી જોજો. જો તેટલાં મારી આંખ વીચાઇ જાય તો એ કાગલો રતાંબાઇને સ્વાધીન કરજો. કોઇ વખત બુચ્ચાને કામનાંજ છે."

"ઠીક છે—હું સંભાળીને રાખશ." આ વાર આલાંનો સાદ બેસી ગયો હતો. તેણીએ કાગલનું બંડલ છુપાવ્યું અને તેટલાં રતાં આવી તેની સાથે તે પોતાને ઘર ગઇ.

---

## પ્રકરણ—૪.

રતાં અને આલાં ઘર તરફ વળ્યાં ત્યારે બેઉ જન ચુપ હતાં. આલાં ઘણા ઉંડા વમાસણમાં હતી કે જે કાગલો તેણીએ પોતાની સાડીની સોડમાં છુપાવ્યાં હતાં તેનું શું કરવું; અને રતાં વીચારમાં હતી કે હજુ કોણ જાણે કેટલા દહાડા પેલી બીમાર બાનુ જીવવા પામશે અને પછી નાના રૂસીનું કેમ થશે. બલી રતાં જાણુતી હતી કે રૂસીની માતા હવે ઘણા કલાક કહાડનાર નથી તેથી તેણીએ એક વીશ્વાસુ

આવાને તેની પાસ આખી રાત બેસી રહેવાની ગોઠવણ કરી હતી.

આલાં શું ખબર કહાડે? ખબર કહાડવાની જરૂરજી શી હતી? તે સારીપેઠે જાણતી હતી કે આ બુચાનો બાપ પીરોજશાહ વજીફદાર તે તેના કાકાનો ચીનમાં ગુમાઇ ગયલો દીકરો હતો અને ખરૂં જોતાં આ નાનો માંજરા ડોળાવાળો ફરી તો હીરજીભાઇ વજીફદારની મોટી મીલક તનો ખરો વારસ હતો.

આલાંના મનમાંથી શું પસાર થઇ જાયછ તે આપણે નોંધી લઇએ. જો હીરજીભાઇ કાકા આએ વાત જાણે તો! આએ બુચાને બોલાવીને પોતાની પાસે રાખે ને કાલાને જેવો ખાલી હાથે ગીઓ તેવોજ ખાલી હાથે પાછો વાળે તો મારા કાલીને ખાતર મારે ખુબ સંભાળથી કામ લેવું પડશે. હું જાણીજોઇને કોઇને નુકસાન કરવા માગતી નથી પણ સબસે બડા ચુપ. સાંકળી શું છે કે રતાં ઘેર બેઠાં એ બાઇનેજ મળી ગેઇ ને વળી આએ છોકરાને સંભાળવાનું માથે લીધુંછ.

હા, સાંટક તો ખરૂં. આલાંએ ચુપકીદી અખત્યાર કરવાનો ઠરાવ કરયો હતો તેમાં ઘણા જણને મરવાનું અને ઘણા જણને જીવવાનું સંડોવાયલું હતું. તેમ આલાં વજીફદારની ભલાઇ અને ભુંડાઇ કસોટી ઉપર અંકાવાની હતી.

“ગરીબ બચારી, આજની રાત નહીં કાહાડે.” રતા ૧લતાં અચ્યબુચ બોલી પડી.

આલાં ચમકી અને હુશીઆર થઇ પુછ્યું "કોણ રાત નહીં કાઢારે?"

"રૂસીની માય, બચારીને હાટ ડીઝીઝ છે ને ડાકટર કહેતા હતા કે સવાર સુધીમાં તો ચાલી જશે."

"સ્તાં, એમ હતું તારે આપરે એની આગળ તાંહાં રહેતે તો કેવું?"

"તેમાં શું ફાયદો થતે? મેં એક આયાને આગળ બેસાડેલી છે. આપેરે આખી રાત ઉજાગરો કરતે તો કાલે પછી ટકાતે નહીં, ને કાલે મને ઘણું કામ છે."

"હું—હું—મને—મને પેલી બાઇ કહેતીતી કે તેં એના છોકરાને પાળવાની કબુલાત આપીછ, તે શું ખરી વાત?"

"ઓ આલાં, તું એટલી ગભરાયલી ને ઉદાસ કેમ? હા. મેં રૂસીને મારી સાથ રાખવાની કબુલાત આપીછ. બચારો માય બાપ વગરનો છોકરો કાંહાં જાય. મમાઇજીબી એકલાં છે ને પોતાની પાસે રાખવા ના નહીં કહેશે—ને પછી—,,

"ને પછી શું કરશે?"

"તે તો ખોદાએને હાથ વાત. એ બચારો શું ભારી પરવાનો છે. પોતાની મેળે કંઇબી રસતો સુઝશે."

"એની અટક કેવી અજાયબ જેવી રીતે તે અસુને મળતી?" આલાં બોલી.

"હોય, તેમાં શું."

ઘેર જવા પછી ધ્રુજતે હાથે આલાંએ પેલું કાગલનું બંડલ કબાટમાં છુપાવી દીધું. તે આખો દહાડો એવી ગભરાયલી અને બેખબરી દીસવા લાગી કે તેણીને માટે રતાંનો જીવ બેચેન થયો.

"આલાં, તુને શું છે? આજે સવારથી હું જોઉં છ કે તુ ઘણી ઉદાસ છે."

સારૂં થયું કે આ વાર આલાં ઓથામાં બેઠેલી હતી. તેણીએ જવાબ દીધો, "કંઇ નહી, હોલ શું. કાલી શું કરતો હશે તેના અંદેસામાં છેઉં. કાલે કાગજ આવશે તારે મારો જીવ ઠરશે."

આ વાર બતીની રોશની રતાંના સોહામણા ચેહેરા ઉપર પડતી હતી. તે આસમાન ગમ જોઇને બોલી "મારી વ્હાલી આલાં, આપરૂં મન સાફ છે તો પછી ચીંતા શાની કરવાની. પરવરદેગાર આપરી ઉપર ખુશાલ હશે તો આએ ઘરથીની ફકર રજકણ નીસાલ છે."

* * *

સવારના સુરજ તો એવો ઉગ્યો કે ખુદ પીઠાંના મોહોલામાંબી ઉજરડું પડવા લાગ્યું. કાગડાઓ ધામધુમમાં હતા અને ચલીઆં ખુશ ગેલમાં હતાં. આખી જગત હસ્તી હતી પણ આલાં ઉઠી તારથી દલગીર હતી. આગલી રાતે પીરોજશા વજીફદારની મરવા સુતેલી ઓરતે તેણીને જે વાત કહી હતી તે ઉપર રાતના એક વાગતા સુધી આલાંએ વીચાર કર્યા કીધો હતો. જો બધું જણાઇ જાવ તો કાલીને પાછુ

મુંબઇ આવીને દલદેસરી કરવા પડે. હીરજીભાઇ વજીફદારને કાલી તથા આલાંના બાપ સાથ મોટો કજીયો હતો અને તેને જીવતાં જીવત એક પૈની મદદ કરી ન હતી, પણ હમણા જ્યારે ચોકડું ફરી ગયું ત્યારે વળી આ સ્ત્રી પોતાના બચ્ચાં સાથે મેરમાંથી નીકળી આવી.

પાછલી રાતના આલાં વીચારવા લાગી કે આ ખોદાને તાંહાંનો ગેરઇનિસાફ નહીં તો બીજું શું પણ હજી કંઇ વહી ગયું ન હતું. કોઇને આ વાત ખબર ન હતી અને સઘળાં પુરાવાનાં કાગલીઆં તો તેની પાસે કબજ હતાં. આહ? નાના રૂસીની માંજરી આંખ જોતાંજ તેને લાગું રે! કે કંઇબી બલાગત છે.

બચારી કમનસીબ છોકરી, ઘણા વરસની દલદેસરી અને ગરીબાઇએ તેનું માથું ફેરવી નાખ્યું હતું. પોતાના એક પુરા ભાઇને રોજ રોજ ગળાતો જોઇને તેનો જીવ બળી જતો હતો. આલાં અસલ મનની સાચ્ચી હતા પણ દર-રોજની ભાઇની આફત જોઇને તેનું સદાનું શાંત મન જરા અછોવાઇ ગયું હતું.

તેણીએ રાતના ઠરાવ કરયો કે સવારના ઉઠતાંને વાર સઘળું રતાંને કહી દેવું પણ જ્યારે તે સવારના નખાયલી નારાજ ઉઠી ત્યારે તેની જીભ ઉપડી નહી. તે મન સાથ તકરાર કરવા લાગી કે "શું કરવા, હું કાંઈ જુઠું બોલતી નથી. મારે તો ફકત જબાં બંધ રાખવી. હું કાંઇ બોલવાને બંધાયલી નથી. પોતાની મેળે સઘળી વાતનો ખોલાસો થશે."

આ વીચાર આલાંના મનમાંથી પસાર થાય છે એવામાં કાલીનું કાગલ આવ્યું. રતાં દોડી આવી અને બેઉ સખી-ઓએ નીચે પ્રમાણે વાંચ્યું.

જરથોસત વીલા.
અમદનગર.

**મારી વ્હાલી બેન આલાં.**

મારી તરફના સમાચાર જાણવાને તારો જીવ તલ-પાપડ થતો હોશે તે હું જાણું છ પણ શું કરૂં, મને એક કકડોબી લખવાની ફુરસુદ મળી નહી. હું અત્રે સુખરૂપ આવી પહોંચ્યો છેઉં. સ્ટેશન ઉપર મને લેવા કાકાજીની જોડીની ગાડી આવી હતી અને આપરે ભપકામાંજ બંગલે જઇ પહોંચ્યા. બધાં માણસો નમી નમીને સલામ કરતાં હતાં. બચારા હીરજીને ભેજાંની બોખાર આવીને બે દહાડામાં ચાલી ગીઓ. બચારા કાકાજી તો વેંહેસી જેવા થઇ ગીયાછ ને ડાક્ટરો કેહેછ કે એવણનો એક કલાકનોબી ભરૂસો નથી. એવણ મોહોનેથી તો બોલતા નથી પણ અંદરથી એવા ગુંગરાયછ કે મને કાંઇ થઇ આવેછ. એવણના માનીતા દીકરાના અચબુચ ગુજરવાથી હું તો અહીં વરોનરો થઇ પડેઓછ પણ કાકાજીનું દુઃખ જોવા કરતાં હું મુંબઇની ગરીબી વધારે પસંદ કરૂંછ. આજે સવારનાજ એવણે મને પોતાની પાસે બોલાવ્યો અને કહયું કે મારી આફીસની નોકરી છોડી દેવાની નોટીસ મોકલી દેવી. સાથે આએ કાગલમાં બીડેલી

નોટ તારા ઉપર મોકલવા સારૂં મને આપી. મારી વ્હાલી આલાં, આપરા ગરીબીના દહાડા હવે વહી ગીઆ પણ કેવી ગમખ્વારી વખ્તે! હું ફરીથી કાગલ લખશ તારે વધારે ખોલાસાથી લખશ. અહીં તો કાકાજીના ઓળખાણવાળા ઘણા નથી. એવણના એક દોસ્તદાર બચારા ડાક્ટર પાલનજી કરીને છે તેવણ રોજ આવેછ ને એવણની ઘણી ચાકરી કરેછ. આએ કાગલ રતાંને વંચાવજે ને કહેજે કે મને ભુલી જતી ના. હું અત્રે આવ્યા પછી મારો હાંસો ઘણો નરમ છે. સઉ સારા પખે રહેજો.

લા૦ તમારો દુવાગાર વ્હાલો ભાઈ,
**કાલી.**

આ કાગલ વાંચીને રતાંની આંખમાં પાણી ભરાઈ આવ્યાં "મારો ગરીબ ગાય જેવો કાલી."

આલાં તો કંઈ બોલી નહીં. જે કબાટમાં તેણીએ પેલાં નખોદીયાં કાગલ ચાંપી મેલ્યાં હતાં તે તરફ તેણીની નજર ટંગાઇ રહી હતી. કાલીએ જે રૂપીઆ ૫૦૦) ની નોટ કાગલમાં બીડી હતી તેબી સરીને ભોંયપર પડી હતી. હવે રતાંની નજર તે ઉપર પડી. નોટ ઝટ ઉપાડી લઇને બોલી,

"ઓ આલાં, તું તો હવે પૈસાદાર થઇ. અરે ખોદા, આએ પૈસા જરા અગાઉથી આયા હોતે તો પેલી બચારી ખણીથી ખખડી ગયલી બાઇને કેવા કામ લાગતે. હમ-

ણુાજ• હસ્પીટાલમાંથી આયા કહેવા આવીતી કે તે તો ઘડી પલ છે. હું તો ચાલી, તું બી આવેછ કે?"

આલાંના પેટમાં ફાળ પડી પણ તે પોતાની સહી સાથ જવા તૈયાર થઇ. ઝડપમાં ચાલી તેઓ હસ્પીટાલમાં જઈ પહોંચ્યાં. રતાંની અનુભવી આંખે તુરત જોયું કે બીમાર સ્ત્રીને હાંફો ચાલતો હતો. તેણીના ફીકા ઉજળા હોઠ બદલાઇને બ્લુ થઇ ગયા હતા, નાકનો દાંડો નીકલી આવ્યો હતો, તે છતાં તે પુર સુધીમાં હતી.

"દાદાર—હો—હો—હોરમઝદ તમારૂં ભલું કરે—હું—તો હવે ચાલી."

રતાં વાંકી વળીને પટાવીને બોલી "માઓ મારી, એક વખત બધાંને જવાનું છે. જે ખોદાનું પ્યારૂં હોશે તેની વારી પહેલી આવતી હોશે."

"નહીં માઓ, હું મરવા બાગી બીતી નથી. મેં મારી હયાતીમાં કોઈનું ભુડું ઇચ્છયું નથી, કોઇની ખોટી પૈ ખાધી નથી. હું ખોદાની ગુનેહગાર નથી એટલે હું સાફ દીલથી જાઉંછ."

"બેશક—શ્રારજ રખો—" રતાં પટાવીને બોલી.

"શ્રીરજરજ છે. જે દહાડેથી તમે મારાં બચ્ચાંની સંભાળ લેવાનું કબુલ્યુંછ તારથી મારા જીવને નેહ છે. તમારી ઉપર મારો પુરો વીશ્વાસ છે."

આ વાર મરવા સુતેલી સ્ત્રી આલાં ગમ જોવા લાગી. આલાંના પેટમાં જીવ નહીં હતો. તે ગભરાઇને આગળ આવી

અને બોલી, "બેન બીયો ના, તમારા દીકરાને અમે બધાં સંભાળીશું, એના એક બાલને વાંકો થવા દઇશું નહીં."

પણ આ બોલતી વખતે આલાંનો ચેહેરો ચાદરની પેરે ઉજળો પડી ગયો હતો. ને ઝડપમાં જઇને રૂસીને તેની મા પાસથી ઉંચકી લાવી.

"મારા રૂસી—મારા જાન—લઇ જાઓ એને—મારેથી જોવાતું નથી—એ રડી પરશે તો મારો જીવ નીકળી જશે—રૂસી—રૂસી—દીકરા—"

રતાં રૂસીને બહાર લઇ ગઈ તેટલાં આલાં સીક આગળ બેઠી. તેના દીલમાં ઝરાં પડતાં હતાં કારણકે મરવા સુતેલી સ્ત્રી આલાં ગમ ટીકી ટીકીને જોતી હતી.

"બેન, જેવી રીતે તું મારાં બચ્ચાં સાથ માયાથી વર્તે તેવીજ મેહેર તે દાદાર તરફથી તારી ઉપર ઉતરે એવી મારી જીવ જતી વખતની દોઆ છે. મારી માએ, કોણ જાણે મારાં પેટમાં શું થાયછ પણ મને મરતી વખત બસારત થાયછ કે મારાં ફરજંદની હવે પછીની જીંદગીમાં તારો મોટો ભાગ છે. તારી ભલાઇનો તુને બદલો મળશે, મારા દીકરા સારૂં તું જે કંઇ કરશે તે તુને સાત વખત પાછું સપુરદ થશે. માએ, કોઇ પોતાની સાથે કંઇ લઇ જતું નથી—કરને જો—આહીંનું—"

આટલા શબ્દ બોલતાં તેણીના ડોળા ચહડી ગયાં અને તે સાથે પ્રાણપંખી પોતાના પેદા કરનારની હજુરમાં ઉડી ગયો.

આલાંની ચીસ સાંભળી રતાં દોડી આવી, "ઓ હવે શું કરૂં ? એ બચારીનું સ્વાન પંચાતને ખરચે ઉચકાશે તારેજતો. બચારીના દવાદારૂના પૈસાબી ચહડી ગીએલા છે."

"શું કરવા પંચાતને ખરચે ઉચકાશે ? હું કાંહાં મરી ગેઇ. બધો ખરચ હું આપશ" આલાંને મોહોડેથી આ અસાધારણ શબ્દો સાંભળી રતાં તો લાકડાં જેવી થઇને ઉભી.

"બેન કાલીને પુછાવની ?"

"કંઇ જરૂર નથી, હું કંઇબી કરશ તે કાલી ના કોહેવાનો નથી."

સારાંશ કે મરનારની સઘળી ગોઠવણ કરી, તેણીના સ્વાનને બાઆબરૂથી દોખમે ચહડાવીને રૂસીને લઇને આ બે સહીઓ પોતાને ઘર ગઇ અને તાંહાંથી રૂસીનાં કપડાં બાંધી લઇને રતાંના મમાઇ કુંવરમાસીને તાંહાં તે લોક ગયાં. રૂસી આવવાનો છે એવી મમાઈને અગાઉથી ખબર આપેલી હતી પણ આ નાવારસ બચાંને જોતાંજ આ માયાળુ ડોસાંએ તેને ઘણાં હેતથી પાસાંમાં લીધો અને ખુશી ખુશી થવા લાગાં.

"મમાઇજી, તમે કંટારો તો નહીં ?" રતાંએ પુછયું.

"અરે નારે માય, એવાં તો દશ મારી આંખમાં ઘાલીને રાખું. મને અહીં શું કામ છે. જાણે એજ મારો દીકરો. તમે લોક એને તેરાવ તેરાવ ના કરતાં નહીં તો મને સોહોવાશે નહી."

કબાટમાં છુપાવેલાં પેલાં કાગલ હવે આલાંને ઘણાં ખુટયાં નહીં. તે વીચારવા લાગી કે જે થાય છે તે ઠીકજ છે. છોકરો રસ્તે પડયો તો નથી.

✠ ✠ ✠

પણ આ વાર અમદનગર ખાતે હીરજીભાઈ વજીફદાર તો બેહસ્તી થયા હતા અને કાલી વજીફદાર સઘળી મીલકતનો ધણી થયો હતો. પણ જો વાંચનાર ધારે કે આ બનાવથી કાલી ખુશાલીમાં આવી ગયો હશે તો તેની ભુલ છે. કાલી સામો અતી ઘણો દલગીર હતો અને પોતાનો અરધો દીવસ તે પેદાના કરનારની હજુરમાં એબાદત કરવામાં ગુજારતો હતો. આ દોલત બીજાઓના ભલાં માટે કયારે તે વાપરવાને શકતીવાન થાય તે માટે તે ઇતેજાર હતો.

ડાકટરોએ તેના ઠાંસાને લીધે મહાબળેશ્વર જવાની ભલામણ કીધી હતી એટલે તેણે રતાંને સમજાવીને એક મોબેદની જોડી બોલાવીને ગુપચુપ શાદી કરી નાખી અને હીલ ઉપર હવા ખાવા માટે ચાલી ગીયાં. તેઓએ આલાંને સાથે આવવાની ઘણીબી આજુજી કરી પણ આલાં હમણાં એવી બોહોંસીલી અને ચુપ થઇ ગઇ હતી કે પોતાનું ઘર છોડવા સારૂ ના પાડયું અને કાલી ઘણોજ બજીદ થયો ત્યારે અમદનગર જઇને કાલીનો નવો બંગલો જરથોસ્ત વીલા સંભાળવાને કબુલ કીધું.

અમદનગરમાં હીરજીભાઇના દોસ્ત ડાકટર પાલનજી અને તેવણના બેન શીરીનબાઇને આલાં સાથ ઘણી દોસતી પડી

હતી અને હીરજીભાઇના ઘેરની ઘરડી કારભારણ માકાં ડોસાં તો આલાં ઉપર સદકે જતી હતી.

"ડોસાં, તમુને આએ ઘેરમાં કેટલાં વરસ થયાં?" એક દહાડે આલાંએ સેજ પુછયું.

"માએ, હું સાત વરસની ઉતી તારે પહેલાં ઉદવારેથી આવેલી. હમણા મને સાઠપર પાંચ વરસ થયાં એટલે આએ ઘેરમાં સાઠેક વરસ કાહારેઆં તારે તો તમારા બાવા એટલા નાહના ઉતા ને અમે વારીમાં નાસેગોસો રમતાં."

"તારે તો હીરજીભાઇ કાકાનાં બધાં છોકરાંને તમે જોયલાં હોશે?"

"અરે હારે માય, જોય નહીં તો કાંહાં જાય. બચારા પીરોજશાહ ગુજરી જવાના સમાચાર આયા તારે શેઠ તો એવા થઇ ગયા કે બોલીઆની વાત નહીં. કંઈ પંચાતી થયલી તે ઉપરથી પીરોજશા જતા રહેલા પણ પેટમાંતો શેઠનો જીવ છોકરા ઉપર ઘણો."

"એ પીરોજશાને મેં જોયલા નહીં. તેવણની કાંઈ સગી ઘેરમાં છે કે?"

માકાંડોસાં મનમાં આલાંની તારીફ કરવા લાગ્યાં કે કેવાં હેતવાળી ભલી છોકરી છે, પોતાના ગુજરેલાં સગાં વહાલાંની કેવી ખબર પુછેછ.

"હા માએ, બે ત્રણ સબી છે, શેઠના પોહરવાના ઓરડામાં મોટી સગી છે તેપર તો બેહેસતી શેઠે લાલ તરફીરેડનું કવર ઢંકાવેલું."

તે લોક હીરજીભાઇના સુવાના ઓરડામાં ગયાં. ભીત ઊપર એક મોટી સબી ટાંગેલી હતી તેપરનું કવર ખસાડયું તો આબાદ નાના રૂસીનો ચેહેરો.

ઓ! આલાં-આલાં-તું શું પાપ કરવા ધારેછ તેનો તુને કાંઇ ખ્યાલ છે! તું ચુપ રહીને સમજેછ કે તેમાં ગુનાહ નથી પણ કોઇવાર બોલવા કરતાં ચુપકીદી વધારે ગુનેહગાર છે. સમાલ આલાં—સમાલ.

---

## પ્રકરણ—૫.

પોતાના પીત્રાઇ શીરોઝશા વફાદારની તસવીર જોઇને આલાંના મનમાં શું પસાર થઇ ગયું હશે તે વીચારવું સેહેલ છે.

"આહ! કેવો અજબ. જો બધું જાણાઇ જાય તો કેવી ખુવારી."

આલાં પોતાના ઓરડામાં ભરાઇ અને કબાટમાંથી પેલાં કાગલીઆં કહાડી ફરીફરીથીતે તપાસીને વાંચ્યાં.

"આએ છોકરાની સંભાળ લેવાના હું સોગંદ ખાઉંછ પછી આ કાગલ એને શું કામ લાગવાનાં છે? એની મરનાર માએને તો પૈસાનો જરાબી ખ્યાલ નહીં હતો. સુગી સુગી બધાં કાગલ બાળી નાખું તો કેમ?"

આલાંએ આ પ્રમાણે વીચાર કીધો ખરો પણ કાગલો બાળી નાખવાની તેની હીમત ચાલી નહીં. તેણીએ પાછાં

કાગલનું બંડલ કરીને કબાટમાં છુપાવી દીધું. નીચે ઉતરતાં બંગલામાં ચંપેલીનો સોહોડમ આવતો હતો તે જાણી આલાં બોલી "આગ્મે બધું છોડી દઇને પાછી દલદેસરીમાં જાઉં? નહીં—એ તો હવે બનેજ નહીં—કાલીને પોતાને ખાતર બને નહીં."

વાંચનારે યાદ કરવું કે આ સઘળું હીરજીભાઈ કાકાના અહમદનગરના જરથોસ્ત વીલામાં બને છે. આલાં ગમગીન બેઠી હતી એવામાં એક ગાડી આવવાનો અવાજ સંભળાયો અને પાલનજી ડાકટર અને તેમનાં બેન શીરીન આવી પહોંચ્યાં, શીરીન કદે ઠીંગણી હસમુખા દેખાવની અને ખાસ્સી હતી. પાલનજી ડાકટર વરસ પાંત્રીસેકના પણ જરા ચુપ સ્વભાવના હતા.

"કેમ આલાં બેન, ઘેરમાં ભરાઇને શું માખ મારોછ?" શીરીને પુછયું.

"નહીં બેન, જરા સોહોવાતું નહીં તેથી વીચારમાં બેઠોતી. તમે લોક આયાં તે સારૂં થયું. આગ્મે ઘેર શેહેર બધું નવું તે મને તો કાંઈ સુઝ પડતું નહીં."

આ સઘળો વાર પાલનજી ડાકટર ઘણા ચીતથી આલાં ગમ જોયા કરતા હતા.

જરા વારે તેવણ બોલ્યા, "આલાંબાઇ, અમે લોક પતેતી ટાંકણે ગરીબોને ધાભળીએ વહેંચવા સારૂં એક ફેનસી બઝાર ભરવાના છૈયે. ને તેમાં તમારી સામેલગીરીની મદદ માગવા આયાંછ. વળી મારાં માઅેજીએ કેહેવારીયુંછ કે

તમે તદ્દન એકલાં છેઓ તેથી મુકતાદના અહાર દહાડા અમારે તાંહાં આવીને રહેશો તો અમે ઘણાં ખુશી થઇશું."

"જો આપરે કેવી મજાહ કરશું, આલાં બેન" શીરીનેબી ટેકો આપ્યો.

આલાં મન સાથ રાજી થઇ. ઘરમાં ઝુરીને પતેતી ગુજારવા કરતાં આ ભલાં મીત્રોને તાંહાં સોહોવાઇ જશે. એટલુંજ નહીં પણ પેલાં કંગાળ કાગલો ઉપર જરા જરામાં તેનું ધ્યાન દોડી જતું હતું તેનેબી જરા ખાંચો પડશે.

"પણ ચાકર નકરોને ઘેર એકલું સોંપીને કેમ આઉં?" આલાંએ જરા આનાકાની કીધી.

"અરે બેન—એમ શું બોલોછ? એ નોકરો તો પચાસ પચીસ ત્રીસ ત્રીસ વરસના અહીં છે ને બેહેસતી હીરજીભાઇ છ છ મહીના એ લોકના ઉપર ઘેર નાખીને બહાર જતાતા. તમે કાંહાં બહારગામ જવાનાં છેઓ. નાકના દાંડા આગળ જવાનું. તમે આવશો તો ભુલકાંઓનેબી કેવી રમુજ થશે."

શીરીનના આ શબ્દોથી આલાંને પેલું ફસી ભુલકું યાદ આવ્યું જે કોલાબે એક બોઝોરગ તરાહેત બાઇના સ્વાધીનમાં હતું.

"એમ છે, તારે તો હું ખુશીથી આવશ. તમારાં છજન માટે મેહેરબાની થઇ."

આ જવાબ સાંભળી પાલનજીનો ચેહેરો ખુલી ગયો. "આહ, હેં કયું, માઍજી કેવાં ખુશી થશે. તેવણ મને બે ચાર વાર કહી રહ્યાં કે તમુને જોતાંજ તેવણને હેત આવી ગયું."

આવા માયાના સખુનોની હાજરીમાં આલાં કેવો પાપી માર્ગ અખત્યાર કરી બેઠી હતી તે વીચારથી તેની આંખમાં પાણી આવી ગયાં. બધું કાલીને ખાતર. એક બે વાર તેણીની નજર પાલનજી ઉપર પડી તો જોયું કે તેવણ ઘણાજ ધ્યાનથી આલાંનો ચેહેરો નીહાળતા હતા. આલાંના મનપર કાંઇ અફસોસનો બોજો હતો અને તે છુપાવવાની તે તજવીજ કરતી હતી એ શું પાલનજી ડાકટર પામી ગયા હશે કે શું ? નહીં, તેમ તો નહીં હોય. તેમ હોય તો આવી ઓજરખવાહીથી તેણીને પોતાને તાંહાં રહેવાનું હાજન શું કામ કરે. પાલનજી પોતે ઘણા સુધા ને સાચા હતા અને કંઇબી વાંકું જોય તો ખમે તેવા નહીં હતા.

આલાંએ ખોટું કામ કર્યું હતું—હાનુબી ખોટું કામ ચાલુ હતું પણ તેથી કાલીનો જાન બચ્યો હતો એટલે તેણીનું પાપ બીન અર્થનું નહીં હતું.

પાલનજી અને શીરીન ગયા પછી આલાં વીચારમાં બેઠી. એવામાં એક નોકરે આવીને ખબર આપી કે ચીનથી કોઇ પારસી શેઠ આયાછે તે "મીસીસ વજીફદાર" ને મળવા માગેછે.

આ સંદેશો સાંભળી આલાંના હોસ કોસ ઉડી ગયા, તેના હોઠપરનો રંગ ઉડી ગયો અને થોડો વાર તેનાથી બોલાયુંબી નહીં.

"શું નામ કહ્યું?"

"ચીનથી તેમુલજી દેશાઇ આયાછ એમ બોલ્યા, બાઇ."

"હોસે, કોઇ બેહેસ્તી પીરોજશાના ઓળખાણનું હોશે. તેવણને માળપર મોકલ."

આલાં પોતે દીવાનખાનામાં જહને ઉભી એવામાં તેમુલજી દેશાઈ દાખલ થયા.

"માફ કરજોજી! હું તો પીરોજશા વજીફદારનાં ધણી-આણી આવાંબાઇને મળવા આયો તો."

જરા વાર જીવ ઠરાવીને આલાં બોલી "જી તમારી કંઇ ચુક હોશે. એવે નામનું અહીં તો કોઈ નથી. મારા ભાઇ કાલી વજીફદાર ને તેવણનાં ધણીઆણી તો મહાબલેશ્વર ગયલાં છે."

"પણ—પણ—પીરોજશા વજીફદાર ચાર વરસની વાત-પર પીનાંગમાં ગુજરયા ને તેવણનાં ધણીઆણી ને બુચો હીંદુસ્તાન પાછાં આયાં?"

"પીરોજશા ગુજરયા તે વાત ખરી પણ તેવણ પરણે-લા નહીં ઉતાજી. તેવણનો વડો ભાઇ વીરજીબી ત્રણ મહીના થયા ગુજરયો ને મારા કાકાજીએ મારા ભાઈ કાલીને વારસ કીધો."

"બેન—આએ સાંભળી હું ઘણો અજબ છેઉં. બીજી વાત ગમે તે હોય પણ પીરોજશા પરણેલા હતા. ને તેવણને પેટે એક છોકરો હતો તેની હું ખાત્રી આપું છ."

"હું તમારી નાસીપાસી સારૂં દલગીર છેઉં—પણ આવાંબાઇ વજીફદાર જેવા નામના તો કોઇને અમે ઓળખતાં નહીં—કોઈ બીજાં કુટુંબનાં હોશે."

"નહીં—નહીં—કુટુંબ તો એજ. પીરોજશા મારો જીવેજાનનો દોસતદાર હતો. તે ગુજરયો તારે હું શેહેંગાહી ગયલો હતો, પણ જારે પાછો ફરયો ત્યારે જાણ્યું કે આવાંબાઈ તો પોતાના બચ્ચાંને લઇને અત્રે નીકળી આવી હતી. પણ કંઈ ચીંતા નહી, હું એ લોકને પાતાળમાંથી શોધી કહાડશ—માફ કરજો—તસદી પડી."

"જરા ચા પીને જાઓનીજી."

"નહીં, મને માફ કરો. મારો જીવ ઠેકાણે નથી. હું ચીનથી કાલેજ આયો ને મારા દોસ્તનાં વીધવા અને બચ્ચાંને મળવાની પુર આશામાં હતો તેમાં હું નાસીપાસ થઇ ગીઓછ—સાહેબજી."

તેના જવા પછી આલાં ખાવા બેઠી, પણ તેના મોહોમાં કુચા વળતા હતા અને ગળે ઉતરવા ના પાડતા હતા. આએ વળી નવું વઘન કાંહાંથી નીકળી આવ્યું. ગમે તે થાએ પણ પીરોજશાની શાદીની પુરવારીઓ તો તેની પોતાની પાસે કબજ હતી એટલે કોઇનું શું વળવાનું છે.

આવા સચીઆરા છતાં રાતના જયારે આલાં સુતી ત્યારે સ્વપનામાં રૂસીની માએ તેની આગળ ઉભી રહીને કબાટ તરફ આંગળી બતાવતી દેખાઇ.

તેમુલજી દેશાઈ ફરતા ફરતા પોતાના ઉતારાની જગાએ ગયા. "આમાં કાંઈપણ ગડબડ ઘોટાળો છે. ખરી વાત શોધી કહાડું નહીં તો હું પીરોજશાનો દોસ્ત શું કામનો?"

---

## પ્રકરણ—૬.

પતેતી માથે આવી ઉભી અને ફેનસી બજારની ધામધુમ ચાલી રહી હતી. આલાં સવારના પોહોરમાં ઉઠીને બજાર ગમ જતી હતી. પેલા ટેમુલજી દેશાઇએ મારેલો ભભાડો તે હવે વીસરવા લાગી હતી. કોઇ જાણવાનું નથી અને કોઈ બોલવાનું નથી એવી તેના મનમાં નીરાંત હતી. તેમુલજી દેશાઇ આવ્યા ત્યારે જો રતાં હાજર હોતે તો બધો ભેદ જણાઇ જતે અને કાલનો દુકાળ આજે પડતે, પણ તેમુલજી દેશાઇ તો હવે પલ્યા હતા અને રૂસી ઠેકાણે પડેલો હતો એટલે પીડા છુટી. આલાંનું અંતઃકરણ તેને માહેથી ડંખતું હતું, પણ કાલીને કાજે તે પોતાના જીવ ઉપર જોરાવરી કરવા રાજી હતી.

બજારમાં જઈ પહોંચતાં શીરીન સામેથી મળી અને આલાંને આવકાર દીધો:—

"બેન હું જાણું કે તમે નહીં આવશો—"

"હું એક વખત કબુલાત આપું તો—હલો તેમુલજી દેશાઇ, તમે અહીં કાંહાંથી? હું તો જાણું કે તમે કલકતે જવાના ઉતા તે ગીયા હોશો?"

"હા હું પહેલાં તો મુંબઇ જવાનો ઉતો પણ મારા પુરાણા ફ્રેંડ ડાક્ટર મળયા તેવણે બે દહાડા રહેવાની બોહોંસ કીધી એટલે ના કહેવાયું નહીં."

"હું એમ જાણીને ઘણી ખુશી છેઉં—મને એવી ખબર હોતે તો તમુને જરથોસ્ત વીલામાંજ ઉતરવાની બોહોંસ કરતે" આલાં બોલી પણ જુઠ્ઠું—બધું જુઠ્ઠું—તે મન સાથ તો આ કવાબમાં હાડકાંને હજારો હજાર શ્રાપ દેતી હતી.

"તમારી ઘણી મેહેરબાની થઇ પણ હું અહીં ઘણો ચેનમાં છેઉં."

"ભલે, તમે તો ગુમાઇ ગયલા દોસ્તને શોધવા આયા ને નવાં દોસ્ત મલી ગીયાં. હવે તમારા જીવને નીરાંત થઇ કેની?"

"તે તો કેમ કહેવાય. પીરોજશા મારો જાની દોસ્ત ઉતો ને મેં એને કબુલાત આપી હતી કે જો તેને કંઇબી થશે તો હું એની બઇરી છોકરાંને પુછશ. આજ સુધી હું નચીંત જીવ બેસી રહયો તે સારૂં હું હવે પસતાઉંછ. હવે મુંબઈ જતાંને વાર કોઇ હુશીઆર વકીલની સલાહ લેવી પડશે."

આલાં કાંસી પણ ઠાવકું મન રાખી બોલી "હા, અલબત. જો એ બઇરી છોકરાં ખરાં પુરવાર થશે તો તે લોકની મીલકત તે લોકને મુબારક."

તેમુલજી દેશાઇ મન સાથ વમાસવા લાગ્યા કે કેવી નોબલ, કેવી મોટાં મનની છોકરી! કેવો પહેલે દહાડે તેવણે એ બાપડીને ગેરઇનસાફ કીધો હતો.

"બેન, હવે મારા જીવને ટાઢક વળી. ખોદા તમારૂં ભલું કરે."

તેમુલજી દેશાઇના મોહોમાંથી આ શબ્દો નીકળતાંજ પાલનજી ડાકટર અચબુચ આવી ઉભા. આ બે જન કંઇ ખુબ ગુફતેગુમાં મશગુલ હતાં તે જોઇ તેવણ ચમકીને ઉભા. આ-ટલી હદ સુધી વાત આવી છે તે ઉપરથી વાંચનારે જોયું હશે કે પાલનજી પરણેલા નહીં હોવાથી તેવણે પોતાની પ્રીતી આલાં ઉપર લગાડી હતી અને તેનો હસ્તો ચેહેરો જોવાને સદા ઇંતેજાર હતા. જરા વારે શીરીન આવી પહોંચી. ફે-નસી બજારનું કામ આટોપીને સૌ પાલનજીને ઘેર આ પીવા ગયાં.

તેમુલજી અને શીરીન આગળ ચાલી ગયાં હતાં અને પાલનજી આલાંની સાથે હળવે હળવે પાછળ આવતા હતા.

"આલાંબાઇ, આજે તમે કામ કરતાં તદન થાકી ગીઆં કે?"

"નહીં—મનેતો કામ મળે ને મારૂં મગજ રોકાય ને ખરાબ વીચાર નહીં આવે તો હું ઘણી ખુશી થાઉં. રાતના સપના આવે ને જાગી જાગીને ઉઠું તે કરતાં તો આખી રાત બેસીને કંઇ કામ કરૂં તે મને ગમેછ."

"માફ કરજો—પણ તમારાં મગજમાં ખરાબ વીચાર શાના હોય? તમારાં ગીયાં ગુજરેલાંની યાદ કરતાં હો તો તમારી ચુક છે. તે લોક તો સુખી થયાં."

"ખરી વાત; પણ મરવા કરતાં બીજાં દુઃખો ઘણાં છે.

ભલા પાલણજી વીચારવા લાગ્યા કે એ એમ શું બોલેછ. જયાં છે ત્યાં એના પેટમાં કાંઇ મોટાં દુઃખની વાત છે. જયારે આલાં જઇને પાલનજીના માએના પાસાંમાં ભરાઇ બેઠી તારે તે ઘણી નાજુક અને બીહેલી દીસતી હતી. પાલણજીએ પોતાના જીવ સાથ હજાર વાર સવાલ પુછ્યા હશે કે એ છે શું? આએ છોકરી એમ ગળાતી કેમ જાયછ. આલાં છેક વળાવા સુધી પાલણજીને ત્યાં રહેનાર હતી અને તેટલા અરસામાં એ ગમગીનીનો ભેદ શોધી કાહાડવાનો તેઓએ ઠરાવ કર્યો હતો.

બીજે દીને સાંજના આલાં વાડીમાં એકલી ફરતી હતી. તે તકનો લાભ લઇને પાલણજી આવી લાગ્યા. આલાંને ગમગીન જોઇને તેવણ પોતેબી ગમગીન હતા. આલાં પોતેજ આગળ ચાલી આવી અને અચકાતી બોલી,

"પાલણજી, હું તમારાં ઘેરમાં આવી ને આવી શુંગસ જેવી ફરીઆ કરૂં છ તે સારૂં હું ઘણી દલગીર છેઉં, તમે તો મને બોલાવવાની ઘણીબી તજવીજ કરોછ પણ—પણ મારાં મનપર એટલો વજન છે કે હું પોતે ને અસેડી શકતી નથી."

"મારી વ્હાલી આલાંબાઇ, તમારાં મન ઉપર કાંઇ મજબુત દબાણ છે એ તો હું ઘણાં દીવસ થયાં જોઇ ચુકયો છું અને તમારા વીચાર પ્રમાણે આએ ધર્થીમાં તમુને કોઇ મદદ કરી શકે એવૂં નહીં હશે પણ ખોદા જેવો દાતાર છે તેની મદદ માગો."

આલાં રડતી આંખે બોલી "નહી—નહીં—તે દાદગરનુ નામ સાંભળીને મારા પગ ધ્રુજેછે. હું ગુનેહગાર છેઉં."

"પણ તે ગુનાહની તોજેસ કરો એટલે તે ધોવાઈ જશે જો મારૂં માનો—"

"બસ—બસ—ઓ પાલનજી ડાકટર, આવી રીતે તમારા બોલવાથી મારૂં દીલ કપાઈ જાયછ જારે તમે બધી વાત જાણશો તારે તમેબી મારેથી આશા નહાસશો, મેં એક પાપ કીધુંછ તે ચાલુ રાખવા સીવાય ઉપાય નથી."

"શું તમે જાણોછ કે તે પાપ છે તે છતાં ચાલુ રાખવા માગોછ? હું માનું નહીં."

"અફસોસ, તેમજ છે. મારા હાથમાં ઉપાય નથી."

"અરે તોબાહ, મારાં—માની વ્હાલી આલાં—એમ ના બોલ એ શું સંકટ છે તે મારી આગળ દીલ ખોલીને કહે ને હું મારી આંખોથી તુંને મદદ કરીશ."

"અરે—નહીં—નહીં—હું તમારી ઘણી ઉપકારી છેઉં આએ વાત કહેવાય તેવી નથી લએો, મને હવે જવા દએો."

"આલાં, આવી તારી ચાલ શું મારા તરફ વાજબી છે? મને થોડું કહીને ઉસકેરીએો તારે તો હવે બધું કહેવું જોઇએ."

"નહીં—મારો ઉપાય નથી." (રડાને)

"શું તારી મુશકેલી તેમુલજી દેશાઇના સંબંધમાં છે?"

"અસલ મુશકેલી જુદી છે પણ એ તેમુળજીના આ-વવાથી ઘણી વધી ગઇછે."

"એવણને અહીંથી જવા કેહું ?"

"નહીં—નહીં—એવણથી હું બીહુંછ એમ તો જણા-વવુંજ નહીં જોઇયે."

"પણ હડીલી છોકરી, તુંને રોજ આએ પ્રમાણે પીલાતી જોઇને મારૂં જીગર ફાટી જાયછ. તારાં દુઃખમાં એક કરતાં બીજો ભાગીઓ હોશે તો તુંને સહન કરવાને વ-ધારે શકતી મળશે. મુશકેલીની સામે હંમેશ ટકી રહીએ તો અરધી મુશકેલી દુર થાય."

"પણ આમા ઓદાએજી મારી ઉપર રૂઠયા છે." એમ બોલી પાલણજીનો હાથ છટકાવીને આલાં ત્યાંથી જતી રહી. પાલણજી ઘણાજ રંજીદા થયા પણ ઠરાવ કીધો કે આ એબલી ચેબલી છોકરીને કોઇબી રીતે મદદ કરવી.

ઘરમાં દાખલ થતાંજ સામેથા તેમુલજી દેશાઇ મળયા, પાલણજીએ અસેમસે વાત છેડી,

"તમે અમદનગર આયા તે અગાઉ આલાંને ઓળ-ખતા હતા કે"

"નહીં—ઘણી મજાની ડાહી છોકરી છે. પેહેલે દહાડે જરા મને લુછાઇ જેવું લાગ્યું પણ હવે મારો વીચાર ફરી ગીઓછ."

"તે શું ?"

"તે એમ કે મને લાગું કે બચારા પીરોજશાની વીધવા ને છોકરાની એને કાંઇ ખબર હતી. અને તે છતાં એ અને એનો ભાઈ મરનારની હકદાર મીલકત પચાવી બેઠાં હતા."

"અહો, તારે આલાંની છુપી વાત આય કે? પાલણજીએ મન સાથ વીચાર કીધો.

"પછી."

"પછી એમજ કે એ આવાંબાઇ વજીફદાર કોઈ વખત નગર આવીજ નથી. એવી મારી ખાત્રી થઈછ. તેથી અહીંથી હું પાધરો મુંબઈ જવશ ને વકીલને કામ સોંપશ કે એ લોકનો પતો શોધી કહાડે. એ બચારી આવાંબાઈના ઉપકાર તળે હું દબાયલો છેઉં. હું પીનાંગમાં મરે હાલ સીક હતો તારે એણે મારી ઘણીજ ચાકરી કીધીછ."

"પણ કદાચ એ વજીફદાર કોઇ બીજુંજ ફેમીલી હોશે?" પાલણજીએ શક બતાવ્યો.

"નહીં—પીરોજશાહ મારી સાથ પોતાના બાપ બાબે અવારનવાર વાત કરતો હતો. એ લોક વચ્ચે કંઇ પંચાતી થઈ તેમાં પીરોજશાહ ઘેર છોડીને નીકળી ગયલો. પોતાના માતબર સગાં બાબદ તે પોતાની ધણીઆણી સાથબી વાત નહીં કરતો હતો."

"તારે તો તેની વીધવા હજુબી આએ વાતથી નાવાકેફ હશે?"

"હા હું બી તેમજ ધારૂં છ."

"મારી ખાત્રી છે કે કાલી વજીફદારને એ વીશેનો કશો સંસારો ખબર નથી, બાકી એ એમ મીલકત લઇ બેશે નહીં" પાલણજીએ કહયું.

"તે તો કોણ જાણે. હું કાલીને મળીને બધી વાત કહેવશ—પછી જોઇયે શું થાયછ. પણ મને લાગું કે આએ આલાં કંઇ છુપાવવાની તજવીજ કરતી હતી ખરી, પણ મારા જીવને ધીરજ છે. હું બરાબર બધી ગુંચ કહાડશ તાંહાં સુધી ઠર પડવાનો નથી."

---

## પ્રકરણ—૭.

પતેતી ખલાસ થઇ અને આલાં પાછી જરથોસ્ત વીલામાં આવીને ઠરીઠામ થઇ. તે રોજ બ રોજ પોતાના ભાઇના પાછા ફરવાની વાટ જોતી હતી. રતાંનો છેલ્લો કાગલ આ-વ્યો તેમાં કાલીની તબીયતના સમાચાર કાંઇ ઘણા સારા ન હતા એટલે આલાં મન સાથ ભારી વમાસણમાં હતી.

આખરે એક દહાડો સવારના પોસ્ટમેન આવ્યો અને રતાંનું કાગલ આલાંના હાથમાં મુકયું. તે લોક તુરત અમ-દનગર પાછાં ફરનાર હતાં કારણકે હવે કાલીની 'હેલ્થ' ઘણી સુધરી હતી અને તે પોતાની નવી મીલકતનો વહીવટ ત-પાસી લેવાને આતુર હતો. વળી રતાં લખતી હતી જે "ભાઇનો જીવ બેહેનમાં ભરાયો છે. બીજા સારા સમાચાર એ છે કે કાલીએ એક ચોપડી લખી છે તે મુંબઇના એક

છાપખાનાવાળાએ સારી કીમતે ખરીદી છે અને કાલીએ બીજી લખવી શરૂ કરી છે."

આ વાંચીને આલાંનાં મનમાં શું થયું તે સમજવું સેહેલ છે. આખરે કાલી કમાતો થયો. જરા ધીરજ રાખી હતે તો જે પાપમાં આલાં ફસી હતી તેમાંથી બચી શકતે. હવે જે બની તે બની.

તેમુલજી દેશાઇ તો મુંબઇ ગયા હતા અને તેમનાં કામ-કાજ અથવા હીલચાલની કશી ખબર મળી ન હતી. આલાં હવે વીચારવા લાગી કે આએ તેમુલજી રૂસીની સઘળી સગાઇ શોધી કહાડે તો હજી પરવડે. પણ તેમ બને કેમ? પુરવારી તો સઘળી આલાંની કબાટમાં છુપાવેલી હતી અને રૂસી તો રતાંની મમાઇજીની સાથે કોલાબે મજાહ કરતો હતો.

આવા વીચારમાં આલાં બારીએ ઉભેલી છે એટલામાં સામેથી પાલનજી ડાકટર આવતા જણાયા. પાલનજીના ગંભીર ચેહેરા અને ટીકી ટીકીને જોતી આંખોથી આલાં હવે બીહતી હતી. આલાંને બારીએ ઉભેલી તેવણે જોઇ એટલે કંઇ બહાનું કહાડીને છુપાઇ જવાનો બી લાગ ન હતો.

"આલાંબાઇ, મારાં માએ તમારી ખબર લેવા મોકલ-યોછ. તેવણ કહેજે કાલના તમે ઘણા ડઘાયલાં દેખાવોછ તેથી તેવણ ફકર કરયા કરેછ કે શું છે? સારી પખે તો છેઓની?"

"મને કંઇ નથી—કાલીબી સારીકાંની છે. એ લોક ગઇ કાલના નીકળી ચુકાંછ ને આવતી કાલે આવી પુગશે. એણે

એક સારી ચોપડી લખીતી તેબી વેચાઇ ગેઇ. અરે બો-દાએ, જરા જલદી વેચાઇ હોતે."

"આએ સમાચાર સાંભળીને હું ખુશી છેઉં. તમારા ભાઇ આવેછ તે સાંભળીનેબી ઘણો ખુશી છેઉં. આલાં—આએ બનાવોથી હવે તારા મનપરનો બોજો ઓછો થશે કેની?"

આલાં કંઇ બોલી નહીં.

"ઓ મારી આલાં, તું દીલથી દલગીર અને મનથી અસુખી છે તે શું હું જોતો નથી? ભરમ ખોલીને તારૂં મન કાં હલકું કરતી નથી?"

"હું એક વખત કહી ચુકી કે એ વાત કહેવાય તેવી નથી. તમે મારી ઉપર આટલી બધી મેહેરબાની બતાવોછ પણ તે બધી માયા મેહેરબાનીને હું લાયક નથી. હું ભુંડી છેઉં ને તમારા જેવા ભલા માણસની દોસ્તીને લાયક નથી."

"આલાં—આએ પ્રમાણે બોલીને તું મારી છાતીમાં કાંટા ભોકેછ. હું તો તારી ઉપર જાનફેશાન છેઉં. તારી ગમે એવી મુશકેલીઓ હશે તે દુર કરવાને હું મારો જાન આપશ. તારો ગમે એવો વાંક હશે તેના તરફ નાખતી અને દયાની નજરથી જોતશ. મારી આગળથી તું છુપાવશે, પણ તે દાદાર આગળ કેમ છુપાવશે?"

આલાં રડીને બોલી "મને મુવેલીને વધુ ના મારો.

તમે એટલાથી સમજી જાઓ કે એક વખત મેં ભુલ કરી કે હવે મારે તે પુરેપુરી પાર ઉતારવી જોઇયે."

"શું કરવા? કયા ધોરણથી એક ચુક ચાલુ રાખવાની તું તારી ફરજ સમજેછ! ચુક તે આખર કરે ને ચુક. ખોટું કામ કોઈ કાળેબી ખરૂં થાય નહીં. એક ખોટું કામ કરીને તેને જીદને મારે વળગી રહેવું એ બેવાર ખોટું કરયા બરાબર છે. આલાં, મારી વહાલી આલાં, તારાં સંકટ-માં મને ભાગ આપ. આપરે બે જન મળીને એ બોજો વધારે સારી રીતે ઊપાડીશું."

"નહીં—નહીં—મારી છાતી ચાલતી નથી. એ—મારૂં શું થશે."

એ કમનસીબ આલાં, તુંને ઠપકો આપવો કે તારી દયા ખાવી તે સમજાતું નથી. આએ ભલા પાલનજી ડાકટર આગળ તેં તારી મુશકેલીનો ભેદ જાહેર કરી દીધો હતે તો તું કેટલી વાતે સુખી થતે. પણ નહીં. આલાં વીચારવા લાગી કે બધી વાત જણાઇ જાય તો કાલીની ખરાબી થઇ જાય. આ વહાલો ભાઇ પાછો રખડી પડે.

"આલાં, તારે શું તુંને મારી ધણીઆણી કરવાની મેં જે ઉમેદ બાંધી હતી તે ધુળમાં જાય?" પાલનજી વળી પાછા કરગરીને બોલ્યા.

"હું ખરાં જીગરથી દલગીર છેઉં. તમે ઇચ્છોછ તે બને તેવું નથી. જો તમે બધાં ખરી વાત જાણો તો તમે બધાં—કાલી સુધાં—મારેથી ગાઉ દુર નાશો."

લાચાર થઇ ઘણાજ ગમગીન દીલે પાલનજીએ ત્યાંથી રૂખસદ લીધી અને આલાં પોતાના સુવાના ઓરડામાં જઇને ઝારઝાર રડી. હવે તેણીએ જાણ્યું કે પાપનો બદલો આવો કંગાળ છે.

પાલનજી ડાકટર જેવા ઘેર પહોંચ્યા કે ખબર મળી કે તેમુલજી દેશાઇ પાછા આવ્યા હતા. અને તેવણની તુરત મુલાકાત લેવા માગતા હતા.

"હલ્લો તેમુલજી, મુંબઇ ગીઆ શું ને આયા શું?"

"હું પેલા પીરોજશાહની ધણીઆણી ને બુચાને શોધવાનું કામ મારા વકીલને સોંપીને પાછો આયો."

"કંઇ સમાચાર કે બાતમી મળી કે?"

"જરાબી નહીં. બચારી ઓરત આ દેશમાં આવી પછી કોણ જાણે કાંહાં ગેબ થઇ ગઇછ તેની ધનનલસ જણાતી નથી. મને લાગેછ કે મારે વાતની નાબતી કરવી પડશે."

"કાલી વજીફદાર પાછો આવેછ" પાલનજી ધીમેથી બોલ્યા.

"હેં? કાહારે? જો આજ કાલ આવવાનો હોય તો હું બે દહાડા થોભી જાઉં ને એને મળીને બધી વાત પુછું. પણ પાલનજી, મારે તમારી સાથે એક બીજીબી ઘણી અગતની વાત કરવાની છે."

"તમે બે દહાડાને બદલે બે વરસ મારે તાંહાં રહેશો તો હું ખુશી થવશ. પણ આએ બીજી વાત શું છે?"

"તમે અટકળ કરી શકતા નથી? કહું તો ગુસ્સો તો નહીં કરો?"

"ગુસ્સો આવે એવું તમે બોલોજ નહીં. કહો શું છે?"

"તમારી બેન શીરીનને મારી ધણીઆણી કરવાની મારી ઉમેદ છે."

"શીરીન! પણ એની ઉમર બત્રીસ વરસની છે તે તમે જાણોછ કે?"

"બત્રીસ છોડીને બાવણ કાંય નહીં હોય. હું ધણીઆણી લઉં તો એવીજ પાકટ સમજની ઘેર રાખુ લઉં. દુકાનપરનાં રમકડાં જેવી ચીબાવલીને લાવીને શું કરૂં."

"દોસ્ત તેમુલજી, એમાં મારાં માએજીનો હુકમ લેવો જોઇયે. પણ મારી પોતાની તો સાત વખત રજા છે."

સારાંશ કે શીરીન અને તેમુલજી અદરાયાં. તેમુલજી પાસે સારી પુંજી હતી. તેવણે પડોસમાંજ એક મોટો બંગલો ખરીદ કીધો અને શીરીનને પાવલા જેટલા કદના હીરાની વીંટી પહેરાવી.

આ ખુશ ખબર કહેવાને શીરીન પોતે જરથોસ્ત વીલામાં ગઇ. સગનના સમાચાર સાંભળીને આલાં પોતાની સહીને મુબારકબાદી આપવા જતી હતી તેટલાં તેનો સાદ બેસી ગયો અને સોફા કોચ ઉપર ફસડાઇ પડીને ધસાંધસ રડી પડી. શીરીન ભારે અંદેશામાં પડી કે આ શું? શું આ તેમુલજી ઉપર આલાંનો પોતાનો ડોળો હશે?

જરા વારે સાવધ થઇ આલાં બોલી "મને માફ કરજે બેન શીરીન. મને કાંઇ યાદ આવી જવાથી હું બેવકુફ બની. તેમુલજી ઘણા ભલા માણસ છે ને હું તુંને દીલોજાનથી

મુબારકબાદી આપુંછ. હું તો મારાં પોતાનાં દુઃખને વરે રડતીતી. અરે શીરીન, મારા જેવી અભાગણી ને દુખી બીજી કોઇ છોકરી નહીં હશે."

"શું તું–તું–તેમુલજીને થકી બળાપો કરેછ?"

"અરે નહીં નહીં. મારો જીવ તો બીજી ગમ છે પણ અફસોસ મારે હાથેજ મેં મારી ઘોર ખોદીછ. તેની ધણી-આણી હું થઇ શકતી નથી."

"પણ કાંય નહીં? તે શું પરણેલો છે? અથવા ઘણો અભાગયો નાલાયક છે?"

"અરે બેન, તે તો ફરેસતો છે. સાચો ને સુધો છે પણ હું ભુંડી છઉં એટલે તે મારે લાયકનો નથી. આહા! કોઇ વખત તે લોક મારાં પાપની વાત જાણશે તારે તુંનેબી મારી આગળ આવવા નહીં દેશે. શીરીન, તે મોહોકાણ આગળ આવા ઉભી રહે તેટલાં તું મારી સઇ થઇ રહેજે."

"તાંહાં સુધીજ નહીં પણ હમેશ સુધી. તારે હાથે નહીં માફ થઇ શકે એવું પાપ થાય એ હું માનુજ નહીં. મને લાગેછ કે તારૂં ધક ઠેકાણું નથી ને તું ફાટું ફાટું બોલેછ."

"બસ, હવે, આજે રાતે મારૂં મોહત આવે તો સારૂં. મારૂં જીવેલું નકામું છે."

"અરે વાય, તારી ઉપર એટલી તે શું આફત છે તે હું સમજી શકતી નથી. ગમે એવી આફત હોય પણ દાદાર હોરમઝદની મદદ માગયે તો બધી બલા દુર થઇ જાય. તારાં માથાં ઉપર જે જંજાળ હોય તેનું મુળ ઉખેડી નાખ."

"ભુળ તો હું જાણુંછ પણ ઉખેડી નાખી શકતી નથી."

"મારી ગરીબ આલાં, જો તુંને અડચણ નહીં હોય તો માઇજીને તારી આગળ મોકલું. તેવણ તુને સધીઆરો આપશે. મને તો બોલતાં આવડતું નથી."

"નહીં માઇ, તેવણને તસદી આપતી ના. ઊલટું તેવણનું લોહી ઉકળશે ને મને કાંઈ ફાયદો થવાનો નથી. જા શીરીન તું સદા સુખી રહેજે એવી મારી ખરી દુવા છે."

પણ શીરીન જુદીજ જાતની સ્ત્રી હતી. પોતાની જીંદેજાનની સહી બળાપો કરે અને પોતે મન સાથ સુખી રહે એવો તેણીનો સ્વભાવ ન હતો. આ લીધે તે વીચાર કરતી રસતે પડી અને ઠરાવ કરયો કે બધી વાતથી પોતાની માતાજીને વાકેફ કરવી.

કોણ જાણે શા કારણથી તે તેમુલજી આગળ કાંઈજ બોલી નહીં પણ માતાજી આગળ જઈને સઘળો હેવાલ બારીકીથી કહયો.

ડોસાં ઘણાંજ કચવાયાં પણ ધીરજથી શીરીનને સમજાવયું કે પાલનજીનો સઘળો જીવ આ છોકરીમાં ભરાયો હતો અને આલાં પોતેબી પાલનજીને ચાહતી હતી.

"જો માઇજી, તમે સવારના પોહોરમાં આલાં પાસે જાઓ ને એને પટાવીને ખુશી કરો. કોણ જાણે શા કારણથી બળી જળીને કબાબ થઇ જાયછ. ભાઈ સાથ એની સગાઇ ગોઠવાશે તો હું તો હાથ હાથ કુદશ. મને એ ઘણીજ ગમેછ."

"વારૂં માઆએ, તારી વાણી મુબારક. હું સવારની સવાર જઈને બધું સમજાવશ."

પણ સવાર પડે તે અગાઉ તો કાંઈ એવો બનાવ બનનાર હતો કે જેથી સર્વેના જીવ ખાટા થવાને સરજેલા હતા. અગીયારેક વાગાને સુમારે પાલનજી તથા તેમનાં માઆએ, શીરીન અને તેમુલજી હોલમાં બેસી વાત કરતાં હતાં એવામાં ઠરાક દેતું બારણું ઉઘડયું અને આલાં આવીને ઉભી. તેણીએ કાળી સાડી પહેરી હતી અને ઘણીજ ઉસકેરાયલી દેખાતી હતી.

પાલનજી ઉઠયા, પણ આલાંએ તેવણને અટકાવવાના લાંબા હાથ કીધા.

"ખોદા ખેર કરે." પાલનજી મન સાથ બોલ્યા.

"શું છે દીકરી આલાં શું છે?" માઆએજીએ પુછયું.

"સાંભળો—જોઈયે તો મને મારી નાખો, મારી ઉપર થુકો, પણ દાદાર હોરમઝદની હું પનાહમાં જનાર છેઉં તેથી તમે મને કાંઇ કરી શકવાના નથી."

"અરે પણ જરા ચોરી પડ—શું છે શું?" બધાં સાથે બોલી પડયાં.

"જુઓ, આએ હમણાજ મુંબઈથી તાર આયોછ. રૂસી—પીરોજશા વજીફદારનો બુચો ઘણો બેહાલ છે ને તેની બચવાની આશા નથી. આહાહા! તે પીરોજશાનો છોકરો છે એમ કોઈ જાણતું નહીં હતું. પણ ઘણા મહીના થયા મને તેની ખબર હતી. જ્યારે કાકાજી સીક

પડયા ને કાલી અહીં આયો તારે એ બુચાની માયને આસપીટલમાં મરવા સુતેલી મેં રતાંની સાથે જોઇ. આએ બાઇના હેવાલપરથી હું તુરત પાગી ગઈ કે તે કાકાના પીરોજશાની વીધવા થાય ને આએ બુચો પીરોજશાનો છોકરો થાય. મરનારને કશું ખબર નહીં એટલે છોકરાને ખાતર ઘણી મુજાતી હતી પણ મારી ભલી રતાંએ તેને સધીઆરો આપ્યો કે તે બુચાને પોતાની સાથે રાખશે. બીજે દહાડે રતાં બહાર ગઇ તેટલાં આ મરનાર બાઇએ પોતાનાં કાગલીયાં મને વાંચવા આપ્યાં તેમાં પોતાનાં લગનની સરટીફીકેટ, આ બુચાના જનમની તારીખ વગેરે લખેલું હતું. આએ રહયાં તે કાગલો—"

આમ બોલી કાગલનું બંડલ આલાંએ તેમુલજીના હાથમાં મુકયું.

બધાં જણ વચમાં કાંઈ બોલી પડવા જતાં હતાં પણ આલાંએ હાથ ઉંચો કરી તેઓને રોકયાં અને પાછું પોતેજ બોલવા માડયું.

"હવે જારે મેં વાત છેડીછ તારે તો મારૂં પેટ ખાલી કરવા દેઓ. વળી મારૂં માથું ફરી નહીં જાય તે સારૂં હું ઇંતેજાર છેઉં. મેં આએ કાગલો મારી પાસે છુપાવ્યાં, કારણકે તે વખતે મને લાગું કે આએ છોકરો કોણ છે તે જાહેર કરીશ તો અમે ગરીબીમાં તવળીયા કરીશું અને માંદા કાલીના જીવને કાંઇ હાણી પુગશે. મારી રતાં આએ બધી વાતથી અંજાણી ઉતી. તે ભોળાઈમાં રૂસીને પોતાની મમાઇને તાંહાં મુકી આવી. એ મમાઇ ઘણા હેત-

વાળાં છે ને રૂસી ઉપર ઘણો જીવ રાખેછ પણ જારે એ છોકરાનો જીવ જોખમમાં છે તારે મારે જવું જોઇયે ને એનો જીવ બચાવવો જોઇયે."

સઘળાં આ સાંભળી ચુપ થઇ ગયાં. આખરે પાલનજીનાં માએ ઉઠયાં અને આલાં આગળ જઇ તેને પસવારીને બોલ્યાં "મારી માએ, તેં મોટી ભુલ કીધી, પણ ખોદાયજીના સુકરાના કર કે આએ ગુનાહનો એકરાર કરવાની અને થયલી ભુલ સુધારવાની તુંને ગતી આપી. તુંને મુંબઇ જવાની કાંઇ જરૂર નથી. પાલનજી ને તેમુલજી જશે ને બધી વાતની સંભાળ રાખશે."

"નહીં—એને બચાવવાને સારૂં મારો જીવ આપવો પડે તો તે આપવાને હું તૈયાર છેઉં, મને જવુંજ જોઇયે."

પાલનજી ધીમેથી બોલ્યા "માએજી, એને જવા દેઓ, એનાં મનનું સમાધાન થવા દેઓ નહીં તો એમાંથી કાંઇ ખરાબી થશે."

"ઠેંકયુ, પાલનજી, તમે મારા દીલની ઉમેદ બરાબર સમજીયાછ. હું જાઉંછ. ગાડી જોડાવીને મેં તૈયાર રાખીછ ને માકાં ડોસાંબી મારી સાથ આવેછ. રૂસીના બાપ ઉપર એનો જીવ પ્રાણ હતો."

તેમુલજી આ ઠેકાણે ઉઠયા. તેવણના ચેહેરા ઉપર દયાની ઘધાણીઓ પ્રગટ થઇ રહી હતી. આએ છોકરીએ ગુનાહ કીધો અને પછી આ સજા જોતી હતી તે દેખાવથી તેવણનું હૈયું ભરાઇ આવ્યું.

"ખોદા જેવો દાતાર છે" તેવણ બોલ્યા "જે. કાંઇ ગેરઇનસાફ થયો હશે તે સુધારવાની હજી તક છે. હુંબી તમારી સાથ મુંબઇ આઉંછ; આલાં બેન."

"જેમ તમારી મરજી—બધાં જણને સાહેબજી" આટલા શબ્દો બોલી આલાં ચાલી જતી હતી તેટલાં શીરીન આગળ વધીને આડી પડી.

"બેન, બધું સારૂં થશે, શું કરવા એમ ગભરાયછ."

"દુર રહે, શીરીન, દુર રહે; મારા જેવી પાપીને અડકવાને તું લાયક નથી. પાપની તોબેસ કરૂં પછી તું મારી આગળ આવજે."

માઇજી બોલ્યાં "નહીં, તારી ભુલ છે આલાં—તેં તો તોબેસ કીધી. તારેથી બને એટલો ઇનસાફ કરવાને તું તૈયાર થઇછ. હવે તો બધું તે પરવરદેગારના હાથમાં છે."

ગાડી બંગલામાંથી નીકળી ચાલી. શીરીન પોતાની માની છાતી ઉપર માથું નાખી બોલી "માઇજી, બોલવું કેટલું સેહેલું છે પણ એની જગાએ હું હોતે તો શું કરતે તે ધારવું કેટલું મુશકેલ છે."

---

## પ્રકરણ—૮.

રૂસી ખરેખર મરણને કાંઠે પડેલો હતો. તે જશે કે પાછો ઉઠશે એ માત્ર કીસમતના એક નાહના કાંટા ઉપર લટકેલું હતું. આગગાડી મુંબઇ તરફ ધમધમ રસ્તો કાપતી હતી તારે તેનો દરેક ઠોકો જાણે આલાંની છાતીમાં ડપકાનો ટકોરો મારી રહયાં હતાં. રૂસીની મરનાર માના બોલ તેને હર પળે યાદ આવતા કે "જેવી માયા મેહેરબાની તું મારાં બચ્ચાં ઉપર દેખાડશે તેવીજ તે કીરતાર તારી પોતાની ઉપર બતાવે."

ઘણીવાર આલાંએ આસમાન ગમ જોઈ તે દાદારની માફી ચાહી, પણ જાહાં સુધી રૂસી બેહાલ પડેલો હતો તાંહાં સુધી આવી માફી માગવાનું ફોકટ હતું. ગાડીમાં સાથે પાલનજી ડાકટર, તેમુલજી અને ડોસાં હતાં પણ આલાંની ગમખારી જોઇ તેઓ એક હરફ વચ્ચે બોલ્યાં નહીં.

કોલાબે જઈ પહોંચતાં આલાંની ઘણી એોજરખવાઇથી નામાંકીત ડાકટર સર નોએલ વીલમોટને બોલાવી મંગાવવામાં આવ્યો. તેણે બીમાર રૂસીની ખુબ બારીકીથી તપાસ કરી મત આપયું કે તેને ગળાંમાં "ડીફ્થીરીઆ" ની ઝેરી બીમારી લાગુ પડી છે અન તેને લીધે તેના ગળાંની નળી બંધ થઇ જઇને તે ગુંગળાય છે. આ નળી ઉપર 'ઓપરેશન' કરીને સાફ કરવી જોઇયે, જેમ કરતાં કદાચ બીમાર બચે તો તેનાં નસીબ, પણ જો 'ઓપરેશન' નહીં કરે તો તેના બચવાની બીલકુલ આશા ન હતી.

આ મહાન ડાકટરનું ઉપલું મત સાંભળીને બધાં લાકડાં જેવાં થઇને ઉભાં. નાનો રૂસી ગુંગળાતો અને તાસવીસ કરતો બીછાણા ઉપર ઘરફરી મારતો હતો તેના ઉપર વાંકી વળીને આલાં આંસુ વેહવા લાગી. આખરે સઘળાંની અ-જાયબી વચ્ચે તે બોલી ઉઠી—"જ્યારે મોટા ડાકટર એમજ કહેછ કે એ બચ્ચાંને બચાવવાનો બીજો ઉપાયજ નથી ત્યારે આએ "ઓપરેશન" કરવુંજ જોઇયે અને તેને એક છેલ્લો ચાન્સ આપવોજ જોઇયે. અત્રે હાજર રહેલાંમાં સર્વે-થી અતલગની સગી એની હું છેઉં અને તેની સત્તાથી હું આએ "ઓપરેશન"ની રજા આપુંછ."

ડાકટર વીલમોટ ઘણા માનથી આલાં ગમ જોવા લાગ્યો અને બોલ્યો, "આએ નળી ખોલવાથી કદાચ એનો જાન નહીં બચે પણ એને નીરાંત ઘણી થશે અને બીજાં કશાં ખાતર નહીં તો માત્ર તેને ખાતર એ અજમાવવું જોઇયે."

તુરત ઓપરેશન કરવાની તૈયારીઓ થઈ. હસ્પીટાલમાંથી એક યુરોપીયન નર્સ આવી લાગી. જ્યારે બધું ગોઠવાઇ રહ્યું ત્યારે પાલનજી અને તેમુલજીએ આલાંને નીચે જવા સમજાવ્યું, પણ તે ત્યાંથી હાલી નહીં.

"નહીં-હું બધો વખત આગળ હાજર રહેવશ, નહીં તો ઇંતેજારીથી મારો જીવ નીકળી જશે."

ઉપલી હોજતોજીની મતલબ સમજી જઇ ડાકટર બોલ્યો,

"રહેવા દેઓ—જો એવણની મરજી છે તો રહેવા દેવો. પણ બાઈ હું તમને આગળથી કેહુંછ કે આએ 'ઓપરેશન'-

ના દેખાવ ઘણો ભયંકર છે. તે વખતે જીવ બગડી આવે કે એવી બીજી કાંઇ અડચણ નડવી નહીં જોઇયે."

"નહીં જી—મને તપાસી જુઓ."

એણીમેર તેણીનો સાદ સાંભળીને રૂસીએ તેણીને ઓળખી હતી અને તેના બેઉ હાથ પકડી રાખીને જવા દે નહીં. બારણા બંધ થયાં, સર્વને નીચે કહાડયાં હતાં. પા કલાક થયો, અડધો કલાક થયો અને સરવેના જીવ સીકે ઓળવાઇ રહયા હતા.

ઘણીવારે ડાકટર વીલમોટ, પાલનજી તથા બીજા મદદનીશ ડાકટર નીચે આવ્યા. વીલમોટ પરસેવાથી ગરકાવ થઇ ગયો હતો. શું થયું તે જાણવાને સઘળાંની ઇંતેજારી જોઇ તેણે ખુલાસો કીધો,

"ઓપરેશન તો ઘણું ફતેહમંદીથી થયુંછ, પણ કેસ ઘણો જોખમમાં છે. આવા કેસોમાં ભાગયે સોમાં દશ બચી શકેછ. એના ગળાંની નળી હમણા તો સાફ કીધીછ અને એ બચ્ચું સેહેલાઇથી દમ લેઇ શકેછ, પણ ધાસતી એ છે કે પાછી ભરાઇ જાય ને ગળું ચીપલાઇ જાય તો તે કાગલની નળી વાટે ચુસીને સાફ થવી જોઇયે. પણ એ ઘણુંજ જોખમનું કામ છે, કારણકે ચુસનાર ધણીના ગળાંમાં જરાબી જખમ કે ઘસો હોય તો તેને ઝેર લાગવાની ધાસ્તી રહે છે. એને લીધે અમે ડાકટરો સાંચાથી આ ઝેર ચુસી લઇયે છેયે."

સર્વેના જીવ ઘણા ઉદાસ થયા. ડાકટરનું મત સાંભળ્યા

પછી આલાં પાછી માળપર દોડી અને રૂસીનો હાથ પોતાના હાથમાં પકડીને પોતાના પાપનો પસતાવો મનમાં કરવા લાગી. રૂસી હવે તાસનીસમાંથી મોકળો થઇને શાંત ઉંઘતો હતો. આલાં જે એક વાર આ છોકરાને ગરીબીમાં અને દલદેસરીમાં સબડવા દેવાને તૈયાર થઇ હતી તે હવે તેને સારૂં પોતાનો જાન આપવાને રાજી હતી. રૂસીનો શાંત ચેહેરો જોઇ સર્વેને ધીરજ આવી હતી કે તે બચ્યો, પણ આલાંના પેટમાં જીવ ન હતો. ડાકટરના ખોલાસાના સખુન તેણીના કાનમાં દોડયા કરતા હતા.

કલાકના કલાક નીકળી આલ્યા તોબી બીમારને ઊંઘતો જોઇ નર્સે ઘણા આગ્રહથી આલાંને જરા આસાએશ લેવા સમજાવ્યું. અડધોક કલાક આંખ લાગી હશે એવામાં બીમારના બીછાણામાંથી કાંઇ ગુંગળાતો જેવો સાદ સાંભળીને આલાં ઝબકીને ઉઠી. રૂસીનું ગળું પાછું ચીપલાઇ ગયું હતું. તે મોટા મોટા અને દયામણા ડોળા કહાડીને જાણે આલાંની મદદ માગતો હોય તેમ જોતો હતો.

એક શબ્દ બોલવા વગર આલાંએ કાગલની તૈયાર રાખેલી નળી પકડી અને તે બીમારના ગળાંમાં હળવેથી મુકીને વાંકી વળવા જાયછ તેટલાં નર્સે અટકાવી.

"અરે એ તમારૂં કામ નથી. આ પ્રમાણે કરવામાં જીવનો જોખમ છે. જરા ઉભાં રહો; મારતી ગાડીએ ડાકટરને બોલાવ્યે."

"નહીં—એ છોકરાનો જાન બચાવવાની મારી એકલીની ફરજ છે. ડાકટર આવે તેટલાં તો શુંનું શું થઇ જાય."

તેણીએ નળી વાટેથી ચુસવા માડયું. નર્સ લાકડાં જેવી થઇને બીહને ઉભી રહી ગઈ. જરા વારે રૂંસીનું ગળું ખુલ્લું થયું અને તુરત વેળાની ધાસતી મટી ગઇ.

નર્સે તુરત આસીડના પાણીથી આલાંને કોગળો કરાવ્યો. "બાઇ તેં આએ બચ્ચાંનો જાન બચાવ્યોછ પણ ખોદા કરે ને તુંને કાંઇ અલવલ નહીં આવે."

કલાકેકમાં ડાકટર પાછા આવી લાગ્યા અને સઘળી વાત સાંભળીને તથા દરદીને તપાસીને મત આપ્યું કે બીમાર હવે મોહતમાંથી છટકી ગયો હતો અને તેને બચાવનાર આલાં હતી.

તેમુલજી આંખમાં પાણી લાવીને બોલ્યા "ઓ દાદગર, તારી ગતી ન્યારી છે. એ બચારીએ પોતાની ચુકનો દંડ ભરી આપ્યો છે."

આલાંના ચેહેરા ઉપરની ચીંતા હવે દુર થઇ હતી. જે વાદળ તેના મેજાં ઉપર ઘેરાઈ રહયું હતું તે હવે ખુલી ગયું અને પાલનજી ડાકટર આ ફેરફાર માટે પોતાના મન સાથે હજારો હજાર શુકર કરવા લાગ્યા.

પણ એણીમેર રૂસી તતાર થવા મંડયો અને એક પળખી આલાંને વીહલી મુકે નહીં. તે વારે આલાંના પગ લથડતા જણાયા. તેના ઉપર કોઇ સખ્ત માંદગી ગલબો કરવાની હોય તેવાં ચીન્હો દીસવા લાગ્યાં. તે ઝેરી તાવથી

બીમાર પડી. અને બકવા લવવા લાગી. સારૂં ઘેર આ બહાદુર છોકરીને સાજી થયલું જોવા માટે રાતોદન દોઆ માગતું હતું.

એક દહાડે તે છેક ઘડી પળ હતી—તાવ ૧૦૬ ડીગરી ઉપર ચહડી ગયો હતો અને તે ચાર દહાડાની બેભાન હતી એટલાં કાલી અને રતાં આવી પહોંચ્યાં.

સઘળી હકીકત, આલાંની છુપાવેલી વાત, રૂસીની સગાઇ, રૂસીની બીમારી, તેનાં ગળાંમાંથી ઝેરી રસીનું આલાંએ ચુસી લેવું, એ સઘળું જ્યારે કાલીએ સાંભળયું ત્યારે તે તો હેબતાઇ ગયો.

તે આંખમાં પાણી લાવી બોલ્યો "અરે, ખોદા, હું તો આ વાત બીલકુલ જાણતો નહીં હતો. આ બધું શું."

રતાં બોલી "હું સર્વેથી મોટો ઠપકો મારે માથે ખેંચી લઉંછ. બધો વાંક મારો છે. મેં જો જરા હુશીઆરી રાખી હોતે તો આએ બધું બનવા નહીં પામતે. મારી નજર આગળ બધું બન્યું પણ હું આંધળી ભીતની કાની ફરીઆ કીધી."

"મારી ગરીબ ગાય જેવી બેન, આએ તારી શું ચુક! પણ ખોદાના શુકરાના કરો કે રૂસી જીવતો છે."

ઘણા દહાડા આ પ્રમાણે બંતેજારીમાં નીકળી ગયા. આલાંની જીંદગીની આશા ચાર વાર મુકી અને ચાર વાર પાછી આવી. આખરે ચૌદમે દહાડે તેણીએ આંખ ઉંઘાડી

અને સર્વેને ઓળખીને રડી પડી. પોતાના ભાઇનો હાથ પકડીને તે બોલી,

"કાલી—મને માફ કર."

"મારી વહાલી બેન, આવી મરતતોલ બીમારીમાંથી ખોદાએ તુંને બચાવીને જારે માફ કીધું તારે તારા આવા પસતાવા પછી શું હું તુંને ઠપકો આપવાનો છેરૂં!" એવામાં રૂસી દોડી આવ્યો અને આલાંને ગળે વળગીને તેણીના સોહોરાયલા રૂખસારા ઉપર ચુમીઓનો વરસાદ વરસાવવા લાગ્યો.

"કાલી, રતાં, બસ હવે મારા મનની શાંતી થઇ છે. હું હવે ગરીબાઇથી બીહતી નથી. પૈસાને નામની હવે મને ધીક્કાર છુટેછ. રતાં મારે હાથે તુંને મોટો ગેરઇનસાફ થયોછ. તમે બેઉ જનાને ભુલમાં પરણુવા દેઇને મેં તમે લોકને એક રીતે ફસાવ્યાંછ. હું સારી પેઠે જાણુતી હતી કે કાલી જાણીજોઇને પારકા રૂપીઆને આંગળી લગાડે નહીં, પણ એને આજારી ને દેહનો દુઃખી જોઇને હું લલચાઇને મુંગી રહી."

"બેન, તું એમ શું બોલેછ? શું કાલી સાથ હું પૈસાને થકી પરણી? શું તું મને હજી ઓળખતી નહીં? તારી ઉપર લાલચનો કેવો મારો પરીઓ હોશે તે હું સારીકાની સમજુંછ. તેં તારે પોતાને ખાતર નહીં પણ ભાઇનો જીવ બચાવવા આએ કીધુ તે અમે બધાં સમજીએ છે."

"તે બધું ખરૂં રતાં બેન, પણ હું ધીરજ રાખીને જો જરા થોભી હોતે."

"કાંઇ ચીંતા નહીં. હવે જે બની તે બની. સઉ • સારૂં જેનું સેવટ સારૂં. રૂસી સલામત ઉઠયો એટલે આપરે બધું એને હવાલે કરશું અને આપરે ગરીબીમાં સુખચેનમાં રહીશું." કાલીએ ધીરજ આપી.

આલાંના મનનું હવે સમાધાન થયું હતું. મરનાર સ્ત્રીના શ્રાપ તે હવે ભુલી ગઈ હતી. રૂસી તેણીને પોતાની જનેતા માતાની પેઠે વળગતો હતો.

પણ સબર આ સઘળા ફેરવાયલા મામલાને લીધે તે લોકને જરથોસ્ત વીલામાંથી જવું પડશે. આ પ્રમાણે ડાબરાંડામકાં લઇને ખાલી કરવાનું આલાંને ભારી તો લાગયું પણ તે હીંમતથી એોસતવાર રહી. કાલીની તબીયત હવે સુધરી હતી અને તે ચોપડીઓ લખીને સારી કમાણી કરતો હતો. એટલે ગરીબીમાં પણ સુખી રહેવામાં કશી અડચણ ન હતી.

પણ માનવી ચાહેછ શું અને ખોદા કરેછ શું. ગમે એવા ઠરાવ કરો અને ગળે ગાંઠ વાળો પણ તકદીરમાં લખેલું હશે તે થવાનું.

જેવી આલાં માંદગીના બીછાણાપરથી ઉઠીને ઉભી થઇ કે કાલી, પાલણજી અને તેમુલજી મળીને સાથે મરહુમ હીરજીભાઇના વકીલ મી૦ ત્રીંબકરાય પાસે ગયા. ખરકા પણ ઠાવકા ત્રીંબકરાયે સઘળી વાત સાંભળી અને મરનાર પીરોજશાના કાગલીઆં જે આલાંના સ્વાધીનમાં હતાં તે ખુબ બારીકીથી તપારીઆં. આ વાર રાવસાહેબના હાથ બગાર ધ્રુજતા હતા. આખરે પોતાનો ચશમો નુછીને તેવણ બોલ્યા,

"ઘણુંજ નવાઈ જેવું. પીરોજશાએ પોતાની ધણીઆણીને પોતાના સગાંવહાલાં વીશે કંઈજ કહયું નહીં એ બહુ અચરતીની વાત છે. હીરજીભાઇ શેઠ આ છોકરા ઉપર ભારે રીસાણા હતા તે તો હું જાણું છું. જયારે એઓએ છેલ્લાં મને વીલ કરવા બોલાવ્યો ત્યારે મેં સુચના કરી કે વખતે પીરોજશાને છોકરાં થયાં હોય પણ તેઓએ તો મને હસીજ કહાડયો. પણ હું હઠે પડયો અને કલમ નખાવી કે અગર પીરોજશાના વારસ હોય અથવા થાય તો કેમ કરવું. આ વીલ ઉપર સાફ લખેલું છે કે જો પીરોજશાનો કોઇ વારસ નીકળી આવે તોજ આ કાગલીઉં વાંચવું, નહીં તો આમનું આમ રહેવા દેવું."

"પણ એ કાગલીઉં કયાં છે?" સઘળાંઓએ ઇંતેજારીથી પુછયું.

"જરથોસ્ત વીલાના માળપરના દીવાનખાનામાં ગોળ ટાપની ટેબલ છે તેના છુપાં ખાનામાં છે. તમે હમણા તો જાઓ પછી પરમદીને હું સવારના પોહોરમાં ત્યાં આવીશ અને સઘળાંઓની હજુરમાં આ ઓચરીઉં ઉખેડીને આપણે વાંચીશું."

"પણ રાવ સાહેબ, આ સઘળા બનાવ પછી મને જરથોસ્ત વીલામાં એક દહાડો પણ રહેવાનો હક નથી. હું તો કાલનો કાલ મુંબઇ જવા માગું છ."

"નહીં ભાઇ, તેમ કીધામાં ફાયદો નથી. હું કહું તેમ કરો. પરમ દહાડા સુધી ધીરજ ધરો અને પછી તમેજ

જોશો કે હું કહું છું તે ખરૂં છે."

* * *

પરમ દહાડે આપણે મળીશું.

પરમ દહાડો બી આવી લાગ્યો. આલાં પોતાનાં પાસાંમાં રૂસીને દાબીને મુંબઇથી આવી લાગી અને જરથોસ્ત વીલા પાછું હળમળી રહયું. કાલી અને રતાં પણ ત્યાં હાજર હતાં અને જાણે કોઇ પારકાંના ઘરમાં મળવા આવ્યાં હોય તેમ અલગ ફર્યા કરતાં હતાં. જરથોસ્ત વીલાનો સઘળો કારભાર હાલ તરત તો ત્રીંબકરાવ વકીલના હુકમથી નોકરોના હસ્તકમાં હતો, કારણકે કાંઇબી ચીજને હાથ લગાડવાને અથવા કાંઇબી હુકમ કરવાને કાલીએ સાફ ના પાડી હતી.

હીરજીભાઈ શેઠે પેલાં મોહોરબંધ કાગલમાં શું ફરમાવ્યું હશે તે માટે સર્વેના મનમાં ઇંતેજારી હતી પણ તે ઇંતેજારી ખુલ્લા શબ્દોમાં કોઇ બતાવતું હતું નહીં.

આલાં સંતોષી અને શાંત દીસ્તી હતી પણ તે નખાઇ ગઇ હતી. કાલીબી અંદેશામાં ફર્યા કરતો હતો પણ તેનો આગલો જુનો હાંસો હવે સદાનો રૂખસદ લઇ ગયો હતો. સર્વેમાં ભલી રતાં અસલ માફકજ સમાધાન હતી. સર્વેને દીલાસો દેવામાં, સર્વેને મદદ કરવામાં તે સદા હાજર હતી. જ્યારેબી તે નીર્દોશ રૂસીને જોતી ત્યારે એક માના જેવા પ્રેમથી તેનું હૈડું ઉભાઈ જતું હતું. તે તેને નવાડતી ધોવાડતી, પસવારીને પોહોરાવતી અને તેની દરેક હીલચાલ

ઉપર નજર રાખતી હતી. પણ નવાઈ જેવું છે કે આ સઘળાં હેત છતાં નાનો રૂસી આલાંની આગળથી ખસતો ન હતો અને જયારે આલાં તેના બીછાનાં આગળ બેસે અને તેનો હાથ પોતાના નાજુક હાથમાં પકડી રાખે ત્યારેજ તે ચેનમાં ઉંઘાઇ જતો હતો.

હવે જરથોસ્ત વીલામાં સઘળાંઓ ભેગાં મળવા પછી શું થયું તે આપણે આવતાં પ્રકરણમાં જોઇશું અને તમારી રજાથી આ કળીત કથાનું સેવટ આણીશું.

---

## પ્રકરણ—૯.

### (સમાપ્ત.)

જાણો કે સઘળાં જરથોસ્ત વીલામાં ભેગાં મળયાં છે. રતાંની ધણી આજુજીથી તેના મમાઇજી રૂસીની સાથે અહમદનગર આવ્યાં હતા. તેવણને રૂસી એવો વહાલો હતો કે તેને એક ઘડી વીહલો મુકવાને તેવણ નારાજી હતાં.

"મમાઇજી" રતાં બોલી, "હવે અમારેથી આએ બંગલામાં રહેવાથે નહીં. એ બધી મીલકત તો રૂસીની છે પણ એની મરનાર માએ એ છોકરાને મારે હસતક સોંપેલો છે, એટલે ઘણું કરીને એને આપરી સાથે મુંબઈ લેઇ જઇશું ને એ મોટો થાય તાંહાં સુધી આપરી સાથે રાખી શકશું."

તે લોક રૂસીને માળપર કપડાં પહેરાવવા લેઇ ગયાં અને ડ્રોઇંગ રૂમમાં આલાં અને પાલનજી એકલાં રહી ગયાં.

"આલાં, આએ બનેલા બનાવ સારૂં હું તુંને, એક રીતની મુબારકબાદી આપુંછ. તેં એક પેહેલી ભુલ કીધી પણ તેનો તેં એવો બદલો વાળી આપયોછ કે હવે તે ભુલ એક આશીરવાદના આકારમાં હું જોઉંછ."

"તમારી ઘણી મેહેરબાની છે. પણ આએ બંગલામાંથી જઇને હું મુંબઇમાં મારી નાની ઝુપડીમાં બેસશ તારે મારા જીવને કરાર થશે."

"તારે મારૂં કેમ? શું હું મારી આશામાંજ રહી જાઉં? મારી ઘણીઆણીને સારૂં સદાનો વાત જોતો રહી જાઉં!" પાલનજી દલગીર થઇને બોલ્યા.

આલાં લજવાઇ ગઇ અને ગરદન નીચી નાખી દઇને બોલી "એ વાત બને તેવી નથી, તમે એ વીચાર તમારા મનમાંથી કહાડી નાખો. મેં એ બાબદપર ઘણો વીચાર કીધોછ અને તમારા જેવા ભલાં માણસને મારા જેવી ભુંડી ઓરત લાયક નથી."

પાલનજી આનો ઉતર આપવા જતા હતા એવામાં રતાં ને કાસી આવી લાગ્યાં અને વાત અટકી પડી. રાતના સાત વાગતે સર્વે જમી રહયાં પછી આલાં ઉદાસ જીવે એકલી કમપાઉંડમાં ફરતી હતી: તેટલાં વળી પાછા પાલનજી ત્યાં આવી લાગ્યા.

"મારી વહાલી આલાં, આવી રીતે તારી પુઠ પકડી રાખવા સારૂં હું તારી પાસે માફ માગુંછ. પણ તારા આ-

જના, જવાબથી મારા મનનું સમાધાન થયું નથી. હું તારી પાસે માગી લેઉંછ કે તારે ઉતાવળેથી જવાબ દેવા નહીં. તારા વગર મારૂં જીવતર નકામું છે ને તું જાણી જોઇને મને દુખી કરે એવી કઠણ દીલની નથી તે બાબે મારી ખાત્રી છે. મને જવાબ દે. મારી ધણીઆણી થવાને તું ના પાડેછ પણ મારા પોતા વીશે તો તુંને કાંઇ વાંધો નથી? કોઈ બીજા ઉપર તો તારો ખ્યાલ નથી?"

"નહીં—નહીં—પણ હું પાપી—છેઉં ને તમારે લાયકની નથી."

"અરે ઘેલી છોકરી, તેં પાપ કીધું અને તેનો પસતાવો કીધો એટલે તે પાપ ધોવાઇ ગયું. આપરે બધાં માનવી જાત મોટાં કે નાનાં પાપને આધીન છૈયે. જો આપરે બધી નબળાઇઓથી નીરાળાં હોઇયે તો પછી ફરેસતામાં નહી ખપયે? તારી સાથ જીંદગી ગુજારવાથી મને પોતાને કેટલો ટેકો છે તેનો તુંને ખ્યાલ નથી. આપરે એક બીજાને સલાહ આપીને સારી જીંદગી ગુજારશું એવી મેં ગણત્રી કરી રાખી હતી તેમાં તું મને નાસીપાસ ના કર."

"પાલનજી, તમારા સખુનો મને છાતીમાં તીરની ફાની લાગેછ. પણ મારૂં દીલ દલગીર છે ને એક રડતી બળાપો કરતી બૈરીને હંમેશની સામે બેસાડવામાં તમારાં સુખનો નાશ થશે તેનો તમે વીચાર કરતા નથી."

"મેં બધો વીચાર કીધોછ. એ બળાપો શાથી અને કેમ પેદા થયોછ તેનો જ્યારે હું વીચાર કરૂંછ, તારે મારાં મનથી ખુશી થાઉંછ કે એક વાંકની તોજેશ કરતાં આ બ-

ળાપો ભરપા થયલો છે. તે તારાં સારાં દીલની ગુવાહી છે." આ પ્રમાણે બોલી પાલનજી પોતાનો રૂમાલ કહાડીને પોતાની આંખો નુછવા લાગ્યા, જે જોઇ આલાં તેમની આગળ ગઈ અને તેમના ખભાં ઉપર હાથ મુકી બોલી,

"એમ છે, તારે તો હું લાચાર છેઉં. હું મુંબઇ જઇને પાછું મારા જુના કામને વળગી રહેવાનો વીચાર રાખતી હતી. પણ જ્યારે તમે મારી ઉપર આટલો બધો જીવ રાખોછ અને–અને હુંબી તમારી ઉપર મારાં મન સાથ કુરબાન છેઉં, તારે તમારે ગમે તે કરો. હું આજથી તમારીજ છેઉં."

આ પછી આ બે સુખી જીવડાંઓ વચ્ચે શું વાતચીત થઇ તે વર્ણવવાની જરૂર નથી. પાલનજીથી હસાઇ હસાઇ જવાતું હતું અને આલાં તેમના ખભાં ઉપર માથું નાખીને રડતી હતી, એવામાં કાલી આવી લાગ્યો.

"અહલો, એ તમે બે જણ અહીં શું ગુસગુસ કરોછ! શું આખું અહમદનગર વેચાતું લેવાનો વીચાર કરોછ કે! આલાં, એ તારી આંખમાં પાણી કેમ?"

પાલનજી બોલ્યા "કાલી, આજથી જો તારી રજા હોય તો આપરે બે મીત્રો નહીં પણ ભાઇ છેએ. હું આશા રાખુંછ કે તારી બેનનું સુખ મારા સ્વાધીનમાં સોંપવાથી તું પસતાઇશ નહીં. આલાંએ તો પોતાની રજા આપીછ, બોલ હવે, તારી રજા છે?"

"ખરાં જીગરથી, મારા દોસત, આજનો મારો દહાડો બધી વાતે સુખી છે."

સેહેજ વારમાં તો ખબર ફેલાઇ ગઇ કે પાલનજી ડાકટર અને આલાં અદરાયાં હતાં. આખા બંગલામાં ખુશાલી પથરાઇ ગઇ હતી. રાતના આલાં પોતાના ઓરડામાં સુવા ગઈ તાંહાં અસ્સબ્રુચ રતાં આવીને ઉભી.

"મારી વહાલી બેન, આજના બનાવે જેટલી મને ખુશી કરી નાખીછ તેવો બનાવ મારી આખી જીંદગીમાં મેં જાણુયો નથી. પાલનજી એકસો આદમીમાં એક આદમી છે. તેવણ તુંને સુખી કરશે. હું તુંને ખરાં જીગરથી મુબારકબાદી આપુંછ."

"પણ રતાં, તેવણ જેવા ભલા છે તેવી હું ભુંડી છેઉં. એવા એક ફરેસતા જેવા માણસે મારા જેવી ઉપર પોતાનું દીલ લગાડયું એબી એક નવાઇ છે."

"જરાબી નવાઇ નથી. તેં જો બધી વાત તારા મનમાં રાખીને ખરાબી ચાલવા દીધી હોતે તો જુદી વાત હતી. પણ તેં પસતાવો કરીને તારૂં મન ખાલી કરી દીધું એટલુંજ નહીં પણ ભુલની તોજેશ કરવા સારૂં તારો જીવ આપવા તૈયાર થઈ, એટલે ખોદાએ તારાં કામ ઉપર રાજી થઇને તુંને આએ બદલો આપયો છે."

* * *

સહવાર પડી અને જરથોસત વીલામાં લગાર ગડબડ સડબડ ચાલી રહી હતી. રતાંના હુકમથી દરવાજા ઉપર

મોટી તોરણ બાંધી હતી અને જગેજગ ચોક પુરાયા હતા. બરાબર બારને ટકોરે હોલમાં કાલી અને રતાં, આલાં અને પાલનજી, રૂસી અને મમાઈજી, નેમુલજી દેશાઇ અને કુંવર ડોસાં સઘળાં હાજર હતાં. નાનો રૂસી આ સઘળાંનો ભેદ કંઇ સમજતો નહતો, અને આલાંના ખોળા ઉપર ચહડી બેઠો હતો.

અધીરાઈથી સર્વે કોઈ ઘડી ઘડી બારીએ ડોકાવીને જોયા કરતું હતું. આખરે સવાબાર વાગતે ગાડી આવી ને ઉભી અને ત્રીંબકરાવ વકીલ દાખલ થયા. સર્વેને હસીને સલામ કીધા પછી તેવણ રૂસી આગળ ઉભા, અને બોલ્યા "મારી પેઠે જેઓ વજીફદારના કુટુંબને બચગીથી ઓળખતા હશે તેઓને આએ રૂસીના માબાપના લગનની સરટીફીકેટની જરૂર નહીં હશે. નરો જાણે એના બાપ પીરોશાનો આબેહુબ ચેહેરો."

ખરેખર તેમજ હતું. રૂસી બરાબર એના મરનાર બાપની નાની આવૃતી હતી, પણ સરટીફીકેટોબી હાજર હતી, એટલે તે સવાલનો કાંઇ વાંધો હોયજ શાનો.

આખરે ત્રીંબકરાવ ઉઠયા અને એક ટેબલના ખાનામાંથી મોહોરબંધ કાગલ કહાડયું અને સર્વેના દેખતાં સીલ ફોડીને નીચે પ્રમાણે વાંચ્યું.

જરથોસ્ત વીલા.

સપટેમબર ૧—૧૮૯૧.

મારૂં વસીયત કીધા પછી મારા અંગત મીત્ર ત્રીબંકરાવ વકીલ જીદ લઈ બેઠા છે કે વખતે મારા

થડા બેટા પીરોજશાને તાંહાં ફરઝંદ હોય તો તે માટે મારે કાંઇબી લખી જવું. મેં પીરોજશાને તો બધી વાતે રદ બાતલ કીધો છે અને તેને તાંહાં ફરઝંદ હોય એ વાત હું માનતો નથી, પણ તે છતાં ફકત સલામતીને ખાતર–બલકે નામને ખાતર હું આ કાગલીઉં લખી રાખવાનું દરૂસત ધારૂંછું. તારે જાણવું કે અગર કોઈ દહાડેબી મારા એ નગુણા નાફરમાન છોકરા પીરોજશાનો હકદાર વારસ કોઇ જણાય તો જરથોસ્ત વીલાની મીલકત અને મારી અસકેયામત બધી તેને પહોંચે. પણ મારી માએ તરફની જે બધી મીલકતો છે તે ઉપર આ વારસનો હક રહે નહીં. તે બધી મારા ભાઇના દીકરા કાલીને આપવી. વળી હું ફરમાવી જાઉંછું કે આવો જો બનાવ બને તો પીરોજશાનો બેટો ચોવીસ વરસનો થાય તાંહ સુધી અહમદનગરના એસટેટનો બધો વહીવટ કાલીએ ચલાવવો અને પીરોજશાના વારસને પોતાની સાથે રાખીને તેની સંભાળ લેવી.

આ કારણ માટે હું મજકુર કાલીને અને મારા મીત્ર ત્રીંબકરાવ વકીલને એક્ઝીકયુટરો ઠરાવી જાઉં છું અને ઉપલો વારસ જો જણાય તો તેને કેળવવા તથા ઉધારવા માટે ગમે એવો ખરચ કરવાની અને ઘટતો બંદોબસત કરવાની સતા આપુંછું. મારા ભાઇના બેટા કાલી ઉપર મને પુરતો વીશવાસ છે,

માટે આટલાં વરસ સુધી તેને દલદેસરીમાં સબડવા દેવા માટે હું દલગીર છઉં, અને આશા રાખુંછ કે જરથોસ્ત વીલાના માલેક તરીકે અથવા પીરોશાના વારસના 'ગારડીઅન' તરીકે તે ઘણા વરસ સુધી સુખ જોશે.

લખી આજે તારીખ.

**સહી હીરજીભાઈ વજીફદાર,**

સાખ, ત્રીંબકરાવ નારાયણરાવ વકીલ.

✠ ✠ ✠

કાલીએ આસમાન ગમ ડોળા કીધા અને ધ્રુજતે સાદે રૂસીને પોતાની પાસે બોલાવ્યો અને તેને પેટમાં ચાંપી બોલ્યો :—

"હું ખોદાને હાજર નાજર જાણી આજથી તુંને મારો બેટો ગણુંછ અને મારા મરહુમ કાકાજીની બધી ઇચ્છાઓ પાર પાડવા માટે ખોદા મને તાકાત બક્ષે એવી વીનંતી કરૂંછ."

આલાં રડતી હતી. શું કામ? તેની છાતી ખુશાલીથી ભરપુર હતી. પાલનજી તેને પસવારતા ઉભા હતા. રૂસી તેનાં ગુડણ આગળ વળગી રહયો હતો. રતાંએ તેનું માથું પોતાના પેટમાં ચાંપ્યું હતું અને મમાઈજી સર્વેને રૂવા દેતાં હતાં. આવા સંજોગ વચ્ચે આપણી કથાનો પડદો આસતે આસતે ઉતારી આ કીસ્સો તમામ કરીશું.

સમાપ્ત